પ્રેરક તથા દ્રવ્યસહાયોપદેશક :
પ. પૂ. ગણિવર્ય શ્રી પ્રબોધચન્દ્રવિજયજી

પ્રકાશક અને પ્રાપ્તિસ્થાન :
શાહ જશવંતલાલ ગિરધરલાલ
જૈન પ્રકાશન મંદિર
દોશીવાડાની પોળ
અમદાવાદ–૧

મુદ્રક :
મંગલ મુદ્રણાલય
રતનપોળ
અમદાવાદ–૧

ટાઈટલ, ફોટાઓ અને શરૂઆતના દ્વિરંગી લખાણના મુદ્રક :
દીલા પ્રીન્ટર્સ
સુપ્રભાત ઈન્ડસ્ટ્રીઅલ એસ્ટેટ
દરિયાપુર
અમદાવાદ–૧૬

પરમપૂજ્ય પરમદયાળુ તપાગચ્છનાયક
આ. શ્રી વિજયનંદનસૂરીશ્વરજી મહારાજ



સં. ૨૦૩૨, માગશર વદિ ૩ રવિવાર, તા. ૨૧-૧૨-૭૫ના દિવસે સવારે
પાલિતાણા તરફના વિહાર સમયે લેવાયેલી તસ્વીર
**કોને ખબર કે પૂજ્યશ્રીની આ અંતિમ તસ્વીર બની રહેશે ?**

# પ્રકાશકીય નિવેદન

પરમપૂજ્ય પરમદયાળુ આચાર્યભગવંત શ્રીવિજય-નંદનસૂરીશ્વરજી મહારાજ સાહેબના પ્રવચનોનો આ સંગ્રહ છે.

વિ. સં. ૨૦૨૯ના વર્ષે તેઓશ્રી ખંભાત-શ્રી સ્તંભતીર્થ તપગચ્છ જૈન સંઘના ઉપાશ્રયે ચાતુર્માસ બિરાજ્યા, ત્યારે ત્યાં અષાડ શુદિ ૫ થી અષાડ વદિ ૮ સુધીમાં તેઓશ્રીએ સત્તર પ્રવચનો આપેલાં. તે પ્રવચનો તે જ વખતે તેઓશ્રીની નિશ્રામાં રહેલાં પૂજ્ય આચાર્ય શ્રી વિજયસૂર્યોદયસૂરીશ્વરજી મ. ના શિષ્યરત્ન મુનિરાજ શ્રી શીલચન્દ્રવિજયજીએ લખી લીધેલાં. એ પ્રવચનો આ પુસ્તકમાં મુખ્યત્વે લેવાયા છે.

આ ઉપરાંત, પૂજ્યપાદ આચાર્યભગવંતે સં. ૨૦૨૮ના પાલિતાણાના ચાતુર્માસમાં આપેલાં પ્રવચનો-માંથી કેટલાંક વચનામૃતોનો સંગ્રહ પૂજ્ય સાધ્વીજી શ્રી પૂર્ણભદ્રાશ્રીજી મહારાજે કરેલો તે, તથા ખંભાતમાં તેમણે રચેલી કેટલીક ગહુંલીઓ, આ પુસ્તકમાં પરિશિષ્ટમાં લેવાયેલ છે.

ભગવાન મહાવીરદેવની ૨૫મી નિર્વાણ શતાબ્દીની ઉજવણી વખતે અમદાવાદમાં સં. ૨૦૩૧ના કારતક શુદિ બીજે અને ચૈત્ર શુદિ તેરશે પૂજ્યપાદ આચાર્ય ભગવંતે જે પ્રવચનો આપેલાં, તે પણ આમાં પરિશિષ્ટરૂપે લેવાયાં છે.

ખંભાતમાં અપાયેલાં સત્તર પ્રવચનો શ્રી નંદિ-સૂત્રની પ્રારંભિક પીઠિકા ઉપર હોઈ 'શ્રીનંદિસૂત્રનાં પ્રવચનો' એવું નામ આ પુસ્તકને આપ્યું છે.

આ પ્રવચનોનો સંગ્રહ આ રીતે પુસ્તકરૂપે તૈયાર કરી છપાવાય એવી ભાવના તો હતી જ, પણ એ ભાવનાને પૂજ્યપાદ આચાર્ય શ્રી વિજયકુમુદચંદ્ર-સૂરીશ્વરજી મ.ના શિષ્યરત્ન પૂજ્ય ગણિવર્ય શ્રી પ્રબોધચન્દ્રવિજયજી મહારાજે પ્રેરણા આપીને વેગ આપતાં એ ભાવના આજે મૂર્તિમાન બને છે.

આ પ્રવચનો વિષે અને પ્રવચનકાર પૂજ્ય આચાર્યભગવંત વિષે જે કહેવું જોઈએ તે બધું આ સાથેની બે પ્રસ્તાવનાઓમાં વિશદ રીતે કહેવાયું છે.

પ્રસ્તાવના માટે પં. શ્રી મફતલાલ ઝવેરચંદ ગાંધી અને શ્રી રતિલાલ દીપચંદ દેસાઈને કહેવામાં આવતાં તે બંને મહાનુભાવોએ પૂજ્ય આચાર્ય ભગવંત પ્રત્યેની ભક્તિથી પ્રેરાઈને તરત જ હા કહી

અને ભક્તિ તથા વિદ્વત્તાથી પૂર્ણ પ્રસ્તાવના સમયસર લખી આપી, એ બદલ તેઓના અમે આભારી છીએ.

આ પુસ્તકને સમયસર છાપી આપવા માટે મંગળ મુદ્રણાલયના માલિક શ્રી કાંતિભાઈનો અને શરુઆતના પ્રસ્તાવના વગેરે મેટરનું દ્વિરંગી મુદ્રણ કરી આપવા બદલ દીલા પ્રીન્ટર્સના શ્રી લાલભાઈ મણિલાલ શાહનો આભાર માનીએ છીએ.

આ પ્રવચનોનો સંગ્રહ પ્રગટ થાય છે ત્યારે હૈયામાં અપાર વિષાદ ભર્યો છે. કેમકે આ પ્રવચનોના પ્રવચનકાર પૂજ્યપાદ આચાર્યભગવંત આજે આપણી વચ્ચે નથી. તેઓશ્રી માગશર વદિ ૧૪ ના દિને નશ્વર માનવદેહનો ત્યાગ કરીને સ્વર્ગલોકે પધાર્યા છે. તેઓશ્રીની આ રીતની અણકલ્પી અનુપસ્થિતિ હૈયામાં ભારે વિષાદ અને આઘાત ફેલાવી રહી છે.

તેઓશ્રીનો ચારિત્રપૂત આત્મા દિવ્ય શાન્તિ મેળવતો રહે, અને આપણા પર મંગળ આશીર્વાદ વર્ષાવતો રહે એવી પ્રાર્થના સાથે તેઓશ્રીના મંગલકારી આ પ્રવચનો આત્માર્થી ભવ્ય જીવોને સન્માર્ગના પથિક બનવામાં સહાયક બની રહે તેવી શુભ ભાવના....

લિ. પ્રકાશક

# સદ્ભાવનું સરોવર

માગશર વદિ ૧, શુક્રવાર તા. ૧૯-૧૨-૭૫

આજે રાત્રે પ્રતિક્રમણ પછી મેં પૂજ્યશ્રીને પૂછ્યું : સાહેબ! આપના વખતમાં આવી કોઈ પ્રથા ન હતી; પણ અત્યારે તો એવી પ્રથા છે કે 'પુસ્તક કોઈને સમર્પણ કરાય.' આ પુસ્તક કોને સમર્પણ કરવું? આપ કહો એમ કરું

તરત જ પૂજ્યશ્રીએ ફરમાવ્યું **"કસ્તૂરસૂરિજીને જ કરવાનું. બીજાને નહિ."**

☼ ☼ ☼

એક પૂજ્યપ્રવરને બીજા પૂજ્યપ્રવર માટે કેવો અખૂટ અંતરંગ સદ્ભાવ અને નિર્વ્યાજ સ્નેહભાવ હશે-હોઈ શકે, એનું આ જ્વલંત ઉદાહરણ છે. પૂજ્યશ્રીના સદાસરળ-વાત્સલ્યઝરા શા હૈયાંનું આમાં પ્રતિબિંબ છે. રે! અંતરંગ સદ્ભાવનું આ તો માત્ર પ્રતીક જ સમજવું. એનો નિત્યનવીન, રમણીય અને અંતરાહ્લાદક અનુભવ કરવો, એ ય એક જીવનલ્હાવો હતો. એ તો જે જાણે એ જ માણે.

આ સદ્ભાવને પણ અનંત વંદન હો.........

**—શીલચન્દ્રવિજય**

# સમર્પણ

સમભાવના સાગર

સરળતાના ભંડાર

સાચી સાધુતાના અવતાર

પૂજ્ય આચાર્યમહારાજશ્રી

વિજયકસ્તૂરસૂરીશ્વરજી મહારાજના

પાવન કરયુગલમાં

કોટિ વંદન સાથે....

—શીલચન્દ્રવિજય

પરમપૂજ્ય પરમદયાળુ તપાગચ્છનાયક
આ. શ્રી વિજયનંદનસૂરીશ્વરજી મહારાજ



સં. ૨૦૩૨, માગશર વદિ ૩ રવિવાર, તા ૨૧-૧૨-૭૫ના દિવસે સવારે
પાલિતાણા તરફના વિહાર સમયે લેવાયેલી તસ્વીર
**કોને ખબર કે પૂજ્યશ્રીની આ અંતિમ તસ્વીર બની રહેશે ?**

શ્રી પાર્શ્વનાથાય નમ:

# પ્રસ્તાવના

વિના પ્રયત્ને આપોઆપ ક્રિયા કરવાની વૃત્તિ જાગે, તેને સંસ્કાર કહે છે.

ભવોભવના આહાર સંજ્ઞાના સંસ્કાર હોવાથી જન્મતાંવેંત બાળક સ્તનપાન કરે છે. અને વિષય કષાયના સંસ્કાર હોવાથી કોઈના શીખવ્યા વગર પ્રાણી મારાતારામાં લપેટાય છે. આ સંસ્કાર સારા અને ખોટા બંને પ્રકારના હોય છે. જેમાં નીતિ અને ધર્મનું તત્ત્વ ભળે તે સંસ્કાર સારા.

આ સંસ્કાર ક્ષેત્રજન્ય પણ હોય છે. ભારત ક્ષેત્ર એ ધર્મક્ષેત્ર છે. ત્યાં જન્મેલા માનવીને આપોઆપ ધર્મના સંસ્કાર પડે છે. શહેર, ગામ કે જંગલ ગમે ત્યાં જાઓ પણ ત્યાં તમને ધર્મનું સ્થાનક જોવા મળશે. શહેરમાં વિવિધ મંદિરો, ગામડાના પાદરે એકાદ દેવાલય, તો ગાઢ જંગલમાં છેવટે પત્થર ઉપર સિંદૂર ચઢાવી, દેવત્વની ભાવના આરોપી જંગલનો ભીલ પણ પૂજા કરતો દેખાશે. આનું મૂળ કારણ

ભારતના માનવીને પરભવનો ભય છે. તે પોતે પોતાને અશરણ અને નશ્વર માને છે. તેથી તે સૂર્ય, ચંદ્ર, નદી, અગ્નિ અગર કોઈ ને કોઈ વિશિષ્ટ તત્ત્વને દેવ તરીકે પૂજે છે.

વળી, ભારતનો માનવી પરોપકાર, દાન, દયા વગેરે ગુણોમાં ઓતપ્રોત છે. ભારતના મોટા મોટા રાજાઓએ રાજપાટ છોડી જંગલવાસ સ્વીકાર્યો છે. જગતના કલ્યાણ માટે ભારતના ધનાઢ્યોએ પોતાના ધનભંડાર ખુલ્લાં મૂકયાં છે. અને અનેક શકિત ધરાવતા સંપન્ન માણસોએ સર્વત્યાગ સ્વીકારી સંન્યાસ સ્વીકાર્યો છે.

ભારત, સાધુસંતોની ભૂમિ ગણાય છે. ભારતમાં રાજાઓ, શ્રેષ્ઠિઓ વગેરે તમામ વર્ગ ઉપર સાધુ-સંતોનો પ્રભાવ ચિરંજીવ રહ્યો છે. રાજ્યના સંચાલનથી માંડી તમામ વ્યવહાર ઉપર ધર્મનિયમોની આણ સ્વીકારાઈ છે, જેની સાક્ષી અશોકના શિલાલેખો-મનુસ્મૃતિ વગેરે આપે છે. ભાઈઓના ભાગ, રાજ્યની આવક, તેનો વ્યય વગેરે તમામ વ્યવહારોમાં ધર્મનું સ્થાન ભારતમાં મુખ્ય રહ્યું છે.

આ ધર્મમાં ભારતમાં બ્રાહ્મણધર્મ અને શ્રમણ-ધર્મ મુખ્ય રહ્યાં છે. બ્રાહ્મણધર્મમાં વેદ, પુરાણ,

મહાભારતને અનુલક્ષીને જુદા જુદા ધર્મો સમાય છે. અને શ્રમણધર્મમાં જૈન અને બૌદ્ધની ગણના થાય છે. આમાં બૌદ્ધ ધર્મ ભારતમાં ઉત્પન્ન થયો છતાં પણ વિવિધ ફેરફારોને લઈ તે ભારતમાં ચિરસ્થાયી થઈ શકયો નહિ.

આ બન્ને ધર્મના સાધુસંતોથી આ ભારતદેશ પવિત્ર મનાયો છે. તેમાં પણ જૈન સાધુમહાત્માઓનું સ્થાન સેંકડો, હજારો વર્ષથી વિશિષ્ટ રહેતું આવ્યુ છે. આ મહાત્માઓ કંચન-કામિનીના ત્યાગી, નિઃસ્પૃહ, ઉઘાડા માથે અને ઉઘાડા પગે વિહાર કરનારા, મહાજ્ઞાની અને મહાતપસ્વી તરીકે જગતમાં પ્રસિદ્ધિ પામ્યા છે. આપણા પૂર્વપુરુષોએ તેમના ઉત્તમ ચારિત્રથી એવી છાપ ઊભી કરી છે કે જેને લઇને સાધુના વેશને દેખતાં જંગલમાં ખેતર ખેડતાં ખેડૂત કે ભીલ પણ તેમને પગે લાગે છે અને તેમની પ્રત્યે ખૂબ આદર રાખે છે.

જૈન સાધુ મહાત્માની આ સુંદર છાપ આજની નહિ પણ સેંકડો–હજારો વર્ષથી ભારતમાં સ્થિર થઈ છે. આપણે જાણીએ છીએ કે નયસારના ભવમાં નયસારને સમકિત પ્રાપ્તિનુ નિમિત્ત આ સાધુભગવંતો

બન્યા છે. તેમ જ આ પુસ્તકમાં લખાયું છે તેમ, શય્યંભવ બ્રાહ્મણ યજ્ઞ કરાવે છે તે વખતે પ્રભવસ્વામીના શિષ્ય–સાધુઓ 'अहो कष्टमहो कष्टं, तत्त्वं तु ज्ञायते नहि' એ શબ્દ ઉચ્ચારે છે, ત્યારે પુરોહિત શય્યંભવને યદ્વા તદ્વા સમજાવે છે, ત્યારે શય્યંભવ સ્પષ્ટ શબ્દમાં કહે છે કે–

शान्ता महर्षयो नैते, वदन्ति वितथं क्वचित् ।
वीतद्वेषा वीतरागा, निर्ममा निष्परिग्रहा: ॥

આ જૈન સાધુઓ શાન્ત, દ્વેષ વિનાના, રાગ વિનાના, પરિગ્રહ રહિત, મારા તારાના ભેદ વિનાના કદી જૂઠું બોલે નહિ.

જૈન સાધુઓની આ છાપ ભારતમાં આજ સુધી ચાલી આવે છે. સાધુવેશની આ પ્રતિષ્ઠા આપણા હજારો પૂર્વપુરુષોએ ઉત્તમ જીવન જીવી પ્રતિષ્ઠિત કરી છે. આ સાધુ ભગવંતો એક ગામથી બીજે ગામ ફરતાં ઘણાં લોકોના પરિચયમાં આવતાં હોઈ લોકોના રીત રિવાજ, સમજ, ભાવના અને આકાંક્ષાને પૂરેપૂરી રીતે સમજતાં હોવાથી, અને તેમનું જીવન ઉત્તમ ચારિત્રપાત્ર હોવાથી, તેમની પ્રત્યે સર્વસામાન્ય

સમાજનો આદર અને કૃતકૃત્યભાવ રહ્યો છે. અનેતેમના ઉપદેશને નિતાંત કલ્યાણકારી તરીકે સૌએ સ્વીકાર્યો છે.

આ ગ્રંથના પ્રવચનકાર પ. પૂ. આ. વિજયનંદન-સૂરીશ્વરજી મહારાજ આવાં સમયજાણ ઉત્તમ સાધુ-પુરુષ છે. તેમની વય સિત્યોત્તેર વર્ષની છે. તેમને દીક્ષા લીધે બાસઠ વર્ષ થયાં છે અને આચાર્યપદ પ્રાપ્ત કર્યે ૪૯ વર્ષ થયાં છે. વર્તમાન સમગ્ર સાધુભગવંતોમાં તેઓ સર્વજયેષ્ઠ છે.

જૈન સાધુઓના પ્રવચન અને ઉપદેશની વિશિષ્ટતા તેમના મંગલાચરણમાં છે. આ મંગલાચરણમાં જ તેમનો ઉપદેશ, પોતાનો નહિ પણ જે સર્વજ્ઞભગવંતોએ આપેલ છે તેને આધીન રહીને આપવાનો છે, તેનો એકરાર છે. દરેક સાધુ ઉપદેશ આપતાં પહેલાં મંગલા-ચરણમાં નમસ્કાર–નવકાર મંત્ર બોલે છે, ભગવાનની સ્તુતિ કરે છે અને ગુરુને યાદ કરે છે. આ પછી ઉપદેશ કરે છે. આ નવકાર, ભગવાનની સ્તુતિ અને ગુરુના સ્મરણદ્વારા તેઓ એકરાર કરે છે કે જેમને હું નમસ્કાર કરી ઉપદેશની શરુઆત કરું છું તે ઉપદેશ મારો નહિ પણ નમસ્કરણીય તે સર્વજ્ઞ ભગવંતોનો છે અને મને જે પ્રાપ્ત થયું છે તે ગુરુપરંપરાની ફળશ્રુતિ છે.

અને ઉપદેશની પૂર્ણાહુતિમાં 'સર્વમંગલ માંગલ્યં' નું ઉચ્ચારણ પણ પોતે ઉપદેશ આપ્યો તે ઉપદેશ 'जैनं जयति शासनं'ના સંદર્ભમાં છે. જૈન શાસનની પ્રભાવનામાં કારણરૂપ આ ઉપદેશ, પ્રવચન કે વ્યાખ્યાન છે. તેથી જૈનધર્મની જરાપણ હાનિ કે અવહેલના ન થાય તેના પૂરા ખ્યાલથી જૈન સાધુ ભગવંતોને ઉપદેશ આપવાનો હોય છે અને તેઓ આપે છે.

આ ઉપદેશની શરુઆત કરતાં પહેલાં જે પાટ ઉપર બેસવાનું હોય છે તે પાટને ઉપદેષ્ટા પગે લાગે છે. તેની પાછળ તેમનો આશય એ હોય છે કે આ પાટ ઉપર બેસી પૂર્વપુરુષોએ વફાદારીપૂર્વક જૈનશાસનની પ્રભાવના કરી છે. મારે પણ આ પાટ ઉપર બેસી તેમની આમન્યા સાચવવાની છે.'

મને બરાબર ખ્યાલ છે કે આપણા પૂર્વપુરુષોની પ્રથમ વ્યાખ્યાનશૈલી હમેશાં પુસ્તકના પાનાના સાંનિધ્યપૂર્વક જ રહેતી. પુસ્તકની પંક્તિથી કાંઈપણ આડું અવળું પાટ ઉપર ન બોલાઈ જાય તેની પૂરી કાળજી રખાતી. કોઈવાર સંઘના વિવાદાસ્પદ પ્રશ્ન સંબંધી સંઘને સંબોધન કરવું હોય તો તે પાટ ઉપરથી હેઠા ઉતરી અને પછી જ તેનું સંબોધન

કરતા. પાટ ઉપર તો ભગવાનની વાણી અને પ્રભાવના જ હોવી જોઇએ એવી તેમની માન્યતા હતી.

આ ગ્રંથના પ્રવચનકાર પ. પૂ. આચાર્ય શ્રી વિજયચંદ્રનસૂરીશ્વરજી મહારાજની વ્યાખ્યાનશૈલી ઉપર જણાવેલ શાસનમાન્ય મર્યાદાનું પૂરેપૂરું જતન કરનારી છે. તેઓ વ્યાખ્યાનમાં કોઈપણ વાત રજુ કરે તો તેનું એક વાક્ય પણ શાસ્ત્રવચનના આધાર વિનાનું નહિ મળે. આથી તેમના વ્યાખ્યાનમાં અનેક શ્લોકોનું પ્રાચુર્ય જોવા મળે છે. તેમના વ્યાખ્યાનમાં **લોકરંજક લાંબી કથાઓ નથી, હાસ્યના ટુચકાઓ નથી, રાજદ્વારી વાતોથી શ્રોતાઓને ઉત્તેજિત કરવાની વાણી નથી કે જુદા જુદા પ્રશ્નો પૂછી શ્રોતાઓને પાંડિત્ય દર્શાવવાનું આછકલાપણું નથી.** તેમના વ્યાખ્યાનમાં પદાર્થોના લક્ષણની વ્યાખ્યા મળશે. વ્યાખ્યાના સમર્થનમાં ટુંકા દૃષ્ટાન્તો મળશે. તેની પૂર્તિમાં અન્ય દર્શનકારોના આધારો મળશે. ટંકશાળી વચનોના મૌક્તિકો અને ગુરુપરંપરાનો અનુભવ તેમના વ્યાખ્યાનમાં જોવા મળશે.

ઉપર જણાવેલ બધાં લક્ષણો પ્રસ્તુત પ્રકાશિત થતા 'નંદિસૂત્રનાં પ્રવચનો' નામના ગ્રંથમાં આપણને

જોવા મળે છે. તે લક્ષણોની અવગાહના કરતાં પહેલાં 'નંદિસૂત્ર' કેવો ઉપકારક આગમગ્રંથ છે તે જોઈએ.

ભગવાન તીર્થંકર ગણધરોને ત્રિપદી આપે છે. આ ત્રિપદી ઉપરથી ગણધર ભગવંતો આગમની રચના કરે છે. આથી 'अत्थं भासइ अरहा, सुत्तं गंथंति गणहरा निउणं'– અરિહંત ભગવંતો અર્થ કહે અને એને સૂત્રરૂપે ગણધર ભગવંતો ગુંથે. આમ આગમોના રચયિતા સૂત્રથી ગણધર ભગવંતો અને અર્થથી સાક્ષાત્ અરિહંત ભગવંતો છે. આ આગમોમાં લોકાલોકના સર્વ પદાર્થો યથાતથ્ય પ્રરૂપેલા છે. વર્તમાનમાં 'અગિયાર અંગ, બાર ઉપાંગ, દશપયન્ના, ૭ છેદ, ચાર મૂળ અને બે ચૂલિકાસૂત્ર' એમ મળી પિસ્તાળીશ આગમો છે.

નંદીસૂત્ર અને અનુયોગદ્વારસૂત્ર, એ બે આગમ-ગ્રંથોમાં ચૂલિકા ગણાય છે. આ નંદીસૂત્રમાં તીર્થંકર ભગવાનની, મહાવીર પરમાત્માની, શ્રીસંઘની, શ્રીગણધર ભગવંતોની, જૈનપ્રવચનની, અને સ્થવિર ભગવંતોની સ્તુતિ બાદ પાંચજ્ઞાનનું વિસ્તૃત સ્વરૂપ આપવામાં આવ્યું છે. આ સૂત્રના રચયિતા દેવવાચક ગણિ છે અને ટીકાકાર શ્રી મલયગિરિ મહારાજ છે.

પિસ્તાળીસ આગમગ્રંથોમાં નંદીસૂત્રનું સ્થાન વિશિષ્ટ છે. કેમકે ધર્મનું ફળ મોક્ષપ્રાપ્તિ છે. આ મોક્ષપ્રાપ્તિ માટે ઉત્તમ ચારિત્ર જોઈએ. આ ઉત્તમ ચારિત્રની સમજ અને શ્રદ્ધા જ્ઞાન વિના ન બની શકે. માટે સૌ પ્રથમ જ્ઞાનનું સ્વરૂપ શું? તે જાણવું આવશ્યક છે. આ નંદીસૂત્રમાં જ્ઞાનનો અધિકાર છે. આ જ્ઞાનપ્રાપ્તિ થાય તો આચારનો માર્ગ ખુલ્લો થાય. માણસ કૃતકૃત્ય બની જાય. તેના હૃદયમાં આનંદની છોળો ઉછળે. આથી જ આ સૂત્રનું નામ નંદીસૂત્ર છે. "જે સૂત્રના શ્રવણથી જીવને આનંદ તથા હર્ષ થાય અને તે ઉત્તરોત્તર વધે તેનું નામ નંદીસૂત્ર (પ્રસ્તુત પુસ્તક, પૃષ્ઠ ૩)."

•

પિસ્તાળીશ આગમગ્રંથોમાં દ્રવ્યાનુયોગ, ગણિતાનુયોગ, ચરણકરણાનુયોગ અને કથાનુયોગ આ ચાર અનુયોગ પથરાયેલા છે. વિપાકસૂત્ર, જ્ઞાતાધર્મકથા, વગેરેમાં કથાનુયોગ છે. ચંદ્રપ્રજ્ઞપ્તિ, સૂર્યપ્રજ્ઞપ્તિ, જંબૂદ્વીપપ્રજ્ઞપ્તિ વગેરેમાં ગણિતાનુયોગ છે. આચારાંગ, દશવૈકાલિક, પિંડનિર્યુક્તિ વગેરેમાં ચરણકરણાનુયોગ છે. ભગવતી, પન્નવણા, નંદીસૂત્ર વગેરેમાં દ્રવ્યાનુયોગ આદિ છે.

આમ, આ બધા આગમગ્રંથોમાં જગતના સર્વ-પદાર્થોનું અવગાહન છે. પરંતુ નંદીસૂત્ર, આ બધા આગમગ્રંથોના અવગાહનરૂપ જ્ઞાનસૂત્રગ્રંથ છે, દીક્ષા વખતે તેમજ ગણિ, પંન્યાસ કે આચાર્ય પદારોહણ વખતે નંદીસૂત્ર સંભળાવવામાં આવે છે.

પ્રવચનકાર પ. પૂ. આ. વિજયનંદનસૂરીશ્વરજી મહારાજે ખંભાતમાં માત્ર આ નંદીસૂત્રની પીઠિકા ઉપર જ સત્તર વ્યાખ્યાનો આપ્યાં છે. આ વ્યાખ્યાનોમાં આગમનું મહત્ત્વ, નંદી-સૂત્રનો અર્થ તથા તેના રચયિતા અને ટીકાકારનો પરિચય આપ્યા પછી તેની ભૂમિકાને ખૂબ સ્પષ્ટ કરવા સાથે તેમણે "સૂત્ર, નંદી, શુક્લપાક્ષિક, મંગળ, ત્રિપદી, આધ્યાત્મિક, આધિભૌતિક, આધિદૈવિક, ક્ષય, ઉપશમ, ક્ષયોપશમ, પ્રવચન, રાગ, દ્વેષ, મોહ, પરોપકાર, મોક્ષ, ભવ્ય, સુખ, દુઃખ, ઈચ્છા, આશા, જિજ્ઞાસા, શાન્તિ, ચિન્તા, દાન, ધ્યાન, યોગ, ધારણા, ક્રોધ, માન, માયા, લોભ, જિંદગી, નિશ્ચય, વ્યવહાર, કલ્પ, યુગ, ભાવના, ગુણશ્રેણિ, વિનય, આશ્રમ અને તૃષ્ણા વગેરે પદોનાં લક્ષણ, વ્યાખ્યા અને સમજ ખૂબ સરસ રીતે આપેલ છે.

આગમ અને પ્રકરણગ્રંથોની અનેક સાક્ષિઓ આપવા ઉપરાંત પરદર્શનનાં પણ ઘણાં પદ્યો विहाय कामान्०, एकाभार्या०, उत्खातं निर्विशंकया०, पुराण मानवो धर्मः०, चला लक्ष्मीः०, चेतोहरा युवतयः०, एके सत्पुरुषाः०, यज्ञार्थं पशवः०, ध्यायतो विषयान् पुंसः०, मृतस्य लिप्सा०, अनुचितकर्मारंभः०, असशयं महाबाहो०, न हि कल्याणकृत्०, न प्रहृष्येत्०, यौवनं धनसंपत्तिः०," વ. રજુ કરી તે તે વિષયોને સ્પષ્ટ કર્યા છે. આ સ્વદર્શન અને પરદર્શનના ઊંડા જ્ઞાન અને ચિંતનને આભારી છે. દૃષ્ટાન્તો પણ તેમણે આ ગ્રંથોમાં ઘણાં રજુ કર્યાં છે. પણ દૃષ્ટાન્તો રજુ કરવાની તેમની શૈલી અનોખી છે. જે વિષય ચાલતો હોય તે વિષયની સ્પષ્ટતા પુરતું દૃષ્ટાન્તને સ્પર્શી તે વિષયને આગળ વધાર્યો છે. આમ આ ગ્રંથમાં નંદીસૂત્રની પીઠિકાના વ્યાખ્યાન હોવાં છતાં તેમાં જૈનદર્શનના ઘણાં પારિભાષિક શબ્દો, જિનાગમ, જિનધર્મ અને તત્ત્વજ્ઞાનને સુંદર રીતે આવરી લીધાં છે.

આ પુસ્તકના પૃષ્ઠ ૨૭૮ થી પૃષ્ઠ ૨૮૮ માં ૨૫મી વીરનિર્વાણ કલ્યાણક શતાબ્દીના ઉપલક્ષ્યમાં વિ. સં. ૨૦૩૧ના કાર્તક શુદ બીજ અને ચૈત્ર શુદ

તેરશના દિવસોએ તેઓએ જે ઉદ્બોધન કરેલ તે આપવામાં આવેલ છે. તેમાં–

'जेतुं दुर्वादिवृन्दं जिनसमयविदः किं न सर्वे सहायाः" ॥ આ પદ આ કાળે ખૂબ વિચારણા માગે છે. ગચ્છો ભલે જુદા હોય, ક્રિયાકાંડને લઈને આપણે ભલે અલગ અલગ હોઈએ, પરંતુ તત્ત્વવાદથી એક હોવાથી જ્યારે જિનેશ્વર ભગવાનના શાસનનો પ્રશ્ન આવે ત્યારે એક થવું જોઈએ. જિનશાસનના પ્રશ્ન વખતે આપણે અંદરના મતભેદને આગળ કરી શાસનની રક્ષામાં અંતરાય ન કરવો જોઈએ.

આ પ્રસંગે મને રતલામના શાંતિનાથ ભગવાનના મંદિરનો પ્રસંગ યાદ આવે છે. રતલામમાં શાંતિનાથ ભગવાનના મંદિરમાં શિવલિંગ અંગે જૈન–જૈનેતર વચ્ચે મોટો વિખવાદ ઊભો થયો. મારામારી થઈ. આપણા આગેવાનો પકડાયા. તે વખતે હું તથા શ્રી બાપાલાલ ચુનીલાલ રતલામ ગયા. એ જ વખતે પાલનપુરના વતની શ્રી રતિભાઈ પણ ત્યાં આવ્યા. શ્રી બાપાલાલ યંગ મેન્સ સોસાયટીના હતા. શ્રી રતિભાઈ યુવક સંઘના હતા. પણ રતિભાઈએ કલેકટર આગળ જૈનસંઘની રક્ષા માટે તનતોડ મહેનત કરી.

આવા એક નહિ પણ અનેક પ્રસંગો છે, જેમાં આપણે ગચ્છભેદ, સંપ્રદાયભેદ કે વિચારભેદથી સામસામા મંતવ્ય ધરાવતા હોઈએ પણ શાસનનો પ્રશ્ન આવે ત્યારે વિચારવિમર્શ પૂર્વક તે ભેદ દૂર કરી શાસનની પ્રભાવના અને તેના ઉત્કર્ષ ખભેખભા મિલાવી સહમત થવું જોઈએ.

મને એવો પણ અનુભવ છે કે બાળપણના સંસ્કારથી આપણે જેમને નાસ્તિક, ધર્મવિરોધી અને જેની સોબત કરવી તે સારી નહિ એવા પરમસુધારક માનેલા માનવીઓના સંસર્ગમાં આવ્યા પછી લાગ્યુ છે કે આ માન્યતા ખોટી છે. આવા સુધારક માણસો કેટલીક વખત તેમની ભાષા ઉગ્ર અને તેમને લાગ્યું હોય તે કહે પરંતુ તેમના કુટુંબના જન્મજાત સંસ્કારને લીધે ધર્મની આપત્તિકાળે ધર્મની રક્ષામાં તેઓ પરોવાય છે અને તેમની જેવી ધર્મ ઉપરની શ્રદ્ધા હોય છે તેવી શ્રદ્ધા કદાચ આપણે માનેલા શ્રદ્ધાશીલ શ્રાવકોમાં નથી હોતી.

'जेतुं दुर्वादिवृन्दं जिनसमयविदः किं न सर्वे सहायाः' ॥ આ પદ ખાસ યાદ રાખવા જેવું છે. મતભેદના કારણે મનભેદ ન કરવો અને એવા વિરોધમાં ન ઊતરવું કે માણસ સાવ ઉભગી જાય.

આ ગ્રંથના પ્રવચનકાર પ. પૂ. આ. વિજય-નંદનસૂરીશ્વરજી મ. નો પરિચય સકલ સંઘને છે. તેમનો જન્મ સૌરાષ્ટ્રના બોટાદમાં વિ. સં. ૧૯૫૫ના કાર્તિક શુદિ ૧૧ના રોજ થયો. સૌરાષ્ટ્રદેશ ભારતના નરપુંગવોની ખાણ છે. તેમના પિતાનું નામ હેમચંદભાઈ. માતાનું નામ જમનાબ્હેન. તેમનું નામ નરોત્તમ.

જ્યારે તેમની અગિયાર વરસની ઉંમર હતી, ત્યારે વિ. સં. ૧૯૬૬માં પ.પૂ. વિજયનેમિસૂરીશ્વરજી. મ. નુ ચાતુર્માસ બોટાદ થયું. અહીં વૈરાગ્યનાં બીજ રોપાયાં અને તે પલ્લવિત થતાં વિ. સં. ૧૯૭૦ના મહા શુદિ બીજના તેમણે ભાગવતી પ્રવ્રજ્યા સ્વીકારી. તેમનું નામ પૂ. મુનિ શ્રી નંદનવિજયજી પાડવામાં આવ્યું.

અગિયાર વર્ષની બાલ્યવયે ત્યાગાભિમુખ વૃત્તિને પરિપક્વ કરી પંદર વર્ષની ઉંમરે દીક્ષિત બનેલ આ મહાપુરુષે પરમ પુરુષાર્થ કરી ન્યાય, વ્યાકરણ. જ્યોતિષ અને આગમોના તલસ્પર્શી જ્ઞાન સાથે ગુરુવર્ય શાસનસમ્રાટનો અપાર પ્રેમ સંપાદન કર્યો. જેને લઈને તેમણે મેળવેલું સમગ્ર જ્ઞાન પરિણત થયું.

વિ. સં. ૨૦૦૫માં આસો વદિ ૦))ના દિવસે મહુવા મુકામે પ. પૂ. શાસનસમ્રાટ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ કાળધર્મ પામ્યા. વિ. સં. ૧૯૭૦થી ૨૦૦૫ સુધીના દીક્ષાના પાંત્રીસ વર્ષ ગુરુમહારાજના સાંનિધ્યમાં તેમણે વીતાવ્યા. આ પાંત્રીસ વર્ષનો સમગ્ર ગાળો 'सर्वे पदाः हस्तिपदे निमग्नाः' એ મુજબ પ. પૂ. શાસનસમ્રાટની શાસનપ્રભાવનામાં અંતર્ગત થાય છે. સૂર્યનો પ્રકાશ ઝળહળતો હોય ત્યારે બીજા જ્યોતિર્ગણના પ્રકાશની ગણના ન ગણાય તેમ, પ. પૂ. શાસનસમ્રાટના જીવનકાળ દરમ્યાન પ. પૂ. આ. વિજયનંદનસૂરીશ્વરજી મહારાજની સ્વતંત્ર કારકિર્દી ગણાય નહિ, કેમ કે તેમણે સમગ્ર જીવન ગુરુચરણે સમર્પિત કર્યું હતું.

શાસનસમ્રાટ વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના વ્યક્તિત્વ, પ્રભાવ અને યુગપુરુષપણા માટે મારી લખેલ 'શાસનસમ્રાટ' ગ્રંથની પ્રસ્તાવના બસ છે અને આ શાસનસમ્રાટ મહાપુરુષનો પૂર્ણ વારસો પ. પૂ. આચાર્ય નંદનસૂરીશ્વરજી મહારાજે સાચવ્યો છે, તેવું–વિચારોમાં મતભેદ હોવા છતાં–મારી આગળ ઘણીવાર મારા ગુરુવર્ય સ્વ. પં. પ્રભુદાસ બેચરદાસે કહ્યું છે અને તે ખરેખર યથાર્થ છે.

ભગવાન મહાવીર પ્રત્યે ગુરુગૌતમને જે પ્રેમ હતો તેનું આછું દર્શન પ. પૂ. આ. વિજયોદય સૂરીશ્વરજી અને પ. પૂ. આ. વિજયનંદનસૂરીશ્વરજી મ.ના શાસનસમ્રાટના પ્રેમથી થાય છે. ડગલે અને પગલે 'ઉદય-નંદન' કહી સંબોધન પામતી આ ગુરુશિષ્યની બેલડી ખરેખર ભાગ્યશાળી હતી. અને શાસનસમ્રાટને મન પણ 'ઉદય-નંદન' ગુરુશિષ્યની બેલડી સર્વસ્વ હતી.

વિ. સં. ૧૯૮૧ થી-મારા અભ્યાસકાળથી- તો હું જાણું છું કે આ ગુરુશિષ્યની બેલડી એક દિવસ પણ મહારાજથી જુદી પડી નથી. જ્યોતિષ, આગમ, શિલ્પ વગેરે અનેક શાસ્ત્રના સમર્થ વિદ્વાન પ. પૂ. ઉદયસૂરીશ્વરજી મહારાજ અને ન્યાય, જ્યોતિષ, આગમ વગેરે અનેક શાસ્ત્રના વિદ્વાન પ્રતિભાવાન નંદનસૂરીશ્વરજી મહારાજ, આ ગુરુશિષ્યની બેલડીને કલાકોના કલાક સુધી શાસનસમ્રાટના પગ આગળ સેવા કરતા દેખનાર આગંતુક નવીન માણસ ભાગ્યે જ તેમને આવા સમર્થ વિદ્વાન અને પ્રતિભાવાન કલ્પી શકે. અને તેમને યથાર્થ સ્વરૂપે જાણ્યા પછી જૈનશાસનના વિનયને ભારોભાર પ્રશંસ્યા વિના ભાગ્યે જ રહી શકે.

ગુરુશિષ્યની બેલડીની ગુરુભક્તિની પ્રશંસા શાસનમાં ખૂબ પ્રસિદ્ધ છે અને બીજા સમુદાયના આચાર્યોએ પણ વારંવાર તેને અભિનંદી છે. આગમ-મંદિરની પ્રતિષ્ઠાનો પ્રસંગ હતો. પાલિતાણામા પ. પૂ. શાસનસમ્રાટ જસરાજ મોદીના બંગલે પધાર્યા હતા. સાંજનો સમય હતો. હું ત્યાં બેઠો હતો. થોડીવારે પ. પૂ. સાગરાનંદસૂરીશ્વરજી મ. આવ્યા. બન્ને એક પાટ ઉપર બેઠા. પૂ. સાગરાનંદસૂરીશ્વરજીએ શાસનસમ્રાટ સૂરીશ્વરને સુખશાતા પૂછી. શાસન-સમ્રાટશ્રીએ સ્વાસ્થ્ય બરાબર નથી તેમ કહી અશાતાનો ઉદય વર્ણવ્યો, સાગરજી મહારાજે તે વખતે કહ્યું : "આપ મહપુણ્યશાળી છો, તમારે ઉદયસૂરિજી અને નંદનસૂરિજી જેવાં પરિચારક શિષ્યો છે, આપને જરાય ઓછું આવવા દે તેવા નથી." આના ઉત્તરમાં શાસનસમ્રાટે કહ્યું : 'એ જ મોટી શાતા છે.' આ એક નહિ, પણ ભિન્ન ભિન્ન સમુદાયના બધા આચાર્યોએ ગુરુશિષ્યની બેલડીની ભક્તિની પ્રશંસા ગાઈ છે.

પ. પૂ. આ. શ્રી નંદનસૂરીશ્વરજી મહારાજને શાસનસમ્રાટ ગુરુમહારાજનું નામ મંત્ર સ્વરૂપ છે. કોઈને પણ વાસક્ષેપ 'નમો નમઃ શ્રી ગુરુનેમિસૂરયે'

એ પદ યાદ કર્યો વગર ન નાખવાનો હોય. કોઈપણ માંગલિક કામમાં ગુરુમંત્રનો જાપ અને તેનું સ્મરણ સદા હોય. તેમનો ગુરુ પ્રત્યેનો અપાર પ્રેમ 'શાસન-સમ્રાટ' ગ્રંથના તેમના 'અંતરોદ્‌ગાર'માં વ્યક્ત થાય છે: "જગદ્વંદનીય જગદ્‌ગુરુ....વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ સાહેબ.. મને પામર કીડીને કુંજર સ્વરૂપ બનાવનાર તે મારા પરમ ગુરુ ભગવંતના ઉપકારનો બદલો ભવ કોડાકોડીએ પણ વાળી શકાય તેમ નથી. તેઓશ્રીના મુખમાં છેલ્લા શ્વાસોશ્વાસ સુધી 'ઉદય–નંદન' હતા." ટૂંકમાં વિદ્વાન ગુરુશિષ્ય બેલડીની શાસનસમ્રાટની પરિચર્યાનું દર્શન અને શાસનસમ્રાટના તે ગુરુશિષ્યની બેલડી પ્રત્યેના અંતરંગ પ્રેમનું દર્શન એ પણ મનુષ્યજીવન પામ્યાનો લહાવો હતો.

વિ. સં. ૧૯૮૧ની સાલથી–મારા અભ્યાસ-કાળથી– શાસનસમ્રાટ સૂરિવરના સમુદાય સાથે પરિચય રહ્યો છે.

જ્યારે શત્રુંજયતીર્થની યાત્રા બંધ હતી. આ સાલ વિ. સં. ૧૯૮૩ની સાલ હશે, તે વખતે પ. પૂ. આ. નંદનસૂરીશ્વરજી મહારાજે પાટણ–દોશીવટમાં શાસનસમ્રાટના સાંનિધ્યમાં જાહેર વ્યાખ્યાન

આપેલ. આ વ્યાખ્યાનમાં શાસન પ્રત્યેનો અવિહડ રંગ અને ગુરુમહારાજની છત્રછાયાનું પ્રથમ દર્શન મને થયું. તે વખતે મારી વય અઢાર વર્ષની–મારા અભ્યાસકાળની હતી.

આ પછી તો શાસનમાં અનેક પ્રસંગો આવ્યા આ બધા પ્રસંગોમાં આ ગ્રંથના પ્રવચનકાર ગુર્વાજ્ઞાને શિરસાવંધ કરી તેમની છાયામાં અંતર્ધાન રહ્યાં છે.

પ. પૂ. આચાર્ય શ્રી નંદનસૂરિ મહારાજમાં વ્યવહારદક્ષતા, નિરહંકારવૃત્તિ, ઊર્ધ્વગામી દૃષ્ટિ, શાસનરાગ, દૂરંદેશીપણું અને એકતાના વિશિષ્ટ ગુણો છે. શાસનસમ્રાટના પટ્ટધર આઠેઆઠ આચાર્યો હોવા છતાં આખા સમુદાયનું એકસૂત્રીપણું જારી રાખવું તે તેમની વ્યવહારદક્ષતાને આભારી છે. નાનામાં નાના સાધુ અને ગમે તે ગામના સંઘનો નાનામાં નાનો માણસ પોતાની વાત તેમની આગળ રજુ કરી શકે છે, અને ગમે તેટલા કાર્યમાં રોકાયા હોવા છતાં તેને સંતોષકારક જવાબ આપી ઉપકારક બની શકે છે. કોઈપણ કાર્ય કરતાં પહેલાં પરિણામનો વિચાર કરી નિર્ણય કરવાની તેમની શક્તિ અજોડ છે. મારા તારાના વિચારોને ગૌણ કરી શાસનની

હિતદૃષ્ટિ હમેશા તેમણે સન્મુખ રાખી છે. માનાપમાનને ગૌણ કરી ઐક્ય ન તૂટે તેમાં તેમણે સદા લક્ષ્ય રાખ્યું છે. કેટલાય પ્રસંગો આ દરેક બાબતના સાક્ષી છે.

કોઈ દિવસ તેમણે પોતાની જાતને સર્વોપરિ ગણી નથી. નાનામાં નાના માણસના વિચારને તોળી જોયો છે અને તે વ્યાજબી લાગ્યો તો તે સ્વીકારવામાં જરા પણ આનાકાની કરી નથી. શાસનના ઉપયોગી અંગને કોઈ દિવસ ઉવેખ્યું નથી. તેમ જ કોઈની ધાકધમકી કે આડાઈને શરણે થવાનું તેમના સ્વભાવમાં નથી. સામા માણસને પારખવાની તેમનામાં અજોડ શક્તિ છે. શાસનના આજે ડોળાતા કોઈ પણ પ્રશ્નમાં તટસ્થ નિરાકરણનું સ્થાન શાસનના મોવડી તરીકે તેઓ રહ્યા છે. તેમની નાદુરસ્ત તબિયત છતાં ગમે તે સંપ્રદાય, ગચ્છ કે સમુદાય તરફથી ધાર્મિક મુહૂર્ત માટે પૂછવામાં આવે તો તે પરિશ્રમ વેઠીને પણ આપે છે.

છેલ્લાં વીસ વર્ષથી તો પ. પૂ. આચાર્યદેવ વિજય-નંદનસૂરીશ્વરજી મહારાજનો મને નિકટ પરિચય છે.

શાસનસમ્રાટના દિવંગત થયા પછી ૨૦૧૩-૨૦૧૪ની સાલમાં સંવચ્છરીનો પ્રશ્ન, બીજું સાધુ-સંમેલન, શ્રાવકસંમેલન, કોન્ફરન્સનું અધિવેશન, અને ૨૫મી વીર નિર્વાણ શતાબ્દી મહોત્સવ જેવા ઘણાં વિવાદાસ્પદ પ્રસંગો સંઘમાં આવ્યા છે; અને આ બધા પ્રસંગોમાં પ. પૂ. આચાર્ય વિજયનંદન સૂરીશ્વરજી મહારાજે સક્રિયપણે ભાગ લીધો છે.

વિ. સં. ૨૦૧૩માં ચંડાંશુચંડૂ પંચાંગમાં ભા. શુ. ૫નો ક્ષય હતો. ગુરુમહારાજે સં. ૧૯૫૨, ૧૯૬૧, ૧૯૮૯, ૨૦૦૪માં ભા. શુ. ૫ના ક્ષયે અન્ય પંચાંગના આધારે ભા. શુ. છઠ્ઠનો ક્ષય કરી સંવચ્છરી આરાધી હતી. પૂ. ગુરુદેવે આચરેલી તે શુદ્ધ પ્રણાલિકા સં. ૨૦૧૩-૧૪માં પણ અખંડ રહે તેવી પૂરી અંતરની ઉમેદ છતાંય, શ્રીસંઘમાં એક તિથિ પક્ષમાં ઐકય અખંડ રહેતું હોઈ, અને ભારતભરના શ્રીસંઘોના અગ્રણીઓ તથા ખાસ કરીને ગોડીજી શ્રી દેવસૂરતપાગચ્છ સંઘની આગ્રહપૂર્ણ વિજ્ઞપ્તિ હોઈ, લાભાલાભનો ખૂબ દીર્ઘદૃષ્ટિથી વિચાર કરીને તેઓશ્રીએ તે સમયને માટે અતીવ સમુચિત અને હિતાવહ નિર્ણય લીધો. (જો કે, આ નિર્ણયથી

પણ પૂ. શાસનસમ્રાટના સ્વીકારેલા અને આચરેલા સિદ્ધાંતનો ભંગ નહોતો જ થતો, ઉલ્ટું એમના સિદ્ધાંતનું અણીશુદ્ધ પાલન જ થતું હતું.) આ નિર્ણયને ફળવાન બનાવવા પ. પૂ. આચાર્ય ઉદયસૂરીશ્વરજી મ. સાથે વિચાર વિનિમય કરી, એકતા સાધી, પોતાના સમુદાયના લબ્ધપ્રતિષ્ઠિત આચાર્યો પૂ. વિજ્ઞાન-સૂરીશ્વરજી મ., પૂ. અમૃતસૂરીશ્વરજી મ., પૂ. લાવણ્યસૂરીશ્વરજી મ. વગેરેને સહમત કરવામાં તેમણે ખૂબ જ કુનેહથી કામ લઈને બારપર્વની અખંડિતતા માનનાર વર્ગનું ઐકયપણું જાળવી રાખ્યું.

બીજા સાધુસંમેલનમાં તેમની ભાવના હતી કે કોઈપણ રીતે શાસનમાં ખૂબ ગવાયેલો, શાસનને પરેશાન કરનાર આ તિથિચર્ચાનો પ્રશ્ન પતી જશે. તે માટે તેમણે સર્વસંમત થાય તેવો એક પટ્ટક પણ તૈયાર કર્યો. પણ ભવિતવ્યતા જુદી હોવાથી તે પ્રશ્ન ન પત્યો. પણ બાર પર્વતિથિની અખંડિતતા માનનાર વર્ગમાં તિથિ સંબંધી થોડી થોડી ભિન્ન માન્યતા હતી, તેને એક સૂત્રમાં ગોઠવવાનું તો તેઓ કરી શકયા જ.

શ્રાવક સંમેલન; કોન્ફરન્સનું અધિવેશન અને ૨૫મી નિર્વાણ શતાબ્દીમાં તેમનું આધિપત્ય 'જેનું

दुर्वादिवृन्दं जिनसमयविदः किं न सर्वे सहायाः' એ પદને લક્ષ્યમાં રાખીને રહ્યું છે.

આપણું સદ્ભાગ્ય છે કે ગુરુપરંપરાના ઉત્તમ વારસાને સાચવનાર, વિદ્વાન, દીર્ઘદૃષ્ટા, નીડર, શાસનના દૃઢ રાગવાળા આચાર્ય આપણે ત્યાં છે. આપણે ઇચ્છીએ કે તેમના શેષ જીવનમાં વર્તમાનમાં જે કોઈ વિવાદાસ્પદ પ્રશ્નો જૈનશાસનની અવહેલના કરી રહ્યા છે તે પ્રશ્નોનું યોગ્ય સમાધાન થાય. મને ખાત્રી છે કે નિખાલસવૃત્તિ રાખી, શાસનની દાઝ હૈડે ધરી આનો પ્રયત્ન કરવામાં આવે તો અશક્ય લાગતું નથી.

ધંધામાં વ્યસ્ત અને લેખનનો વ્યવસાય છૂટી ગયો છે, એમ છતાં મને પૂ. મુનિ શ્રી શીલચંદ્રવિજયજી મહારાજે પ્રસ્તાવનાના બહાના તળે શાસનના સર્વજ્યેષ્ઠ પુરુષના ગુણાનુવાદ કરવાનો પ્રસંગ આપી ઉપકૃત કર્યો છે.



૪, સિદ્ધાર્થ સોસાયટી,
પાલડી,
અમદાવાદ-૭.

પં. મફતલાલ ઝવેરચંદ ગાંધી

## નોંધ :

પાલિતાણા ગિરિરાજ પર બંધાયેલા નૂતન જિનાલયની પ્રતિષ્ઠા કરાવવા માટે પ. પૂ. આચાર્ય મહારાજ શ્રી વિજયનંદનસૂરીશ્વરજી મ. શ્રી પધારી રહ્યાં હતાં. તેઓશ્રી માગશર વદિ ૧૩ના રોજ ધંધુકા મુકામે પધાર્યા, ત્યારે હું ત્યાં ગયેલો અને આ પ્રસ્તાવના તેઓશ્રીને વાંચી સંભળાવી. એ સાંભળીને તેઓશ્રીને સંતોષ થયો.

એ વખતે કલ્પના પણ ક્યાંથી હોય કે આજે એમનાં છેલ્લાં દર્શન જ હશે !

પણ ભવિતવ્યતા અન્યથા નથી કરાતી. આના બીજે જ દિવસે–માગશર વદિ ચૌદશે તેઓશ્રી તગડી મુકામે અચાનક સ્વર્ગવાસ પામ્યા.

તેઓશ્રીના પુણ્યાત્માને અનંત વંદન હો.

લિ. પં. મફતલાલ ઝવેરચંદ

# પરમપ્રભાવક સંઘનાયક

સાધુતા જ્યારે વેશના મહિમાના સીમાડા ઓળંગીને વિચાર, વર્તન અને વાણી સાથે એકરૂપ બને છે, ત્યારે એ જીવનસ્પર્શી બનીને માનવીને કોઈક અનોખા સુખ અને આનંદનો અધિકારી બનાવે છે. આ સુખ અને આનંદ અંતરની ગુણવિભૂતિ અને ગુણગ્રાહક વૃત્તિમાંથી પ્રગટ થતાં હોવાથી એને બાહ્ય સામગ્રી કે આડંબરી આળપંપાળનું દાસપણું નથી વેઠવું પડતું. જીવનસાધના આગળ વધતાં આ સ્થિતિ જ સાધકને એક બાજુ સચ્ચિદાનંદમય દશા તરફ દોરી જાય છે અને બીજી બાજુ વિશ્વવાત્સલ્યના રાહનો યાત્રિક બનાવે છે. સમગ્ર વિશ્વને પોતાનું મિત્ર કે કુટુંબ બનાવવાના ઉદાત્ત અને સર્વમંગલકારી ધ્યેયને વરેલી સાધના એ જ સાચી સાધુતાને પામવાનો રાહ છે. અને એ રાહના પુણ્યયાત્રિક બનવા માટે ભગવાન તીર્થંકરે સમભાવલક્ષી અહિંસા, સંયમ અને તપની કેડીઓ બતાવી છે.

પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયનંદન-સૂરિજી મહારાજ ભગવાન તીર્થંકરે ઉદ્બોધેલ મોક્ષ-

માર્ગના આવા જ એક પુણ્યપ્રવાસી અને શ્રમણશ્રેષ્ઠ સંઘનાયક છે. સમતાભરી સાધુતાની સાધનાની આભા તેઓના સમગ્ર જીવન અને વ્યવહાર ઉપર, ચંદ્રની શીતળ-સુંદર ચાંદનીની જેમ, વિસ્તરેલી જોવા મળે છે; અને તેથી એમના પરિચયમાં આવનાર કોઈને પણ, એમનામાં પ્રગટ થયેલી સહિષ્ણુતા, વત્સલતા, કરુણા, સ્વસ્થતા, કલ્યાણવૃત્તિ વગેરે ગુણોની વિભૂતિનાં સહજપણે આહ્લાદકારી દર્શન થાય છે.

પૂજ્યપાદ સ્વર્ગસ્થ આચાર્યદેવ શ્રી વિજયનેમિસૂરિશ્વરજી મહારાજ વિક્રમની વીસમી સદીના જૈન શાસનના મહાન પ્રભાવક આચાર્ય થઈ ગયા. તેઓનું વ્યક્તિત્વ અસાધારણ તેજસ્વી હતું; અને અતિવિરલ કહી શકાય એવો આંતર અને બાહ્ય પ્રભાવ અને પ્રતાપ એમની આસપાસ જાણે સદાકાળ રેલાયા જ કરતો હતો. નૈષ્ઠિક બ્રહ્મચર્યના તેજના તો જાણે તેઓ સાક્ષાત્ અવતાર જ હતા. તેઓ જ્યાં પણ બિરાજતા હોય ત્યાં ધર્મશાસનની પ્રભાવનાનું અને ધર્મના રક્ષણ તથા પોષણનું કોઈ ને કોઈ નાનું–મોટું કામ ચાલતું જ રહેતું હતું અને ભાવિક જનો એમાં ઉલ્લાસથી ભાગ લેતા જ રહેતા હતા; એ

સૂરીશ્વરના રોમ રોમમાં શાસનની રક્ષા અને પ્રભાવના કરવાની તમન્ના વહ્યા જ કરતી હતી. તેથી જ શ્રીસંઘે તેઓને "શાસનસમ્રાટ" જેવું આદર-ભક્તિનું સૂચક મહાન બિરુદ અર્પણ કરીને એમના પ્રત્યે પોતાની કૃતજ્ઞતાની ઊંડી લાગણી દર્શાવી હતી. ચારિત્રની આરાધનામાં સતત જાગૃત રહેવાની સાથે સાથે જ્ઞાનસાધના માટે પણ અસાધારણ પુરુષાર્થ કરીને તેઓએ, શાસ્ત્રપારગામીપણું પ્રાપ્ત કરવાની સાથે, એક ઉત્તમ આદર્શ ઊભો કર્યો હતો. અને જ્ઞાન-ચારિત્રની સાધનાના જે માર્ગે તેઓએ પોતાના જીવનને અમૃતમય બનાવ્યું હતું, તે માર્ગે પોતાની સંયમયાત્રાને આગળ વધારવામાં પોતાના શિષ્ય-પ્રશિષ્યોનો વિશાળ સમુદાય જરાય પાછળ ન રહે કે લેશ પણ પ્રમાદ ન સેવે એ માટે તેઓએ દાખવેલ ચીવટ, જાગૃતિ અને અનુશાસનની વૃત્તિ દાખલારૂપ બની રહે એવી હતી. તેમાંય આચાર્યપ્રવર શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજની પોતાના અંતે-વાસીઓને નિયંત્રણમાં રાખવાની ધાકને તો આજે પણ લોકો સંભારે છે. તેઓ જેમ એક બાજુ પોતાના અંતેવાસીઓ ઉપર વાત્સલ્યનો અભિષેક કરી જાણતા હતા, તેમ બીજી બાજુ, શ્રીસંઘ અને સમુદાયના

હિતમાં જરૂરી લાગતું ત્યારે, શિસ્તની મર્યાદાનો ભંગ કરતા પોતાના શિષ્યો-પ્રશિષ્યોને કઠોર શિક્ષા કરતાં પણ ન ખમચાતા. સાધુ બનનારે સાધુજીવનના આચારોનું અખંડપણે પાલન કરવું જ ઘટે—એ બાબતમાં તેઓ પૂરેપૂરો આગ્રહ રાખતા હતા. એક ગુરુ તરીકેની આવી જવાબદારીને સાચવી જાણવાને કારણે જ તેઓ જુદા જુદા વિષયોના નિષ્ણાત જ્ઞાતા અને શીલ–પ્રજ્ઞાની સમાન સાધનાથી શોભતા શિષ્ય-પ્રશિષ્યોનું એક મોટું જૂથ શાસનને ભેટ આપી શકયા હતા.

શાસનસમ્રાટના શિષ્યો–પ્રશિષ્યોના આ સમૂહમાં ઉદય-નંદનની ગુરુ-શિષ્યની બેલડીનું નામ અને કામ તો જાણે કહેવતરૂપ બની ગયું હતું. શાસનસમ્રાટના પ્રથમ પંક્તિના શિષ્યોમાં પરમપૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયોદયસૂરીશ્વરજી મહારાજનું સ્થાન અનોખું અને આગળ પડતું હતું. ધર્મશાસ્ત્રો, જ્યોતિષવિદ્યા તથા શિલ્પશાસ્ત્રના તો તેઓ અધિકૃત વિદ્વાન હતા; છતાં એમને ન તો પોતાના સ્થાનનું લેશ પણ અભિમાન હતું કે ન તો પોતાના જ્ઞાનનું રજમાત્ર ગુમાન હતું. તેઓ તો પોતાની જીવન-સાધનામાં

જાણે પોતાની જાતને અને પોતાના સર્વસ્વને શૂન્યમાં મેળવી દેવા માંગતા હોય એમ, આદર્શ શ્રમણને શોભે એવું, જળકમળની જેમ, સાવ અલિપ્ત અને મોહમુક્ત જીવન જીવવાનો જ અખંડ પુરુષાર્થ કરતા રહેતા હતા. અને તેઓની ગુરુભક્તિનું તો કહેવું જ શું? પોતાના ગુરુદેવ ઉપરનાં તેઓનાં અનુરાગ અને ભક્તિ તો ગુરુ ગૌતમસ્વામીની પોતાના ગુરુ પરમાત્મા મહાવીરદેવ ઉપરની ભક્તિનું સ્મરણ કરાવે એવાં અવિહડ અને ઉત્કટ હતાં-ગુરુની ભક્તિ અને ગુરુની આજ્ઞા આચાર્ય શ્રી વિજયોદયસૂરીશ્વરજી મહારાજને પોતાના જીવન અને સર્વસ્વ કરતાં પણ અધિક પ્રિય હતી. સમતાના સરોવર સમા અને સાવ ઓછાબોલા એ આચાર્યપ્રવરના સત્સંગનો લાભ મળવો એ જીવનનું એક જીવનપ્રદ પાથેય બની જતો.

આચાર્ય શ્રી વિજયોદયસૂરીશ્વરજી મહારાજના પટ્ટધર તે આચાર્ય શ્રી વિજયનંદનસૂરિજી મહારાજ. પોતાના દાદાગુરુના કડક અનુશાસનમાં રહીને આચાર્યશ્રી વિજયનંદનસૂરિજીએ, જ્ઞાન અને ચારિત્રની વિમળ આરાધના કરવાના બળે, શાસનસેવા માટેની જે શક્તિ મેળવી અને જે તત્પરતા કેળવી એ જૈન

શાસનને માટે આ સદીમાં મોટી શકિત અને મોટા આધારરૂપ બની ગઈ છે; અને એ શકિતએ અનેક આંતર તેમ જ બાહ્ય આપત્તિઓની સામે, પ્રભુના શાસનની રક્ષા કરવા સાથે, ધર્મશાસનનો નેજો ઊડતો રાખવાનું પુણ્યકાર્ય કર્યું છે, એ વાતની સાક્ષી આપણી નજર સામેનો ઇતિહાસ પણ પૂરી શકે એમ છે. જૈન સંઘની આ સદીની કેટલી બધી ઘટનાઓ સાથે આ આચાર્યશ્રીનું નામ સંકળાયેલું છે!

પણ આવી ધર્મપ્રીતિ, શાસનભક્તિ અને પ્રભાવશીલતાનું વરદાન, વગર પ્રયત્ને, કે આછા પાતળા પ્રયત્ને; રાતોરાત મળી જાય છે, એમ રખે કોઈ માની બેસે! એ માટે તો આ જન્મની, તેમ જ, ક્યારેક તો જન્મ-જન્માંતરની અખંડ જીવનસાધનાની પણ જરૂર પડે છે. આવી સાધનાનો પરિપાક થાય છે ત્યારે શાસનપ્રભાવનાની ભાવના અને શક્તિ, શતદળ કમળની જેમ, વિકસવા માંડે છે; અને એવા જીવનસાધક મહાપુરુષના પગલે પગલે ધર્મકરણીની સરવાણીઓ વહેવા લાગે છે.

પંદર-સોળ વર્ષની પાંગરતી વયે સંસારવ્યવહારનો ત્યાગ કરી તીર્થંકર પરમાત્મા, દાદાગુરુશ્રી

તથા ગુરુદેવને ચરણે સર્વભાવે સમર્પિત થયેલા મુનિ શ્રી નંદનવિજયજીએ પોતાની જીવનસાધનાની યાત્રા એવી એકાગ્રતાથી આગળ વધારી કે જેથી તેઓનું જીવન એક બાજુ નિષ્ઠાભરી ધર્મક્રિયાઓથી સુરભિત બન્યું અને બીજી બાજુ સ્વ-પર શાસ્ત્રોના જ્ઞાનથી આલોકિત બન્યું. અને જ્ઞાન-ક્રિયાની આ સાધનાની વચ્ચે પોતાના ગુરુવર્ય તથા દાદાગુરુની ભક્તિની જ્યોત તો અખંડપણે જળહળતી જ રહી. ઉપરાંત, અન્ય સાધુ-મુનિરાજોનાં વિનય-વૈયાવચ્ચ કરવાનો અવસર પણ તેઓ ન ચૂકતા.

આ પ્રમાણે સ્વપુરુષાર્થથી જાગી ઊઠેલ આંતરિક શક્તિમાં પોતાના ગુરુશ્રી તથા દાદાગુરુ શાસનસમ્રાટ સૂરિવરની અસીમ કૃપા અને શુભેચ્છાનું બળ ઉમેરાયું. પરિણામે મુનિ શ્રી નંદનવિજયજીનો ઝડપી અને બહુમુખી એવો વિકાસ થયો કે માત્ર અઠ્ઠાવીસ વર્ષની નાની અને નવયુવાન વયે એમને આચાર્યપદની જવાબદારી સોંપીને એમના આંતરિક બળ અને તેજનું શ્રીસંઘ દ્વારા બહુમાન કરવામાં આવ્યું. શાસનસમ્રાટ સૂરીશ્વરજી મહારાજ તથા આચાર્ય શ્રી વિજયનંદનસૂરિજી મહારાજના

પરિચયમાં આવનાર સૌકોઈ જાણે છે કે આચાર્ય મહારાજ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજને પોતાના આ પ્રશિષ્ય ઉપર કેટલાં હેત અને વિશ્વાસ હતાં! અરે, આટલું જ શા માટે, આચાર્ય શ્રી વિજયનંદન-સૂરિજીએ તો પોતાના મહાન પ્રતાપી દાદાગુરુશ્રીનું વડાવજીર તરીકેનું મોટું જવાબદારીવાળું પદ મેળવી અને શોભાવી જાણ્યું હતું—નંદન તો જાણે પોતાના દાદાગુરુશ્રીના રોમરોમમાં વસી ગયા હતા! પોતાની નિઃસ્વાર્થ અને નિર્મળ ભક્તિ અને ગુરુવર્યની અસીમ કૃપાનું જ આ સુપરિણામ છે. અને એનાં મીઠાં ફળ જૈન શાસનને ઉત્તરોત્તર વધુ ને વધુ પ્રમાણમાં મળતાં રહ્યાં છે. ઉંમરના વધવા સાથે કાયાની શક્તિ ઘટતી રહે એ તો સ્વાભાવિક છે; પણ આચાર્ય શ્રી વિજયનંદનસૂરિજીની શાસનદાઝ, કાર્યસૂઝ અને વ્યવસ્થા-શક્તિને ઉંમરના ઘસારા પહોંચ્યા નથી એની સાક્ષી, એમની આસપાસ મધપૂડાની જેમ ગુંજતી અનેક પ્રવૃત્તિઓ આપે છે.

ધીર-ગંભીર છતાં પ્રસન્ન એમની પ્રકૃતિ છે. એમણે કાઢી આપેલાં ધર્મકાર્યોના મુહુર્તો એમના અંતરમાં રહેતી કલ્યાણબુદ્ધિ અને શુભ નિષ્ઠાથી વિશેષ

મંગલકારી બની જાય છે. તેથી તન અને મનને થકવી નાખે એટલા વ્યાપક પ્રમાણમાં જૈન સંઘના જુદા જુદા ગચ્છો અને ફિરકાઓની વ્યક્તિઓ એમની પાસે મુહુર્ત કાઢી આપવાની માગણી કરે છે. અને, એક ભાવનાશીલ સંઘનાયકને શોભે એ રીતે, તેઓ આવી માગણીને પૂરેપૂરો ન્યાય પણ આપે છે.

જવાબદારીભર્યા સંઘનાયક પદને ચરિતાર્થ કરી શકે એવા શાણપણ, ધીરજ, ઠરેલપણું, સમયજ્ઞતા, દીર્ઘદૃષ્ટિ, સમયસૂચકતા, વિચક્ષણપણું, પારગામી વિદ્વત્તા, પ્રવચનનિપુણતા, અદમ્ય ઇચ્છાશકિત, વ્યવહાર કુશળતા, દઢમનોબળ વગેરે અનેક ગુણો અને શકિતઓથી તેઓશ્રીનું જીવન સમૃદ્ધ બનેલું છે; અને તેથી જ શાસન ઉપર આવી પડતી આંતરિક તથા બાહ્ય કટોકટીને વખતે તેઓ સ્પષ્ટ અને પરિણામગામી માર્ગદર્શન આપીને શ્રીસંઘની રક્ષાના યશના ભાગી બની શકે છે.

શીળી અને પ્રશાંત એમની તાકાત છે. અને જે કંઈ કરવું હોય તે, વધુ બોલ્યા-ચાલ્યા વગર કે કોઈ પણ જાતનો આડંબર રચ્યા વગર, ચૂપચાપ કરી બતાવવાનો એમનો સ્વભાવ છે. જે કંઈ નિર્ણય કરવો હોય તે, જરાય ઉતાવળ કર્યા વગર, પૂરેપૂરો વિચાર

કરીને તેઓ કરે છે; અને એકવાર અમુક નિર્ણય કરી લીધા પછી, ગમે તેવા ઝંઝાવાતની સામે પણ અડોલ ખડા રહેવાનું એમનું ખમીર છે. વળી, વિવેકશીલતાની મર્યાદાને લોપ્યા વગર નિર્ભયતા અને સ્પષ્ટવાદિતાને પોતાના જીવન સાથે વણી લેવાની એમની કળા અદ્ભુત છે. અને જેઓ તેઓને પરાયા માનતા હોય એમને પણ પોતાના બનાવી દે એવી કરુણાભરી હેતની સરવાણી એમના અંતરમાં નિરંતર વહેતી રહે છે—અહિંસા, સંયમ અને તપોમય સમભાવની સાધનાનો જ આ પ્રતાપ છે.

આ ગ્રંથના પ્રવચનકાર આચાર્ય શ્રી અનેક ગુણો અને અનેક શક્તિઓથી શોભતા આવા મહાન સંઘ નાયક છે. એમની ધર્મવાણીની આ પ્રસાદીને અંતરમાં ઝીલવાનો પ્રયાસ કરીએ અને એમના સંઘનાયકપદનો લાભ જૈન શાસનને અને દેશને લાંબા સમય સુધી મળતો રહે એવી પ્રાર્થના કરીએ.

૬, અમૂલ સોસાયટી;
અમદાવાદ–૭. રતિલાલ દીપચંદ દેસાઈ
તા. ૨૧–૧૨–૭૫, રવિવાર

## પ્રશસ્તિ બની શ્રદ્ધાંજલિ

આ પ્રશસ્તિ લખાઈ ત્યારે કોને ખબર હતી કે એ શ્રદ્ધાંજલિ બનવાની છે! આ નોંધ લખી તે પછી દસ જ દિવસે, તા. ૩૧-૧૨-૭૫ની સાંજે, ધંધુકા પાસેના તગડી ગામે, આચાર્ય મહારાજનો સ્વર્ગવાસ થયો! તેઓ ગિરિરાજ શ્રી શત્રુંજય ઉપર થનાર પ્રતિષ્ઠા માટે જ પાલીતાણા જઈ રહ્યા હતા; અને એ મહોત્સવના ભાવોલ્લાસમાં જ તેઓ મહાયાત્રાએ સંચરી ગયા! આપણે ધારીએ છીએ શું અને કુદરત સર્જે છે શું! કુદરતને કોણ પામી શક્યુ છે.

તા. ૧૭-૩-૭૬ ર. દી. દેસાઈ

# અનુક્રમ

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ નં. | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૪ | ૮ | શુફ્લપાક્ષિક | શુક્લપાક્ષિક |
| ૪ | ૧૧ | ,, | ,, |
| ૬ | શીર્ષક | નદિસૂત્રનાં | નંદિસૂત્રનાં |
| ૭ | ,, | નંદ | નંદિ |
| ૭ | ૧૫ | વાચાનાકર | વાચનાકાર |
| ૨૩ | ૩ | કપવો | કરવો |
| ૩૧ | ૬ | ग्रम्ताना | ग्रस्ताना |
| ૩૮ | ૮ | સમ્યગૂદષ્ટિ | સમ્યગ્દષ્ટિ |
| ૩૮ | ૯ | ,, | ,, |
| ૩૯ | ૧ | કરા | કરી |
| ૪૦ | ૧૯ | સમ્યગૂદષ્ટિ | સમ્યગ્દષ્ટિ |
| ૫૭ | ૪ | धांतिवो | धातवो |
| ૬૦ | ૧૪ | મહાનૂ | મહાન્ |
| ૬૨ | ૧૪ | सन्ताषवान् | सन्तोषवान् |
| ૬૨ | ૧૬ | સ્પૂહા | સ્પૃહા |
| ૬૪ | શીર્ષક | નંદસૂત્રનાં | નંદિસૂત્રનાં |
| ૬૪ | ૫ | હોય છે. | હોય છે, |
| ૭૦ | ૧૧ | જી ને | જીવને |

| પૃષ્ઠ નં. | પંક્તિ | અશુદ્ધિ | શુદ્ધિ |
|---|---|---|---|
| ૭૧ | ૨૦ | शरोरेण | शरीरेण |
| ૭૨ | ૧૯ | प्रणयगभगिरश्च | प्रणयगर्भगिरश्च |
| ૮૫ | ૨૧ | श्राता | श्रोता |
| ૮૯ | ૧૩ | जानामहे | जानीमहे |
| ૧૧૬ | ૨૨ | અને | આને |
| ૧૪૬ | ૧ | સગથી | રાગથી |
| ૧૫૧ | ૪ | ક્રર | ક્રૂર |
| ૧૫૯ | ૧૪ | श्चित्तस्य | श्चित्तस्य |
| ૧૬૫ | શીર્ષક | કર્મબધના | કર્મબંધના |
| ૧૭૧ | ૧૮ | ંકર્મો | કર્મો |
| ૧૮૨ | ૧ | नवागमं | नैवागमं |
| ૧૯૧ | શીર્ષક | જિન અણગાર રે | જિન અણગારની |
| ૧૯૫ | ,, | માયા જિનરે | માયા રે જિન |
| ૨૫૧ | ૩ | વાણિકનો | વણિકનો |
| ૨૫૨ | ૧૬ | હા પડી- | હા પાડી. |
| ૨૫૩ | ૯ | स्रेणे | स्त्रैणे |
| ૨૭૧ | ૧૯ | ૭૫ | ૭૦ |




जयइ जगजीवजोणी-वियाणओ जगगुरू जगाणंदो ।
जगणाहो जगबंधू, जयइ जगप्पियामहो भयवं ॥ १ ॥

जयइ सुयाणं पभवो, तित्थयराणमपच्छिमो जयइ ।
जयइ गुरू लोगाणं, जयइ महप्पा महावीरो ॥ २ ॥

આ શ્રી નંદિસૂત્રનું પ્રથમ મંગલાચરણ છે. પહેલી ગાથામાં દરેક, અનાદિ અનંત કાળના, તીર્થંકર પરમાત્માઓને નમસ્કાર કરેલ છે. અને બીજી ગાથામાં વર્તમાન તીર્થપતિ ભગવાન મહાવીર મહારાજાને નમસ્કાર છે.

નંદિસૂત્રમાં બે શબ્દો છે: નંદિ અને સૂત્ર.

પરમાત્માએ કહેલાં આગમો, જેમાં લોકાલોકના સમગ્ર પદાર્થો કહેલા છે, અને જેમાં અનેક જાતના અર્થો ગૂંથાયેલા છે, આવી જે વાક્યરચના—આવો જે ગ્રંથ—તેને સૂત્ર કહેવાય.

આનું નામ નંદિસૂત્ર છે. નંદિ એટલે સમૃદ્ધિઃ नन्दनं नन्दिः 'टुनदु समृद्धौ' નામના વ્યાકરણના ધાતુનો બનેલો

આ શબ્દ છે. 'દરેક જાતની સમૃદ્ધિ થવી' એનું નામ નંદિ. સમૃદ્ધિથી જેમ જીવને આનંદ–હર્ષ થાય છે, તેમ જે સૂત્રના શ્રવણથી જીવને આનંદ તથા હર્ષ થાય અને વધે, તેનું નામ નંદિસૂત્ર.

આવું આ નંદિસૂત્ર આજે અમારે તમારી સમક્ષ વાંચવાનો, અને તમારે સાંભળવાનો અવસર આવ્યો છે. મહાન પુણ્યનો યોગ હોય ત્યારે જ આ સાંભળવા મળે.

શુક્લપાક્ષિક શ્રાવક કોને કહેવાય? એનું સ્વરૂપ શું? તો જેને અર્ધપુદ્ગલ-પરાવર્ત્તથી વધુ સંસાર નથી તે શુક્લપાક્ષિક શ્રાવક કહેવાય. ભગવાન હરિભદ્રસૂરિ મહારાજાએ શુક્લપાક્ષિક શ્રાવકનું સ્વરૂપ સમજાવતાં કહ્યું છે કે:

"परलोयहियं सम्मं, जो जिणवयणं सुणेइ उवउत्तो।
अइतिव्वकम्मविगमा, सुक्को सो सावगो एत्थ॥"

પરલોકમાં એકાંત હિતકારી એવું જે જિનેશ્વરનું વચન–આગમ છે, તેને જે આત્મા સાંભળે તે શુક્લપાક્ષિક કહેવાય.

પરમાત્માનું વચન અહિતકારી છે જ નહિ, પણ હિતકારી જ છે. છતાં અહીંયા 'હિતકારી' વિશેષણ આપ્યું છે. કારણ કે હંમેશા વિશેષણ બે કારણે અપાય છે. 'संभव–व्यभिचाराभ्यां, स्याद् विशेषणमर्थवत्' કોઈ વસ્તુમાં તેનું સ્વરૂપ જણાવવું હોય તો વિશેષણ અપાય છે. અને એક વસ્તુથી બીજી વસ્તુનો વ્યવચ્છેદ કરવો હોય, એક વસ્તુથી બીજી વસ્તુને જુદી પાડવી હોય, તોપણ વિશેષણ અપાય છે.

જેમ આપણને લીલો ઘડો જોઈતો હોય, અને આપણે કહીએ કે ‘ ઘડો લાવ. ’ તો ગમે તે ઘડો લાવશે. લાલ લાવશે. પીળોય લાવશે, ને લીલો પણ લાવશે; પણ લીલો ઘડો જ નહિ લાવે. એટલે જો લીલો ઘડો જ જોઈતો હોય, તો 'नीलं घटं आनय ' લીલો ઘડો લાવ, એમ કહેવું જ પડશે, ‘ઘડા’ ને ‘લીલો’ વિશેષણ લગાડવું જ પડશે. એમ નહિ કહીએ તો ઇચ્છિત વસ્તુ નહિ આવે. અહીં એક વસ્તુથી બીજી વસ્તુની વ્યાવૃત્તિ કરવા માટે વિશેષણ અપાયું છે.

એવી રીતે વસ્તુમાં વસ્તુના સ્વરૂપનો સંભવ જણાવવા માટે પણ વિશેષણ આપવું જરૂરી છે. શાસ્ત્રમાં જ્યાં પરમાણુનું સ્વરૂપ વર્ણવ્યું છે, ત્યાં કહ્યું છે કે– परमाणुर-प्रदेशः–પરમાણુ પ્રદેશ વિનાનો છે.

સૂક્ષ્મમાં સૂક્ષ્મ જે પુદ્‌ગલ, જેના જ્ઞાનીની દૃષ્ટિએ બે ભાગ–બે કટકા ન થાય, તેનું નામ પ્રદેશ. પરમાણુના પણ બે ભાગ ન થઈ શકે; તે તો પરમ–અણુ સ્વરૂપ છે. છતાં તેનું વિશેષણ ‘અપ્રદેશ’ એવું મૂક્યું, તે શા માટે? પરમાણુ કાંઈ ‘સપ્રદેશ અને અપ્રદેશ’ એમ બે જાતના નથી. ત્યારે ત્યાં કહે છે કે–તે પરમાણુનું સ્વરૂપ જણાવવા માટે જ વિશેષણ અપાયું છે, ‘अविदितस्वभावस्य भावस्य स्वभावा-विर्भावनार्थं अपि विशेषणं’–જેનું સ્વરૂપ નથી જાણ્યું, તેનું સ્વરૂપ જાણવા માટે પણ વિશેષણ અપાય છે. તેમ અહીં પણ જિનેશ્વર પરમાત્માનું વચન અહિતકારી છે જ નહિ.

તો પણ અહીં 'એકાંત હિતકારી' એવું જે વિશેષણ આપ્યું છે, તે જિનવચનનું સ્વરૂપ જણાવવા માટે જ છે.

જિનેશ્વર પરમાત્માનું વચન એકાંત હિતકારી છે. કારણ કે-એમને રાગ, દ્વેષ અને અજ્ઞાનરૂપ અસત્યનાં કારણો નથી. આવું વચન જે આત્મા આનંદથી અને ઉપયોગમાં રહીને સાંભળે, પણ ઊંઘમાં કે વિકથામાં નહિ,- निद्राविकहारहिओ । વળી, જે બે હાથ જોડીને-અંજલિ કરીને-સાંભળે, તેને શુક્લપાક્ષિક શ્રાવક કહેવાય. આવા જીવનો અલ્પતમ સંસાર જ બાકી સમજવો. કારણ કે-કર્મના ગાઢ થર ઓછાં થાય, અતિતીવ્ર કર્મ ચાલ્યું જાય, ત્યારે જ પરમાત્માના વચનના શ્રવણની ઇચ્છા અને તે માટે અહીં આવવાની ભાવના થાય. અને ત્યારે જ આ વચન સાંભળવાનો અવસર મળે.

આજે આપણે નંદિસૂત્ર સાંભળવાનું છે. જે સાંભળવાથી આત્માને સમૃદ્ધિ અને હર્ષ થાય, તેવું આ સૂત્ર આજે સાંભળવાનો અવસર આવ્યો, એ આપણો મહાન ભાગ્યોદય છે.

**આ નંદિસૂત્રના પ્રણેતા દેવવાચક ગણિ છે.** એમનું બીજું નામ દેવર્ધિ ગણિ પણ છે. કોઈક ગ્રંથમાં એમને દેવર્ધિ ગણિ તરીકે ઓળખાવેલા છે. પણ વીર-નિર્વાણથી ૯૮૦ વર્ષે વલભીપુર નગરમાં વલભી-વાચનાકાર દેવર્ધિ ગણિ ક્ષમાશ્રમણ મહારાજ, તે આ દેવવાચક ગણિથી

'वलहीपुरंमि नयरे, देवड्ढिपमुहसयलसंघेहिं ।
पुत्थे आगमलिहिओ, नवसयअसीयाओ वीराओ ॥'

આ ગાથાનુસાર સિદ્ધાંતને પુસ્તકારૂઢ કરનાર દેવર્ધિ ગણિ ક્ષમાશ્રમણ મહારાજ આર્યસુહસ્તીસૂરિ મહારાજની પરંપરામાં આવે છે. જ્યારે નંદિસૂત્રના રચયિતા શ્રી દેવ-વાચક ગણિ–તે આર્યમહાગિરિજીની પરંપરામાં આવે છે.

ભગવાન મહાવીર મહારાજા, તેમના શિષ્ય સુધર્માસ્વામી, તેમના જંબૂસ્વામી, તેમના પ્રભવસ્વામી, તેમના શય્યંભવસૂરિ મહારાજ, તેમના શ્રીયશોભદ્રસૂરિ મહારાજ, તેમના શ્રીસંભૂતિવિજયજી, અને શ્રીભદ્રબાહુસ્વામીજી; તેમના પટ્ટધર શ્રી સ્થૂલિભદ્ર મહારાજા; તેમના બે પટ્ટધરો: એક આર્યમહાગિરિ, ને બીજા આર્યસુહસ્તી.

એમાં આર્ય મહાગિરિની સંતાનપરંપરામાં પૂર્વધર શ્રીદેવવાચક ગણિ આવ્યા છે. જેમણે આ નંદિસૂત્ર રચ્યું છે. અને વલભીવાચાનાકર શ્રીદેવર્ધિ ગણિજી આર્ય સુહસ્તીની પરંપશમાં આવ્યા છે. અમે–વિદ્યમાન સાધુઓ–પણ આર્ય સુહસ્તીસૂરિની પરંપરામાં જ છીએ.

દેવર્ધિ ગણિ ક્ષમાશ્રમણે ૯૮૦ માં જે ગ્રંથ–સંઘટના કરી, તેમાં અનેક સૂત્રોની સાક્ષીઓ આપેલી છે. जहा उववाइए, जहा पन्नवणाए, એમ આ નંદિસૂત્રની પણ સાક્ષી આપેલી છે. जहा नंदीए. આમ જો નંદિસૂત્ર દેવર્ધિ ગણિ કરતાં પહેલાં થઈ ગયું હોય, તો જ એની સાક્ષી લેવાય. માટે નક્કી થાય છે કે–નંદિસૂત્રકાર દેવવાચક ગણિ દેવર્ધિ ગણિ

ક્ષમાશ્રમણ કરતાં પૂર્વે જ થયા છે. જેમ ભગવતીજીમાં પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન અને આગમ–એમ ચાર પ્રમાણનું સ્વરૂપ આવે છે, ત્યાં શ્રી દેવર્ધિ ગણિ મહારાજા વિશેષ વિવરણ ન કરતાં કહી દે છે કે: जहा नंदीए,–જેમ નંદિસૂત્રમાં કહ્યું છે, તેમ સમજી લેવું. બીજાં આગમોની પણ સાક્ષીઓ છે. જેમ આહારક શરીર, લેશ્યા વગેરેનો વિચાર જ્યાં આવે છે, ત્યાં કહી દે છે: जहा पन्नवणाए,

આ બધી વાત વિચારતાં નક્કી થાય છે કે–દેવવાચક ગણિ અને દેવર્ધિ ગણિ ક્ષમાશ્રમણ –એ બંને જુદા છે. અને નંદિકાર દેવવાચક ગણિ ૯૮૦ કરતાં પૂર્વે થયેલા છે.

સભામાંથી પ્રશ્ન : દેવર્ધિ ગણિ ક્ષમાશ્રમણે નંદિસૂત્ર પણ પુસ્તકારૂઢ કર્યું હશે ને?

જવાબ : હા, એને પણ સકલ સિદ્ધાંતોની સાથે પુસ્તકારૂઢ કર્યું છે.

હવે આ નંદિસૂત્રના ટીકાકાર કોણ છે? કારણ કે–સૂત્રો-આગમો અતિગહન છે. તેની પર ટીકા–વિવેચન હોવું જોઈએ; તો જ તેનો અર્થ સમજી શકીએ. આ સૂત્ર પર શ્રી મલયગિરિજી મહારાજાએ ટીકા રચી છે.

મલયગિરિ મહારાજ મહાન્ સમર્થ હતા. છતાં ક્યાંય ગ્રંથમાં આચાર્ય તરીકે પોતાને નથી લખ્યા. દરેક ગ્રંથને અંતે તેમણે એટલું જ લખ્યું કે–આ ટીકાની રચના કરવા વડે મલયગિરિએ જે પુણ્ય ઉપાર્જ્યું, તેના વડે લોક સિદ્ધિ–પદને મેળવો.

મલયગિરિજી, હેમચંદ્રસૂરિજી અને દેવેન્દ્રસૂરિજી મ. ત્રણે સાથે થયા. ત્રણેએ દેવીની આરાધના કરીને વરદાન માગ્યાં. હેમચંદ્રાચાર્યે રાજાને પ્રતિબોધ કરવાનું માંગ્યું,

દેવેન્દ્રસૂરિ મહારાજે એક તીર્થની સ્થાપના કરવાની માંગણી કરી. દક્ષિણમાં ત્રિચિનાપલ્લી પાસે કાંતિનગરીમાં ચોવીશ પરમાત્માનું જિનાલય હતું. તેમાં શેરીસાપાર્શ્વનાથ પણ હતા. દેવેન્દ્રસૂરિ મહારાજ એ જિનાલયને આકાશગામિની વિદ્યા વડે શેરીસાતીર્થે લાવ્યા. ત્યાં આવતાં સુધીમાં પ્રભાતકાળ થઈ જવાથી ત્યાં જ તેની સ્થાપના કરી, અને શેરીસાતીર્થ પ્રવર્તાવ્યું.

વસ્તુપાળના વખતમાં એ મહાન તીર્થ હતું. માલદેવ અને લૂણિગ નામના પોતાના ભાઇઓના કલ્યાણને માટે વસ્તુપાલે શેરીસામાં શ્રીનેમનાથ ભગવાન પધરાવ્યાં છે. આજે પણ ત્યાંની પેઢીમાં પરિકરની ગાદી છે, તેમાં આ અંગેનો લેખ છે. અને ત્યાં અત્યારે જે અંબિકા દેવી છે,–જેણે દર્શન કર્યાં હોય તેને ખ્યાલ હશે—તે પણ પ્રાયઃ વસ્તુપાળના જ ભરાવેલાં છે. આમ દેવેન્દ્રસૂરિજીએ તીર્થસ્થાપનાની માંગણી કરી છે.

અને મલયગિરિ મહારાજે સકલ આગમો પર ટીકા કરવાનું વરદાન માંગ્યું છે. એમણે આ સૂત્રની ટીકા કરી છે. તેમણે ક્યાંક ક્યાંક હેમચંદ્રાચાર્ય મહારાજનો 'ગુરુ' શબ્દથી ઉલ્લેખ કર્યો છે. તેમણે 'મલયગિરિશબ્દાનુશાસન' નામે વ્યાકરણ પણ રચ્યું છે. ફક્ત ત્યાં પોતાને માટે 'આચાર્ય' શબ્દ લાવ્યા છે.

કોઈ પણ કાર્યની શરૂઆતમાં મંગલ કરવું જોઈએ. 'मां गालयति इति मङ्गल' – 'मां' એટલે વિઘ્ન, તેનો નાશ કરે તે મંગલ. ગમે તે માણસને ગમે તે કામ કરવું હોય, તો તેને તેમાં વિઘ્ન આવે જ છે :—

'श्रेयांसि बहुविघ्नानि, भवन्ति महतामपि ॥'

સારા કામની શરૂઆતમાં વિઘ્નની બીક હોય જ, અને વિઘ્ન આવે પણ છે. પણ 'अश्रेयसि प्रवृत्तानां क्वापि यान्ति विनायका: ॥' કોઈને મારવો હોય, ભાંગવું હોય, તોડફોડ કરવી હોય, તો ત્યાં વિઘ્ન આવતું નથી. પણ એ ભાંગફોડ કરવાથી નવું વિઘ્ન બંધાય છે, એનો એને વિચાર નથી. ક્યાંથી હોય ?

આવાં વિઘ્નોનો–અંતરાયોનો નાશ કરવા માટે અહીં મંગલ કરવું જ પડશે. કારણ કે–મંગલ હંમેશા ત્રણ કામ માટે કરાય છે :

(૧) એક તો, વિઘ્નના નાશ માટે. વિઘ્ન ક્યારે આવશે ? તેની કોઈને ખબર નથી.

'गाढा य विवाग कम्मुणो, समय गोयम मा पमायए.'

ભગવાન મહારાજા કહે છે કે– કર્મનો વિપાક ક્યારે આવશે, તેની કોઈને ખબર નથી. અંતરાય ક્યારે કરશે તેની જાણ નથી. માનવ વિચારે કે –હું આ કામ કરવા જઉં, ને એ દાદર ઊતરતાં ઊતરતાં કે ચાલતાં ચાલતાં પણ પડી જાય છે. ત્યાં અણધાર્યો કર્મનો વિપાક આવીને ઊભો રહે છે. માટે હે ગૌતમ ! સદા સાવચેત–સાવધાન રહેજે. એક સમયનો–ક્ષણનો પણ પ્રમાદ કરીશ નહિ.

જ્ઞાની કહે છે કે-કર્મનો વિપાક અને આપત્તિ તો બધાંને આવે છે પણ એ આપત્તિ આવે ત્યારે વિચારવું કે-કર્મનો વિપાક તો અવશ્ય આવશે જ, એને ભોગવ્યા વિના છૂટકો જ નથી. પણ હે જીવ! ત્યારે તું ક્લેશ અને હાયવોય ન કરતાં ધીરજ રાખજે.

તો આવાં વિઘ્નની શાંતિ માટે મંગલાચરણ કરવું જ જોઇએ.

(૨) અને 'ग्रन्थसमाप्त्यर्थं.' –ગ્રંથ પૂરો થાય, જે કામનો પ્રારંભ કર્યો તેની પરિપૂર્ણ સફળતા થાય તે માટે પણ મંગલની જરૂર છે.

(૩) અને 'शिष्टसमयपालनार्थं'–જે શિષ્ટ મહાપુરુષો થઈ ગયા, તેમનો એક આચાર છે – મંગલ કરવાનો, તે આચારનું પરિપાલન કરવા માટે પણ મંગલની જરૂર છે. આમ આ ત્રણ કારણે મંગલ કરવું જોઈએ.

અહીં, આ નંદિસૂત્ર પણ મંગલ છે. તેનું વિવેચન કરવામાં વિઘ્ન ન આવે, ગ્રંથની સમાપ્તિ થાય અને શિષ્ટ પુરુષોના આચારનું પાલન થાય, તે માટે મલયગિરિજી મહારાજા મંગલ કરે છે. પહેલું મંગલ 'શ્રી મહાવીર મહારાજા'નું કરે છે. કારણ – અત્યારે વિદ્યમાન દ્વાદશાંગી મહાવીર મહારાજાની છે.

'सुत्तं गणहररइअं. तह पत्तेयवुद्धरइय च ।
सुयकेवलिणा रइयं, अभिन्नदसपुव्विणा रइयं ॥'

-સૂત્ર–આગમ કોનું કરેલું છે? તો ગણધર ભગવંતોનું.

સૂત્રને ચાર જણ રચી શકે છે. એક ગણધર ભગવંત, બીજા પ્રત્યેક બુદ્ધ મુનિ. ત્રીજા શ્રુતકેવલી—જે ચૌદ પૂર્વધર હોય છે, અને ચોથા સંપૂર્ણ-દશપૂર્વધર મહારાજ. અરિહંત મહારાજા અર્થ કહે, એને સૂત્રરૂપે ગણધરો ગૂંથે,

'अत्थं भासइ अरहा, सुत्तं गंथंति गणहरा निउणा।'

આમ આગમ બે પ્રકારે : સૂત્ર–આગમ, અને અર્થ-આગમ. એના ત્રણ ત્રણ પ્રકાર છેઃ આત્માગમ, અનંત-રાગમ અને પરંપરાગમ.

અરિહંત મહારાજાઓને જ્યારે કેવળજ્ઞાન થાય, ત્યારે ઇંદ્રો આવીને સમવસરણ રચે. તેમાં ભગવાન 'नमस्तीर्थाय' કહીને બિરાજે. તીર્થ એટલે સંઘ. પછી ભગવાન તીર્થની સ્થાપના કરે. તેમાં સૌ પહેલાં ગણધરોને સ્થાપે. તે વખતે ગણધરો ભગવંતને ત્રણ વાર વંદન કરીને પૂછે. વંદન કરીને પૂછવું, એનું નામ નિષદ્યા. ગણધરો આવી ત્રણ નિષદ્યા કરે.

પહેલી વાર વંદન કરીને પૂછેઃ 'कथय भगवंस्तत्त्व' હે ભગવાન! તત્ત્વ કહો. ત્યારે ભગવાન કહે : 'उप्पेइ वा' જગતની દરેક વસ્તુ ઉત્પન્ન થાય છે.

પછી ફરી વંદન કરીને પૂછે, ત્યારે ભગવાન કહેઃ 'विगमेइ वा'-જેમ ઉત્પન્ન થાય છે, તેમ દરેક વસ્તુ નાશવંત છે. પછી ત્રીજીવાર પૂછેઃ कथय भगवंस्तत्त्वं, ત્યારે ભગવાન કહે : 'धुवेइ वा'–જગતના તમામ પદાર્થો સ્થિર છે.

અપેક્ષાએ નાશ, અપેક્ષાએ ઉત્પત્તિ, અને અપેક્ષાએ

સ્થિરતા, આ તમામ પદાર્થોનો સ્વભાવ છે. આને ત્રિપદી કહેવાય. 'त्रयाणां पदानां समाहारःत्रिपदी'–ત્રણ પદનો સમુદાય, તે ત્રિપદી કહીએ.

આમ અરિહંત મહારાજા અર્થથી ગણધરને દ્વાદશાંગી કહે. અને–કોષ્ઠબુદ્ધિ–બીજબુદ્ધિના ધણી ગણધરભગવંતો,–જેમ એક બીમાંથી લાખો દાણાં થાય છે તેમ ગણધર ભગવંતોના કોઠામાં બીજની જેમ બુદ્ધિ ભરી જ હોય છે, આ નિમિત્ત મળે એટલે તે ઉદ્બુદ્ધ થાય, એટલે તેઓ સૂત્રાગમની રચના કરે.

ભગવાને પોતે અર્થથી આગમ કહ્યો, માટે તે ભગવાન માટે આત્માગમ થયો. અને ભગવાન સૌથી પ્રથમ ગણધર ભગવંતોને જ એ આપે, વચ્ચે બીજા કોઇને નહિ, તેથી ગણધરોને માટે તે અનંતરાગમ કહેવાય. અને ગણધર ભગવંતો પરંપરાએ કહે, તે પરંપરાગમ (આપણને હોય).

એ પ્રમાણે ગણધરો સૂત્રાગમ ગૂંથે, માટે તેમને તે આત્માગમ કહેવાય. ગણધર ભગવંત જંબૂસ્વામીને સર્વ પ્રથમ આપે, તે તેમને અનંતરાગમ થાય; અને આપણને તે પરંપરાગમ કહેવાય.

આપણને તો પરંપરા એ જ પ્રમાણ છે. જગત કહે છે કે–સિદ્ધગિરિ આ છે. પણ તે ભગવાને જાતે દેખાડ્યો છે? ના. તો આપણે કેમ માનીએ છીએ? પરંપરાથી જ. માટે આપણે તો પરંપરા

જ પ્રમાણ છે. પરંપરા પણ એક આગમ છે. પરંપરા સર્વથી બલવતી છે. કાયદા કરતાંય રૂઢિ –પરંપરા જ બલવાન છે.

આગમના આ ત્રણ ભેદ છે. તેમાં અર્થથી ગૌતમ મહારાજા વગેરેને આ નંદિસૂત્ર અનંતરાગમ થયું. તેમની પરંપરાએ આ સૂત્ર શ્રીદેવવાચકે ગૂંથ્યું. તેનું વ્યાખ્યાન શ્રી મલયગિરિ મહારાજા કરે છે.

અત્યારે ભગવાન મહાવીર મહારાજાનું શાસન ચાલુ છે, માટે પ્રથમ તેમનું મંગલ કરે છે. પછી તેમના વચનની પણ સ્તુતિ કરે છે. એક વચન પણ જો સદ્દહીએ, તો તે અમરપણાને આપે છે.

'जयति भुवनैकभानुः, सर्वत्राविहतकेवलालोकः ।
नित्योदितः स्थिरस्तापवर्जितो वर्धमानजिनः' ॥

ત્રિશલાનન્દન કાશ્યપગોત્રીય ભગવાન વર્ધમાન મહારાજા સૂર્યસમાન જયવંતા વર્તો. અહીં ભગવાનનું 'વીર' કે 'શ્રમણ' એવું નામ ન કહ્યું, પણ 'વર્ધમાન' એવું નામ કહ્યું, એમાં પણ કારણ છે. આપણે બધી સમૃદ્ધિની વૃદ્ધિ કરવી છે. જ્યારે ભગવાન ગર્ભમાં આવ્યા, ત્યારે ધનની, ધાન્યની, સમગ્ર પદાર્થોની સિદ્ધાર્થ રાજાને ઘરે વૃદ્ધિ જ થવા લાગી. ત્યારે માતપિતાએ નક્કી કર્યું કે– આ પુત્ર જન્મશે, ત્યારે તેનું નામ 'વર્ધમાન' પાડીશું. તેમ આપણને પણ દરેક સમૃદ્ધિની વૃદ્ધિ થાય માટે, એ વિચારપૂર્વક, અહીં 'વર્ધમાન' શબ્દ મૂક્યો છે.

એ ભગવાન સૂર્ય સમાન જયવંતા વર્તો. એ સૂર્ય કયા? કારણ કે-જંબૂદ્વીપના બે સૂર્ય છે, લવણ સમુદ્રમાં ચાર છે, ધાતકીખંડમાં આઠ છે, કાલોદધિમાં સોળ છે, અને પુષ્કરવરાર્ધમાં બત્રીસ સૂર્ય છે, એમાંથી અહીં કયા સૂર્ય લેવાના છે? એ બધા? તો કહે છે; ના. એ સૂર્ય તો અનેક છે: પણ-આ ભગવાનરૂપી સૂર્ય તો ભુવનમાં એક અને અદ્વિતીય છે: આ બધાં સૂર્યનો પ્રકાશ તો ક્યાંક પડે, ને ક્યાંક ન પણ પડે. ભોંયરામાં, ભીંતની પાછળ વગેરે સ્થળે એનો પ્રકાશ નથી પડતો, આઘાત પામે છે. પણ ભગવાનરૂપી સૂર્યનો પ્રકાશ તો સર્વત્ર વ્યાપક છે, આઘાત રહિત છે.

અને આ સૂર્ય તો સવારે ૬ વાગે ઊગે છે, ને સાંજે ૭ વાગે આથમી જાય છે. પણ આ ભગવાનરૂપી સૂર્ય તો સદા ઉદયવંત છે. આ સૂર્યમાંથી પણ આપણે બોધ લેવાનો છે. એ કહે છે: હું સવારે ઊગું છું, મધ્યાહ્ને તપું છું. અને સાંજે આથમું છું. જગતનો નિયમ છે કે-ઉદય હોય ત્યાં અસ્ત પણ હોય છે. પણ મારા અસ્ત વખતે અને ઉદય વખતે પણ લાલાશ જ હોય છે, કાળાશ નથી આવતી. તેમ હે માનવ! તું પણ સંપત્તિ અને વિપત્તિમાં એક જ રૂપ રાખજે.

અને આ સૂર્ય તો પોતાના મંડળમાં-બારે રાશિમાં-ભમ્યા જ કરે છે; જ્યારે ભગવાનરૂપી સૂર્ય તો સ્થિર છે.

વળી આ સૂર્ય ઊગે ત્યારે તાપ લાગે છે, એની સામું પણ નથી જોવાતું. પણ ભગવાનરૂપી સૂર્ય તો નિસ્તાપ છે. ભગવાનનું તેજ કેવું છે? દુનિયામાં સૌ કરતા અનંત ગણું. પછી તેના કરતાં અનંતગુણહીન ગણધર ભગવંતનું તેજ હોય. એનાથી અનંતગુણ હીન આહારક શરીરનું તેજ. એથી અનંતગુણહીન અનુત્તરવાસી દેવનું હોય. આટલું તેજ હોવા છતાંય ભગવાન સામે જોવામાં તાપ ન લાગે, પણ શીતળતા જ થાય. આવા ભગવાન છે. તે ભગવાન મહારાજા સૂર્યની જેમ જયવંતા વર્તો. આનું વિશેષ સ્વરૂપ અગ્રે અધિકાર વર્તમાન જોગ.






जयति भुवनैकभानुः, सर्वत्राविहतकेवलालोकः ।
नित्योदितः स्थिरस्तापवर्जितो वर्धमानजिनः ॥ १ ॥

जयति जगदेकमङ्गल-मपहृतनिःशेषदुरितघनतिमिरम् ।
रविबिम्बमिव यथास्थित-वस्तुविकाशं जिनेशवचः ॥ २ ॥

ભગવાન મલયગિરિ મહારાજા આ નંદિસૂત્રનું વિવેચન કરતાં પ્રથમ મંગલાચરણ કરે છે. દરેક કામમાં મંગલાચરણ કરવું જ જોઈએ. આપણે ઘરેથી બ્હાર જઈએ—નીકળીએ, તો ય નવકાર ગણીને જ નીકળીએ છીએ. એમ અહીં પણ —કાર્યની સમાપ્તિ માટે, વિઘ્નોના નાશ માટે, અને વડીલો—પૂર્વના મહાપુરૂષો—કરતાં આવ્યાં છે એટલે એ આપણી સામાચારી-આચાર બની ગયેલ છે માટે, આ ત્રણ કારણે મંગલાચરણ કરવું જ જોઈએ.

મલયગિરિ મહારાજા ભગવાન મહાવીરના તીર્થમાં થયાં છે, એટલે પ્રથમ તેમનું મંગલાચરણ કરે છે.

ભગવાન મહારાજા કેવાં છે? તો સૂર્ય જેવાં છે. દુનિયામાં અદ્વિતીય સૂર્ય ભગવાન છે, કેમ કે—આ જગતના

સૂર્યનો પ્રકાશ તો હણાય છે. કોઈ ડુંગર આડો આવી જાય, ભીંત આવી જાય, તો તે અવરાઈ જાય છે. પણ ભગવાનનો પ્રકાશ તો કેવળજ્ઞાનનો પ્રકાશ છે. કોઈનાથી એ હણાય તેમ નથી. ગમે તેવા કિલ્લા આડા આવે, ડુંગર આવે. ભીંત આવે, પણ ભગવાન તો 'अप्पडिहयनाणदंसणधराण'– અપ્રતિહત –કદી કોઈનાથી ન હણાય–અને ક્યાંય પણ ન ઢંકાય એવા કેવળજ્ઞાન અને કેવળદર્શનના પ્રકાશને ધારણ કરનારા છે.

વળી ભગવાન 'नित्योदितः'–સદા ઉદયવાળાં છે. આ સૂર્યની તો ત્રણ ગતિ છે : ઊગવું, તપવું, ને આથમવું. પણ ભગવાનના જ્ઞાનદર્શન તો હંમેશા ઉદયવાળાં જ છે. અને 'स्थिरः" કહેતાં ભગવાનરૂપી સૂર્ય સ્થિર છે. આ સૂર્યને તો હંમેશા ભમવાનું હોય છે. રાત ને દિવસ–૬૦ ઘડી–નું પરિભ્રમણ એને કરવાનું છે. આજે મેષ રાશિમાં હોય, તો કાલ વૃષભ રાશિમાં, પછી મિથુન રાશિમાં. એમ કરતાં વળી પાછો મેષ રાશિમાં, આમ એનું પરિભ્રમણ ચાલુ જ છે. એની ગતિમાં ય ફેરફાર છે, ઓછીવત્તી ગતિ થયા કરે છે. અને ભગવાન તો સદા સ્થિર છે. એમને ભ્રમણ નથી કરવાનું. ચલાયમાન પણ નથી થવાનું. અને આ જગતના સૂર્યનો તો તાપ લાગે છે. જ્યારે ભગવાનરૂપી સૂર્ય તો એકાંતે 'निस्तापः' –શીતળ છે.

દુનિયામાં તાપ ત્રણ જાતના છે. એક આધ્યાત્મિક તાપ, બીજો આધિભૌતિક તાપ અને ત્રીજો આધિદૈવિક તાપ. તાપ એટલે દુઃખ. આધિભૌતિક દુઃખ એટલે શરીરસંબંધી

દુઃખ–મળમૂત્રને કારણે થતાં રોગો અને વાત, પિત્ત કે કફથી થતાં શરીરના જે રોગો-આમયો–તે બધાં આધિભૌતિક દુઃખો છે. કારણ કે–આપણું શરીર પૃથ્વી-જળ-તેજ વાયુ અને આકાશ એ પાંચ ભૂતમય છે. તેથી થતાં દુઃખો તે આધિભૌતિક દુઃખ કહેવાય.

અને આધિદૈવિક દુઃખ–કોઇ તિર્યંચ કે કોઈ દેવ વગેરેથી જે દુઃખ થાય–તે આધિદૈવિક તાપ કહેવાય.

ત્રીજું આધ્યાત્મિક દુઃખ. આખો દિ' ક્રોધ માન-માયા ને લોભ, ઇર્ષ્યા ને દ્વેષ થાય, તેને લઇને જે દુઃખ થાય કે–હું ક્યારે આને મારું? કઇ રીતે એને હેરાન કરું? આ ક્રોધ. આ દુનિયામાં મને કહેનાર કોણછે? એવું અભિમાન. આને હું ક્યારે છેતરું? એવી માયા. અને આખી દુનિયાનું બધું હું જ લઈ લઉં, મને જ મળે, એનું નામ લોભ. એ પણ દુઃખ જ. એને દુનિયા મળે તો ય શાન્તિ નથી હોતી, અસંતોષ જ હોય છે.–આ બધાં આધ્યાત્મિક દુઃખ કહેવાય.

આ ત્રણે દુઃખથી–તાપથી ભગવાન મહારાજા રહિત છે. આપણે પણ એ સ્વરૂપે જવું છે. માટે અહીં એનું સ્વરૂપ કહે છે. આવાં ભગવાન મહારાજા જયવંતા વર્તો.

આ રીતે ભગવાનની સ્તુતિ કરીને હવે મલયગિરિ મહારાજા ભગવાનના વચનની સ્તુતિ કરે છે: 'જે નંદિસૂત્રનું વ્યાખ્યાન હું કરું છું, તે પરંપરાએ ભગવાનનું જ વચન છે.' એ વચન કેવાં સ્વરૂપનું છે? એ જાણીને અમને પણ

આનંદ થશે, માટે અમને પણ એનું સ્વરૂપ કહો તો ખરાં. ત્યારે કહે છે કે—

जयति जगदेकमङ्गल-मपहृतनिःशेषदुरितघनतिमिरम् ।
रविबिम्बमिव यथास्थित-वस्तुविकाशं जिनेशवचः ॥

જિનેશ્વર મહારાજાનું વચન કહો, પ્રવચન કહો, શાસન કહો કે આગમ કહો, બધું એક જ છે. તે જયવંતું વર્તે છે. અને તેને હું નમસ્કાર કરું છું, કે જેથી મારું કાર્ય સફળ થાય. એ વચન કેવું છે? તો કહે છે કે–જગતમાં મહાન મંગલ-કારી પ્રભુ મહારાજાનું વચન છે. મંગળ તો ઘણાં છે, પણ આ પ્રભુ–વચનરૂપ મંગળ અદ્વિતીય છે, એકાંતિક અને આત્યંતિક છે. એમાં કોઇ દિવસ અવમંગળ હોય જ નહિ.

લૌકિક મંગળ દહીં છે, પણ તે એકાંતે નહિ. તે અમંગળ પણ થાય. તે ખાવાથી અજીર્ણાદિ થાય તો શરીર પણ બગાડે છે. પણ ભગવાનનું વચન તો એકાંતિક મંગળ છે, અને એ વચન આત્યંતિક મંગળ છે. અત્યંતરૂપે–ક્યારેય એનું મંગળપણું ન હોય એમ નથી. દહીં વગેરે બીજાં મંગળો તો અમુક સમય માટે જ છે. પણ આ તો સદાને માટે–આત્યંતિક–મંગળ છે. આવું મંગળસ્વરૂપ પ્રભુ મહા-રાજાનું વચન જયવંતુ વર્તો.

આ વચન કેવું છે? 'अपहृतनिःशेषदुरितघनतिमिरं रविबिम्बमिव,'–આમાં એને શેની ઉપમા આપી છે? સૂર્યના બિંબની ઉપમા એને આપી છે. જાણે સૂર્યનું બિંબ ન હોય, એવું આ ભગવાનનું વચન છે.

સૂર્ય પણ મંગળરૂપ છે. અંધારાનો નાશ કરનાર છે. સૂર્ય ઉગે કે અંધારું નાસી જાય છે. સૂર્યનું એક કિરણ પૃથ્વી પર પડે ને અંધારાના ગોટે ગોટાં નાસભાગ કરી મૂકે, ઝપાટાબંધ ભાગી જાય, ભાગવા જ માંડે. એમ પ્રભુનું વચન હૃદયમાં જરાક પણ જો આવી જાય, તો આપણાં હૃદયનાં અંધારાં નાસી જાય.

ત્યારે આપણાં હૃદયમાં વળી કયા અંધારા છે ? તો કહે છે કે–ઘણાં છે. હૃદયમાં ય અંધારા ઓછાં નથી. ભવો-ભવમાં – અનેક ભવોમાં – ભેગાં કરેલાં – બાંધેલા કર્મોરૂપી અંધારા આપણાં હૃદયમાં પડયાં છે. એનો નાશ ભગવાનનાં વચનથી થાય છે.

ભગવાનનું વચન સૂર્યબિંબ જેવું તો ખરું. પણ આ સૂર્યનું બિંબ બહાર નીકળે–ઊગે ત્યારે બધું દેખાય; રસ્તા દેખાય, ડુંગર દેખાય, ઘર દેખાય, ઘણું દેખાય. પણ ભોંયરામાં પડેલાં પદાર્થો નહિ દેખાય. કયાંક ડુંગર કે ભીંતનું આવરણ હોય તો ય નહિ દેખાય. અને એ સૂર્યના પ્રકાશથી જે વસ્તુ જે રીતે હોય, તેમ ન પણ દેખાય.

પણ જગતના જે ભાવો જે રીતે રહ્યાં છે, તે ભાવોને તે રીતે દેખાડનાર કોઈ હોય તો તે પ્રભુ મહારાજાનું વચન જ છે. બીજાં દર્શનના વચનો પણ ઘણાં છે. પણ તે બધાં અધૂરાં છે, કોઈ કહે છે : આત્મા નિત્ય જ છે. બીજો કહે છે : આત્મા ક્ષણિક જ છે. ત્રીજો વળી કહે છે : પરલોક છે જ નહિ. કોઈ કહે છે : નારક અને દેવો નથી. એક વળી કહે છે : આત્મા જ

નથી. આમ ઘણી જાતનાં વચનો–પ્રવચનો છે. પણ જગતના અનાદિકાળના અનંત ભાવોને તેના યથાર્થ સ્વરૂપમાં કહેનાર કોઈ હોય તો તે ભગવંતનું વચન-આગમ જ છે. કારણ કે તે નિર્દોષ છે.

જે વચન દોષવાળું હોય, તેમાં દરેક ભાવો યથાવસ્થિત રૂપે ન દેખાય. પણ જે વચન નિર્દોષ છે તેમાં દરેક ભાવો યથાવસ્થિતરૂપે શાથી ન દેખાય ?

ત્યારે ભગવાનનું વચન કેમ નિર્દોષ છે? તો ભગવાન સ્વયં નિર્દોષ છે, માટે એમનું વચન પણ નિર્દોષ જ હોય. કારણ–આપણું વચન હજી અસત્ય હોઈ શકે, આપણામાં ક્રોધ, મોહ, પ્રપંચ વગેરે દોષો ભર્યા છે. પણ પ્રભુ મહારાજામાં એ દોષો નથી. માટે એમનું વચન, એમનું પ્રવચન પણ નિર્દોષ જ હોય.

બીજા દર્શનકારોને તો કહેવું પડયું છે કે:

पुराणं मानवो धर्मः, साङ्गो वेदश्चिकित्सितम् ।
आज्ञाग्राह्याणि चत्वारि, न हन्तव्यानि हेतुभिः ॥

'પુરાણ છે,વેદ છે, અંગ છે, ચિકિત્સા છે, મનુસ્મૃતિ છે, નિઘંટુ છે, આ બધાં શાસ્ત્રો એમ ને એમ-જેમ કહ્યાં છે તેમ–માની લેવા. કોઈ જાતના હેતુથી એનું ખંડન ન કરવું. એમાં કોઈ જાતની શંકા ન કરવી.' આનો અર્થ એ થયો કે–બાબાવચનં પ્રમાણં.

એમને આવું શા માટે કહેવું પડે છે? તો– "अस्ति वक्तव्यता काचित्, तेनैवेदं विचार्यते" આપણે સમજવું જોઈએ કે

એમના શાસ્ત્રોમાં ને વચનોમાં એવાં દોષ છે, માટે એમને આમ કહેવું પડે છે. દાળમાં કંઈક કાળું છે, માટે જ એમને આવો ઢાંકપિછોડો કપવો પડે છે.

ત્યારે અમારે એવું નથી કહેવું પડતું. અમે તો કહીએ છીએ: જો સોનું નિર્દોષ છે, સો ટચનું છે, તો એની અમે તેવી પરીક્ષા કરો, એની એને બીક નથી. 'निर्दोषं कांचनं चेत् स्यात्, परीक्षायां विभेति किम्?',
આવું જ—સો ટચના સોના જેવું જ—નિર્દોષ ભગવાનનું વચન છે, એમ અમારા આચાર્યો છાતી ઠોકીને કહે છે.

સાચાં સોનાની ત્રણ જાતની પરીક્ષા કરાય છે. કષ, છેદ અને તાપ. સોનું કહે છે: તમે મને કસોટી આપો, કસોટી ઉપર ઘસી નાખો, તોય મને વાંધો નથી. તમે મારા ટુકડા કરો, તો ય મને બીક નથી. અને છતાં શ્રદ્ધા ન બેસતી હોય, તો મને અગ્નિમાં નાખી દો—તપાવો, એટલે ખબર પડશે કે હું નિર્દોષ છું.

એમ પ્રભુના વચનને તમે કષ આપો, છેદ કરો, એને તપાવો, પરીક્ષા કરો, તો ખબર પડશે કે એમાં દોષ નથી. વચનના પણ કષનો વિધિ છે, છેદનો વિધિ છે, તાપનો વિધિ છે, એ ત્રણે પછી બતાવશું. પણ એ ત્રણે પરીક્ષામાં જે શુદ્ધ હોય, તે વચન નિર્દોષ જ હોય. અને એવું વચન પરમાત્માનું જ છે. કારણ કે—

દુનિયાનો નિયમ છે કે— કારણ હોય તો જ કાર્ય થાય: 'कारणानुरोधात् कार्यव्यवस्था'. ઘડો બનાવવો હોય તો

માટીનો પિંડ જોઈશે જ. કપડા બનાવવા માટે રૂ જોઈ શે જ. કોઈ પણ કાર્ય કારણ વિના નહિ જ થાય. આ વચન પણ એક કાર્ય છે. એનું પણ કારણ હોય જ. ત્યારે એનું અંતરંગ કારણ 'વક્તા' છે. वचनस्य अन्तरङ्गं कारणं वक्ता। यथा वक्ता तथा तस्य वचनम् ,–જેવો વક્તા હોય તેવું તેનું વચન હોય. વક્તા જો નિર્દોષ ન હોય, તો એનું વચન પણ નિર્દોષ ન જ હોય.અને વક્તા જો નિર્દોષ હોય તો એનું વચન પણ નિર્દોષ હોય જ. પણ 'वक्तुर्यदि रागद्वेषमोहपारतन्त्र्यं स्यात्'– –વક્તા જો રાગ, દ્વેષ કે અજ્ઞાનને પરાધીન હોય, તો એના વચનમાં અસત્યનો સંભવ રહે.

જગતમાં માણસો ત્રણ કારણે અસત્ય બોલે છે. કાં તો રાગથી, કાં તો દ્વેષથી, અને કાં તો અજ્ઞાનથી.

મને જો તમારા પ્રત્યે રાગ હોય, તો તમારામાં ગમે તેવા દુર્ગુણો પડ્યા હોય, તો પણ મને તે નહિ દેખાય. હું તમારી પ્રશંસા જ કરીશ.

અને મને તમારા પર દ્વેષ હોય, તો તમારામાં ગમે તેટલા સારા ગુણો હોય, તો પણ મને તે નહિ દેખાય. હું તો તમારી નિંદા જ કરવાનો. એ દ્વેષ બોલાવે છે.

કોઈ માણસ આત્માનું સ્વરૂપ ન જાણતો હોય, છતાં પણ તે કહે કે : આત્મા આવો-અમુક પ્રકારનો છે. આ અસત્ય એ માણસ અજ્ઞાનથી કહે છે. આમ આ ત્રણ કારણથી માણસ અસત્ય બોલે છે.

પણ જેનામાં આ રાગ, દ્વેષ અને અજ્ઞાન નથી,

એમને અસત્ય બોલવાનું કોઇ કારણ નથી.

જ્યારે ભગવાન મહાવીર મહારાજા દીક્ષા લે છે ત્યારે તેઓ પોતાના સર્વસ્વને અને જગતને તૃણવત્ ગણીને સાપ કાંચળીને છોડે તેમ છોડીને જંગલમાં ચાલ્યા જાય છે. જ્યાં ખાવાનું ઠેકાણું નથી, રહેવાનું પણ ઠેકાણું નથી, એવા જંગલમાં ભગવાન કેમ જાય છે? તો કહેવું જ પડશે કે-જગતના ઉપકારને માટે જાય છે.

એમને અનેક જાતના પરીષહો થયા. ત્રાસ-ભય અને પરિતાપ ઉપજાવે એવા અનેક ઉપસર્ગો થયા. છતાં એમણે કોઈ ઉપર 'દ્વેષ' નથી કર્યો. એમની પૂજા પણ ઘણી થઈ. ભક્તિ પણ ઘણાએ કરી. પણ એમને એના પર 'રાગ' પણ નથી થયો.

रागोऽङ्गनासंगमनानुमेयो, द्वेषो द्विषद्दारणहेतिगम्यः ।
मोहः कुवृत्तागमदोषसाध्यो, नो यस्य, देवः स स चैवमर्हन् ॥

સ્ત્રીનો સંગમ હોય તો સમજવું કે આમાં 'રાગ' છે. હાથમાં હથિયાર અને આયુધો હોય, તો સમજવું કે હજી અહીં 'દ્વેષ' છે, અને હાથમાં જપમાળા હોય, તો સમજવું કે હજી 'અજ્ઞાન' પડ્યું છે. ભગવંત મહારાજામાં આમાંનું કાંઈ જ નથી.

એક બાજુ ચંડકોશિયો સર્પ ભગવાનને ડસવા માટે ચરણમાં આવે છે. બીજી બાજુ ઈન્દ્ર મહારાજા ભગવાનની પૂજા ભક્તિ માટે આવે છે. પણ ભગવાન તો બંને પ્રત્યે 'निर्विशेषमनस्काय'- સમાન મનવાળા છે. 'આ મારો દ્વેષી છે, મને કરડવા આવ્યો છે-' એવો દ્વેષ એમના હૃદયમાં

ચંડકોશિયા તરફ નથી. અને 'આ મારો ભક્ત છે' એવો રાગ એમને ઇન્દ્ર ઉપર નથી.બંને પ્રત્યે સમભાવ જ એમનાં હૃદયમાં ભર્યો છે.

**ભગવાને નાટકીયાની જેમ માત્ર કહી નથી બતાવ્યું, પણ પોતે કરી બતાવ્યું છે.**

આવો સમભાવ જ્યારે શત્રુ અને મિત્ર પર તને આવશે, ત્યારે જ તારું કલ્યાણ છે. કારણ—તું ધારે તો પણ કોઈનું બગાડવા કે ખરાબ કરવા સમર્થ નથી. એમ તું કોઇનું સુધારવા પણ સમર્થ નથી. કોઇનું બગાડવું કે સુધારવું, એ તારા તાબાનું નથી. આ જણાવવા માટે જ ભગવંતે કીધું નહિ, પણ કરી બતાવ્યું.

સંગમ નામના દેવે ભગવાનને ઘોર ઉપસર્ગો કર્યા. ભગવાન પર એણે કાળચક્ર મૂક્યું, અને ભગવાનને ઢીંચણ સુધી જમીનમાં પેસાડી દીધા. તો ય ભગવાન અચલ જ રહ્યા.

ભગવાનને જેણે જેણે ઉપસર્ગો કર્યા છે, તેઓ છેવટે ભગવાન પાસેથી પ્રતિબોધ મેળવીને અને ક્ષમા માગીને જ જાય છે. પણ આ સંગમદેવ તો અભવ્ય આત્મા હતો. એને એવા પરિણામ જ ન થાય. એને કોઈ દિ' પ્રતિબોધ થાય જ નહિ.

છતાં જ્યારે એનું ભગવાન પાસે કાંઈ ચાલ્યું નહિ, એ ઉપસર્ગ કરીને થાકી ગયો, ત્યારે એ પાછો જાય છે. તે વખતે ભગવાનની દૃષ્ટિ એના પર પડે છે. ભગવાનને ત્યાં કરુણા આવી જાય છે કે—આ જીવ મારી પાસેથી કાંઇ પણ

પામ્યા વિના ચાલ્યો જાય છે. અને ત્યાં ભગવાનના નેત્રમાં-થી આંસુનાં બિંદુ પડી ગયા.

कृतापराधेऽपि जने, कृपामन्थरतारयोः ।
ईषद् बाष्पार्द्रयोर्भद्रं, श्रीवीरजिननेत्रयोः ॥

આવા મહાન અપરાધી ઉપર પણ જેમને દયા અને કરુણા જ આવી છે, એવા ભગવાન મહારાજામાં રાગ છે, અને દ્વેષ છે, એમ કહેવા કોઇ સમર્થ નથી.

અને એમનો સિદ્ધાન્ત પણ અપૂર્વ છે. એમની કર્મની થિયરી દુનિયામાં અપૂર્વ છે. એ જોતાં એમનામાં અજ્ઞાન હોય, એમ કહેવા પણ કોઇ સમર્થ જ નથી.

આમ જ્યારે ભગવાન નિર્દોષ છે, તો તેમનું વચન – તેમનું પ્રવચન–પણ નિર્દોષ જ હોય. અને આવું જે જિનેશ્વર પરમાત્માનું વચન કે પ્રવચન, આગમ કે શાસન, સૂર્યબિંબના સરખું જગતમાં જયવંતું વર્તે છે, એને સદા-કાળ નમસ્કાર હો.

ભગવંતે કહ્યું છે કે : તારાથી ક્રિયાકાંડ ન બને, કોઈ મોટાં તપ ન થાય, જ્ઞાનધ્યાન ન બને, લાખો રૂપિયાનાં દાન તારાથી ન થઈ શકે, ને તું શિયલ પણ કદાચ ન પાળી શકે—આવું બધું કાંઇ જ ભલે તું ન કરી શકે, પણ એટલું ધ્યાન રાખજે કે –તારા હૃદયમાં પ્રભુના વચન પર, પ્રભુના શાસન પ્રત્યે જે રાગ છે, પ્રેમ છે અને ભક્તિ છે તેને તું કદી ન છોડીશ. 'तमेव सच्चं नीसकं, जं जिणेहिं पवेइअं'– તે જ સત્ય છે, તે જ નિઃશંક છે, જે જિનેશ્વર પરમાત્માએ

કહ્યું છે. આવી દઢ રુચિ અને રાગ – બીજું કાંઈ પણ ન કરે તો પણ – તું ન છોડીશ. ગમે તેવા ત્રાસ પડે, ભયના કારણો આવે, કે આપત્તિઓ આવે તો પણ ન છોડીશ.

સીમંધરસ્વામીના સ્તવનમાં પણ એ જ કહ્યું છે કે:

તુજ વચનરાગ સુખ આગળે, નવિ ગણું સુરનર શર્મ રે,
કોડિ જો કપટ કોઈ દાખવે, નવિ તજું તો ય તુજ ધર્મ રે
સ્વામિ! સીમંધરા! તું જયો....

હે પ્રભો! તારાં પ્રવચનનો જે પ્રેમ મારા હૃદયમાં રહ્યો છે; તારા આગમ પ્રત્યે, તારાં શાસન પ્રત્યે અને શાસ્ત્ર પ્રત્યે જે અગાધ પ્રેમ અને રાગ મારા હૃદયમાં વસ્યો છે, એવો બીજે ક્યાંય નથી. અને એ તારાં વચનની શ્રદ્ધાથી જે આનંદ અને સુખ મને થાય છે, એની આગળ દેવનાં, મનુષ્યના ને રાજાના સુખો કોઇ ગણતરીમાં નથી.

કોઈ આવીને મને છેતરવાનો પ્રયત્ન કરે, કદાચ કરોડો માયાજાળમાં ને પ્રપંચમાં મને ફસાવે કે 'તું આ શું લઈને બેઠો છે? આ ધર્મમાં તો અનેક દોષો ભર્યા છે, માટે તું એને છોડી દે.' આમ મને કદાચ કોઇ ફસાવવા આવશે, તો પણ હે પ્રભો! મારા જીવનમાં તારો ધર્મ જે મને મળ્યો છે, એની શ્રદ્ધા મને મળી છે, અને એનો મને જે આનંદ મળ્યો છે, તેને હું કોઈ દિ' નહિ છોડું. તારા વચનના રાગથી મને કોઇ ઠગાવી નહિ શકે. કારણ કે–તારો ધર્મ મારા હૃદયમાં આવ્યો, એટલે તું જ આવ્યો. પછી મારે કોના બાપની બીક છે?

'તું મુજ હૃદયગિરિમાં વસે, સિંહ જો પરમનિરીહ રે,
કુમત–માતંગના જૂથથી, તો પ્રભુ મુજ કશી બીહ રે,
સ્વામિ ! સીમંધરા ! તું જયો....

હે પ્રભો ! તારો ધર્મ–તારું આગમ મારા હૃદયમાં વસ્યું છે, એટલે તું મારા હૃદયમાં બેઠો જ છે. અને મારા હૃદયરૂપી ગુફામાં પરમ નિઃસ્પૃહ–કોઈ પણ જાતની સ્પૃહા-રહિત તું સિંહ જેવો બેઠો છે, તો પછી હાથીનાં ગમે તેવાં ટોળાં આવે, કુમત-કુદર્શન-કુતીર્થિયા અને પાંખડીઓ-રૂપી હાથીઓના ગમે તેટલા ટોળાં આવે અને હજારો કપટ-પ્રપંચ કરે, પણ મને કોઈની બીક નથી.

જગતમાં આવું નિર્દોષ સર્વ દોષોના અંધકારનો નાશ કરનાર–પ્રભુનું વચન છે. અને એ જ માટે યશોવિજયજી મહારાજા–કે જેમણે સેંકડો ગ્રંથો બનાવ્યા છે–તેઓએ બધાં ગ્રંથો બનાવીને છેલ્લી એક જ માંગણી કરી છે.

કારણ કે–કોઈ પણ માણસ કોઈ કામ ફળની અપેક્ષા વિના નથી જ કરતો. કોઈ સાંસારિક ફળ માગે. કોઈ સારી સ્ત્રી માગે. સારા છોકરા માગે. કોઈ સારા રૂપ-રસ-ગંધ વગેરે વિષયો માગે. કોઈ વાડી-બંગલા માગે. કોઈ દેવલોક માગે. અને કોઈ વળી મોક્ષ માગે. પણ કાંઈ ને કાંઈ માગે તો ખરા જ.

તમે પ્રભુની ભક્તિ કરો, વ્યાખ્યાન સાંભળો, સામાયિક કરો, તપ અને જપ કરો, પણ એમાં તમને કાંઈ ને કાંઈ ફળની અભિલાષા હોવાની જ. એ વિના આ બધું

जं जिणेहिं पवेइअ'- તે જ સત્ય છે, અને તે જ નિઃશંક છે, જે જિનેશ્વર પરમાત્માએ કહેલું છે.

અને આવું આ જે વચન છે તે, મલયગિરિ મહારાજા કહે છે કે–જયવંતું વર્તે છે.

આમ ભગવાન મહારાજાના વચનની સ્તુતિરૂપ મંગલાચરણ કરીને હવે તેઓ પ્રસ્તાવના કરે છે: આ નંદિસૂત્રના રચયિતા દેવવાચક ગણિ નંદિસૂત્ર શા માટે બનાવે છે? એ બનાવવામાં એમનો શો ઉદ્દેશ છે? આ સંસાર કેવો છે? તેમાં દુઃખ કેવા છે? અને એમાંથી છૂટવા માટે જીવ શેની અભિલાષા કરે છે? તો મોક્ષની કરે છે. એ મેળવવા માટે શું કરવું જોઈએ? તો પરોપકાર કરવો જોઈએ. એ કઈ રીતે કરવો? એના પણ જ્ઞાન ધર્મ, ચારિત્ર ધર્મ વગેરે અનેક પ્રકારો છે, અને એ જ હેતુએ આ નંદિસૂત્રની રચના કરાય છે. એ કઈ રીતે? તે અગ્રે અધિકાર....





इह सर्वेणैव संसारमध्यमध्यासीनेन जन्तुना नारकतिर्यग्नरामरगतिनिबन्धन विविधशारीरमानसानेकदुःखनिपातपीडितेन पीडानिर्वेदतः संसारपरिजिहीर्षया जन्मजरामरणरोगशोकाद्यशेषोपद्रवासंस्पृश्यपरमानन्दनिःश्रेयसपदमधिरोढुकामेन तदवाप्तये स्वपरसममानसीभूय स्वपरोपकाराय यतितव्यम्, तत्रापि महत्यामाशयविशुद्धौ परोपकृतिः कर्तुं शक्यते, इत्याशयविशुद्धिप्रकर्षसम्पादनाय विशेषतः परोपकारे यत्न आस्थेयः ॥

ગઈકાલે ગ્રંથકાર મલયગિરિ મહારાજાએ નંદિસૂત્રની વ્યાખ્યાની શરૂઆતમાં મંગલાચરણ કર્યું હતું. તેમાં પહેલાં ભગવાન મહાવીર મહારાજાની સ્તુતિ કરી હતી. અને પછી તેમનું-વર્તમાન પરમાત્માનું જે વચન છે; પ્રવચન છે, કે આગમ છે, તેની સ્તુતિ કરી હતી.

ભગવાન મહારાજાનું વચન આ જગતમાં અદ્વિતીય મંગળસ્વરૂપ છે. એટલું જ નહિ. પણ—'इणमेव निग्गंथं पावयणं सच्चं' આ પરમાત્માનું પ્રવચન નિગ્રંથ કહેતાં ત્યાગમય છે. વળી કેવું છે? તો 'सच्चं' ત્યાં બતાવ્યું છે કે—એ સત્ય છે. એમાં કોઈ જાતનો પૂર્વાપર દોષ નથી. અને એ નિઃશંક છે. એમાં કોઈ જાતની શંકા થાય જ નહિ, આ આમ કેમ ને તેમ કેમ? આવી શંકા પરમાત્માના પ્રવચનમાં કરનાર તું કોણ? તને શો અધિકાર છે?

થાય જ નહિ. એમ અહીં યશોવિજયજી મહારાજાને કોઈ કહે છે કે: બધા આ બધું માગે છે. તો તમે શું માગો છો? તમે કાંઈક તો ફળ માગો.

ત્યારે ત્યાં કહે છે: મેં અનેક ગ્રંથો બનાવ્યા છે. પણ એના ફળમાં મારે કોઇ ઇચ્છા નથી. મેં આ બધા ગ્રંથો રચ્યા છે, તે કેવળ હે પ્રભો! તારાં પ્રવચનની અને શાસનની ભક્તિ માટે અને મારા ઉપકારને માટે જ રચ્યા છે. જગતમાં બીજાને દુઃખ આપવા જેવું કોઇ પાપ નથી. અને ઉપકાર કરવા જેવું પુણ્ય નથી. બીજા દર્શનકારો પણ કહે છે કે: 'परोपकारःपुण्याय, पापाय परपीडनम्'— સારું કરવું, એનું નામ પુણ્ય. અને ખરાબ કરવું, એનું નામ પાપ. ત્યારે મેં તો મારા આત્માના ઉપકાર માટે આ બધું કર્યું છે. એટલે મારે કોઇ વાતની અભિલાષા ને ઇચ્છા નથી.

તો ય કાંઈક તો માગો.

ત્યારે તેઓ કહે છે:

विषयानुवन्धबन्धुर-मन्यन्न किमप्यतः फलं याचे ।
इच्छाम्येकं जन्मनि, जिनमतरागं परत्राऽपि ॥

હે પ્રભો! જેમાં સારા સારા વિષયો મળે, સારા ભોગો મળે, અને સારી દેવાંગનાઓ મળે, એવાં ફળની મને કોઈ અભિલાષા નથી. તારાં પ્રવચનની, તારી આજ્ઞાની મેં જે ભક્તિ કરી છે, તેના ફળરૂપે મારે બીજું કાંઇ નથી જોઈતું. પણ હું તો એક જ માગું છું કે 'આ ભવમાં અને

ભવાંતરમાં હું જ્યાં હોઉં, જે સ્થિતિમાં હોઉં, ત્યાં તે સ્થિતિમાં મને તારાં શાસનની દૃઢ શ્રદ્ધા અને ભક્તિ જ મળજો. અત્યારે કદાચ હું ધર્મ ભલે ઓછો કરીશ, પણ જો તારાં પ્રવચનનો મને રાગ હશે, તો હું જરૂર તરી જ જઈશ.'

अस्मादृशां प्रमाद-ग्रस्तानां चरणकरणहीनानाम् ।
अब्धौ पोत इवेह, प्रवचनरागः शुभोपायः ॥

અને અમે તો કેવાં છીએ? પ્રમાદમાં પડેલાં છીએ. આ યશોવિજયજી મહારાજા કહે છે. એમને તો ચારિત્ર છે, સર્વવિરતિભાવ છે. અનેક મહાન ગ્રંથો એમણે રચ્યાં છે, છતાં ય એ કહે છે કે 'અમે તો પ્રમાદમાં પડેલાં છીએ. ચરણસિત્તરી અને કરણસિત્તરી પણ શિથિલ છે, છતાં હે પ્રભો! દરિયામાં પડી ગયા હોય, અને જો હાથમાં વહાણ આવી જાય, તો ખાત્રી છે કે ગમે તેવાં અગાધ દરિયાને પણ પાર પાડી શકાય છે. તેમ અમે ગમે તેવાં ચારિત્રમાં છીએ, —આ મહાપુરુષ આમ કહીને પોતાની નમ્રતા-લઘુતા અને સરળતા જ બતાડે છે,—તો ય તારાં પ્રવચનનો અવિહડ રાગ જો અમારામાં હશે; તો મને ખાત્રી છે કે અમે આ સંસારરૂપી મોટો દરિયો અવશ્ય તરી જઈશું.'

એવાં વચનનો રાગ હે માનવ! તું પણ છોડીશ નહિ. પણ હૈયામાં એક જ ભાવ રાખજે—तमेव सच्चं नीसंकं,

जं जिणेहिं पवेइअं"- તે જ સત્ય છે, અને તે જ નિઃશંક છે, જે જિનેશ્વર પરમાત્માએ કહેલું છે.

અને આવું આ જે વચન છે તે, મલયગિરિ મહારાજા કહે છે કે–જયવંતું વર્તે છે.

આમ ભગવાન મહારાજાના વચનની સ્તુતિરૂપ મંગલાચરણ કરીને હવે તેઓ પ્રસ્તાવના કરે છે: આ નંદિસૂત્રના રચયિતા દેવવાચક ગણિ નંદિસૂત્ર શા માટે બનાવે છે? એ બનાવવામાં એમનો શો ઉદ્દેશ છે? આ સંસાર કેવો છે? તેમાં દુઃખ કેવા છે? અને એમાંથી છૂટવા માટે જીવ શેની અભિલાષા કરે છે? તો મોક્ષની કરે છે. એ મેળવવા માટે શું કરવું જોઈએ? તો પરોપકાર કરવો જોઇએ. એ કઇ રીતે કરવો? એના પણ જ્ઞાન ધર્મ, ચારિત્ર ધર્મ વગેરે અનેક પ્રકારો છે, અને એ જ હેતુએ આ નંદિસૂત્રની રચના કરાય છે. એ કઈ રીતે? તે અગ્રે અધિકાર....





इह सर्वेणैव संसारमध्यमध्यासीनेन जन्तुना नारकतिर्यगूंनरामरगतिनिवन्धन विविधशारीरमानसानेकदुःखनिपातपीडितेन पीडानिर्वेदतः संसारपरिजिहीर्षया जन्मजरामरणरोगशोकाद्यशेषोपद्रवासंस्पृश्यपरमानन्दनिःश्रेयसपदमधिरोढुकामेन तदवाप्तये स्वपरसममानसीभूय स्वपरोपकाराय यतितव्यम्, तत्रापि महत्यामाशयविशुद्धौ परोपकृतिः कर्तुं शक्यते, इत्याशयविशुद्धिप्रकर्षसम्पादनाय विशेषतः परोपकारे यत्न आस्थेयः ॥

ગઇકાલે ગ્રંથકાર મલયગિરિ મહારાજાએ નંદિસૂત્રની વ્યાખ્યાની શરૂઆતમાં મંગલાચરણ કર્યું હતું. તેમાં પહેલાં ભગવાન મહાવીર મહારાજાની સ્તુતિ કરી હતી. અને પછી તેમનું-વર્તમાન પરમાત્માનું જે વચન છે; પ્રવચન છે, કે આગમ છે, તેની સ્તુતિ કરી હતી.

ભગવાન મહારાજાનું વચન આ જગતમાં અદ્વિતીય મંગળસ્વરૂપ છે. એટલું જ નહિ. પણ–'इणमेव निग्गंथं पावयणं सच्चं' આ પરમાત્માનું પ્રવચન નિર્ગ્રંથ કહેતાં ત્યાગમય છે. વળી કેવું છે? તો સચ્ચં ત્યાં બતાવ્યું છે કે–એ સત્ય છે. એમાં કોઈ જાતનો પૂર્વાપર દોષ નથી. અને એ નિઃશંક છે. એમાં કોઈ જાતની શંકા થાય જ નહિ, આ આમ કેમ ને તેમ કેમ? આવી શંકા પરમાત્માના પ્રવચનમાં કરનાર તું કોણ? તને શો અધિકાર છે?

કેટલાંક લોકો મહાન પુરુષોની પણ પરીક્ષા લેવા જાય છે. એમને પૂછો કે 'કયાં જાવ છો?' તો 'મેટ્રિકની પરીક્ષા લેવા.' 'શું ભણ્યા છો?' તો કહે' ત્રીજી ગુજરાતી. આવાને એ પરીક્ષા લેવાનો અધિકાર શો છે?

અને 'अणुत्तरं' જગત્માં પ્રધાનમાં ય પ્રધાન–અનુત્તર એવું પ્રભુ મહારાજાનું પ્રવચન છે. અને એ પણ કેવું છે? 'नेआउअं' યુકિતયુક્ત છે. અનેક યુકિતઓથી ભરપૂર છે. અમારે કાંઇ બાબાવાકય પ્રમાણ નથી. અમારા શાસ્ત્રમાં તો અનેક યુક્તિઓ બતાવી છે. જીવને કર્મનો બંધ છે, કર્મનો ઉદય છે, ઉદીરણા છે અને સત્તા છે. કર્મ બાંધે છે, અને ભોગવે છે. ને એમાંથી મુક્તિ પણ મેળવે છે. આ બધી વાતોની યુક્તિઓ અમારા પ્રવચનમાં ભરપૂર ભરી છે.

અને–'संसुद्धं' કષ, છેદ અને તાપ–ત્રણેયથી શુદ્ધ અને દોષરહિત આ પ્રવચન છે. 'सल्लगत्तणं' આત્માના ત્રણ શલ્યો છે. માયા શલ્ય, નિયાણાનું શલ્ય અને મિથ્યાત્વશલ્ય. એ ત્રણેનો નાશ કરનાર આ વચન છે.

અને– सिद्धिमग्गं' સિદ્ધિનો માર્ગ બતાડનાર છે. સિદ્ધિ એટલે આત્માના ગુણોનો પરિપૂર્ણ રીતે પ્રાદુર્ભાવ. તેનું કારણ આ પ્રવચન છે. 'मुत्तिमग्गं' મોક્ષનો માર્ગ છે. 'निव्वाणमग्गं' નિર્વાણનો પણ એ માર્ગ છે. વળી ' अवितहं ' દોષ રહિત છે. अविसंधि' સંધિ–આંતરા વિનાનું પ્રભુનું વચન છે. અને 'सव्वदुक्खप्पहीणमग्गं' સર્વલોકોના સર્વ દુઃખોનો નાશ કરનાર છે. આવાં પરમાત્માના પ્રવચનમાં–

શાસનમાં રહેલાં જીવો કેવાં થાય છે? તો કહે છે કે 'सिज्झंति बुज्झंति मुच्चंति, परिनिव्वायंति सव्वदुक्खाणमंतं करंति'.

જે જીવો આ પરમાત્માના પ્રવચનમાં રહ્યાં છે, તે જરૂર મોક્ષને પામશે. આ ભવમાં કે પરભવમાં, કાં તો ત્રીજે ભવે, અને છેવટે સાતમે ભવે તો એ જરૂર પ્રતિબોધ પામીને સિદ્ધિ ગતિમાં જશે જ. એને કેવળજ્ઞાન પણ થશે. એ જીવો સર્વ દુઃખોનો નાશ પણ કરવાના, અને સર્વ કર્મથી મુક્ત પણ જરૂર થવાના છે. એનું કારણ જો કોઈ હોય તો તે પરમાત્માનું વચન જ છે. માટે જ યશોવિજયજી મહારાજ જેવાંએ પણ એ વચનના રાગની જ માંગણી કરી છે.

હેમચન્દ્રસૂરિમહારાજા પણ જયાં ભાવના ભાવે છે, ત્યાં કહે છે કે 'પ્રભાતમાં આ એકજ ભાવના ભાવજે. બીજું બધું પછી કરજે.—

'जिनधर्मविनिर्मुक्तो. मा भुवं चक्रवर्त्यपि ।
स्यां चेटोऽपि दरिद्रोऽपि, जिनधर्माधिवासितः ॥ "

હે જિનેશ્વર! હું ભવાન્તરમાં ગમે તે સ્થિતિમાં મૂકાઉં, ગમે ત્યાં જાઉં, કદાચ ચક્રવર્તીપણું પણ મને મળી જાય, પણ જો તારો ધર્મ ન હોય, તો એ મારે નથી જોઇતું. પણ જો તારો ધર્મ મળતો હોય, અને કદાચ લક્ષ્મી ન મળે, સમૃદ્ધિ ન મળે, તો એ બધાંની મારે જરૂર નથી. મારે નોકરીઓ કરવી પડે, દાસપણું ભોગવવું પડે, તો ભલે. પણ હે પ્રભો! તારા ધર્મની અટલ શ્રદ્ધા મને ભવોભવ મળજો. બીજી મારે કાંઇ જરૂર નથી.

કારણ કે દાસપણું મળવું, લક્ષ્મી કે સમૃદ્ધિ ન મળવી, એ તો અંતરાયકર્મના ઉદયને લઈને છે. અને મને ખાત્રી છે કે તારો ધર્મ આઠે કર્મોનો નાશ કરનાર છે. જે ધર્મ આઠે કર્મનો નાશ કરવાને શક્તિમાન હોય, એ ધર્મને અંતરાયકર્મ તોડવાને કઈ વાર લાગવાની છે ? માટે આપનો ધર્મ મળે, તો પછી ગમે તેવી સ્થિતિ મળે તો ય વાંધો નથી.

ત્યારે આવાં શાસનમાં પહેલું શું કરવું ? એ માટે ટીકાકાર મલયગિરિજી મહારાજા પ્રસ્તાવના કરે છે: દેવવાચક ગણિ નંદિસૂત્ર શા માટે કરે છે? એમ કરવામાં એમનો ઉદ્દેશ શો છે ?

ત્યારે કહે છે: પહેલી વાત તો એ છે કે દરેક માણસે પરનો ઉપકાર હંમેશા કરવો જોઈએ. કારણ આ સંસાર દુઃખમય છે. દુઃખથી જ ભરેલો છે.

એમાં દુઃખ કેમ છે? તો એનું પણ કારણ છે. 'नह्ययं संसारो नैकविधदुःखमयो निरपेक्षो भवितुमर्हति । तदा हि स्यादेव वा, न स्यादेव वा, न तु कदाचित् स्यात् ॥'

આ સંસાર અનેક દુઃખમય છે. એમાં નારકીના દુઃખો છે. તિર્યંચના દુઃખો છે. દેવના પણ દુઃખો છે. અને મનુષ્યના પણ ઘણાં દુઃખો છે. કારણ કે મનુષ્યને ઘણી ઉપાધિ છે. એને હાયવોય પણ સૌથી વધારે છે. અને કુદરતનો નિયમ છે કે જેને હાયવોય વધુ એને દુઃખ પણ એટલું જ હોય છે.

એક મહાત્મા જંગલમાં ચાલ્યા જતા હતા. રસ્તામાં

એમને એક શેષનાગ મળ્યો. હજાર ફણાવાળો એ શેષનાગ ફણાઓ ઊંચી કરીને ડોલતો હતો કે દુનિયામાં મારા જેવો– હજાર માથાવાળો કોઈ નથી. આ જોઈને મહાત્માએ એને બોધ આપવા માટે બે વચન કહ્યાં. એ સર્પ તો તિર્યંચ છે. એને શું બોધ આપવાનો હોય? પણ એ સર્પને ઉદ્દેશીને– સર્પનો દાખલો લઈને મહાત્મા આપણને બોધ આપે છે.

ત્યાં એ મહાત્મા બોલ્યાં કે:

'यत्ति ते नाग! शीर्षाणि तत्ति ते नाग! वेदनाः॥'

હે શેષનાગ! તને અભિમાન હોય કે દુનિયામાં મારા જેવો હજાર માથાવાળો કોઈ નથી. તો તું એવું અભિમાન ન કરીશ.

ત્યારે શેષનાગ કહે છે: કેમ ન કરું? એનું કાંઈ કારણ?

ત્યારે મહાત્મા કહે છે: હા, કારણ છે. તને જેટલાં માથાં છે, તેટલી તને વેદના થશે. તારું એક માથું દુ:ખશે. તો એની સાથે હજારેય માથાં દુ:ખશે. જેટલી ઉપાધિ, એટલી વેદના થશે.

'જે જે અંશે રે નિરુપાધિકપણું, તે તે અંશે રે ધર્મ,
સમકિતદૃષ્ટિ ગુણઠાણા થકી, જાવ લહે શિવશર્મ"

જે જે અંશમાં જીવ ઉપાધિરહિત છે, જીવને ઓછી ઉપાધિ છે, તેટલું એને સુખ છે. જીવ ચોથે ગુણઠાણે વર્તતો હોય, સમ્યક્ત્વ પામ્યો હોય છે, પ્રભુના વચનની–પ્રવચનની એને દૃઢ શ્રદ્ધા હોય, છે, ત્યારથી એનું નિરુપાધિપણું ચાલુ

થઈ ગયું સમજવું. ત્યાં એને સર્વવિરતિભાવ નથી. દેશવિરતિભાવે ય નથી. બીજું કાંઈ નથી. પણ આ ગુણઠાણું મળે, ત્યારે એને પ્રભુના વચનની દૃઢ શ્રદ્ધા થાય છે. આ એના નિરુપાધિકપણાની શરૂઆત છે. એની પરિપૂર્ણતા ક્યાં થશે? તો એ એને અયોગિભાવમાં, ચૌદમે ગુણઠાણે અવશ્ય પહોંચાડશે. પછી એને કાંઈ ઉપાધિ નહીં રહે.

માટે હે માનવ! તું હૃદયમાં સમ્યગ્દૃષ્ટિ રાખજે. સાચો સમ્યગ્દૃષ્ટિ જીવ કેવો હોય? તો—

સમકિતદૃષ્ટિ જીવડો, કરે કુટુંબ પ્રતિપાળ,
પણ અંતરથી ન્યારો રહે, જિમ ધાવ ખેલાવત બાળ"

સાચો સમકિતી એ જ વિચારે કે 'આ બધી ઉપાધિ છે. અને એ મારી નથી.'

બહિરાત્મદશામાં–મિથ્યાત્વમાં જીવ માને છે કે 'આ શરીર મારું છે. આ પીડા–રોગો મને જ થાય છે. સુખદુઃખ બધું મને જ થાય છે.' પણ જ્યારે પ્રભુનો માર્ગ સાચો છે, એમ ખબર પડી, ત્યારે એ શરીરનું અને કુટુંબનું પ્રતિપાલન તો કરે છે. પણ એ સમજે છે કે 'આ બધું મારું નથી. આનું જ નામ અંતરાત્મદશા. 'शुद्धात्मद्रव्यमेवाहं, शुद्धज्ञानं गुणो मम।' નિર્મળ આત્મદ્રવ્ય એ જ હું છું. અને શુદ્ધ જ્ઞાન–આત્મસ્વરૂપનું ભાન–એ જ મારો ગુણ છે.

સ્ત્રી, કુટુંબ, કબીલા અને દોલત, જેને માટે તું દુનિયામાં પરિભ્રમણ કરી રહ્યો છે, જેને માટે આ બધી

દોડધામ કરી રહ્યો છે, તેમાંથી તું કાંઈ સાથે લાવ્યો નથી, સાથે લઈ જવાનો નથી, અને ગયા પછી પાછો 'એનું શું થયું ?' એ જોવા પણ નહિ આવે. તેં અનેક ભવોમાં અનેક સ્ત્રીઓ કરી, દીકરાદીકરીઓ થયા, અનેક વાડીબંગલાઓ અને લક્ષ્મીને છોડીને આવ્યો છે, પણ એમાંથી કોઈ ભવનું તને યાદ આવતું નથી.

એમ આ ભવનું પણ છોડીને ચાલ્યા જ જવાનું છે. 'जातस्य हि ध्रुवो मृत्युः'—જન્મ્યો એને નિશ્ચયે સો વર્ષે પણ જવાનું જ છે. જ્યાં સુધી કેવલજ્ઞાન નથી પામ્યો, મોક્ષ નથી મળ્યો, ત્યાં સુધી ફરી ફરી અવતાર લેવાપણું છે જ. અને જે જન્મ્યો છે, તેને અવશ્ય મરવાનું જ છે. તો હે માનવ! જો તું આ ભવની મુસાફરી કરીને ચાલ્યો જવાનો હો, તો આ બધાનો આનંદ શો? આનંદ જેવો સ્મરણમાં છે, એવો ક્યાંય નથી.

આપણે એક વસ્તુ સારી ખાધી હોય, સારો શીખંડ ખાધો હોય, કે દૂધપાક ખાધો હોય, અને સારી વસ્તુ ભોગવી હોય, તો એ બીજે દિવસે યાદ આવે છે કે 'મેં કાલે શીખંડ ખાધો હતો. આ ખાધું હતું, ને આ ભોગવ્યું હતું' ત્યારે એનો ખરો આનંદ આવે છે. પણ જે વસ્તુ ગયા ભવની તને યાદ નથી, એનો આનંદ શું? જે વસ્તુ તારી છે નહિ, અને જે વસ્તુ તને યાદ પણ નથી આવતી, એનો આનંદ એ સાચો આનંદ નથી.

ત્યારે સમકિતીની દશા કેવી હોય? એની સ્થિતિ

કેવી હોય? તો એને હજી ચારિત્રમોહનીય કર્મ ઉદયમાં છે. એટલે એને સર્વવિરતિભાવ કે દેશવિરતિભાવ ન મળે તો ય એ સમજે છે કે 'આ મારું નથી.' હજી એ અવિરતિભાવમાં છે. એને મા-બાપ સ્ત્રી-દીકરા-દીકરી વગેરે પરિવારનું પ્રતિપાલન તો કરવું જ પડે. એ ન કરે તો શાસ્ત્રમાં એને અયોગ્ય કીધો છે. એ ધર્મ પામ્યો, પણ કુટુંબનું પાલનપોષણ ન કરે તો સમજવું કે હજી એને હૈયે ધર્મ વસ્યો નથી. એટલે સાચો સમ્યગદૃષ્ટિ આ બધું કરે તો ખરો. આટલું છતાં હૃદયમાં સમજે કે 'नेयं मम, नेदं मम, नायं मम' 'આ મારી નથી. આ મારું નથી અને આ મારો નથી.'

કોની જેમ? તો–'જિમ ધાવ ખેલાવત બાળ.'

મોટાં ઘરોમાં બાળકોને સાચવવા માટે, રમાડવા માટે, ધવરાવવા માટે ધાવમાતા રાખે છે. એ ધાવમાતા પણ બાળકને એવી રીતે સાચવે, અને એવી રીતે રાખે કે લોકો એમજ માને કે આ એની માતા જ છે. પણ પેલી ધાવમાતા એનું બધું સાચવે છે, એને રમાડે છે, બધું જ કરે છે, પણ મનમાં તો સમજે છે કે 'આ મારો નથી-અને હું એની માતા નથી. હું તો ભાડૂતી છું.'

એવી રીતે સમ્યગ્દૃષ્ટિ જીવને સંસારનો મોહ હોય, એટલે એને ધ્યાન રાખવું પડે. બીજાને લાગે કે આને કેટલો મોહ છે? પણ એ (જીવ) અંતરથી તો એ બધાંથી ન્યારો જ હોય. આવો જેનો અંતરાત્મા થયો હોય, તે જીવ

જ સત્ય સમજી શકે છે. માટે જ કહ્યું છે કે 'જે જે અંશે રે નિરુપાધિકપણું, તે તે અંશે રે ધર્મ; જ્યાં નિરુપાધિકપણું-ઉપાધિરહિતપણું-આવ્યું, ત્યાં ધર્મ આવ્યો. એ ક્યાંથી માંડીને? તો ચોથા ગુણઠાણાંથી. જ્યારે અવિરત સમ્યગ્દૃષ્ટિ ભાવ આવે, ચોથું ગુણઠાણું આવે, ત્યારે સમજવું કે આ નિરુપાધિક ભાવ પામ્યો છે. જ્યાં સુધી ઉપાધિ છે, ત્યાં સુધી દુઃખ છે.

માટે જ મહાત્મા કહે છે કે 'હે શેષનાગ! તને હજાર માથાં છે, તો તને હજાર વેદના થશે. અને—

'न सन्ति नाग! शीर्षाणि, न सन्ति नाग! वेदनाः ॥'

હે નાગ! મારે એક જ માથું છે માટે મારે હજાર વેદના નથી. જેને જેટલી ઉપાધિ, એને એટલાં દુઃખ.

આમ આ આખો સંસાર દુઃખમય છે. એ દુઃખોથી જીવ છેવટે કંટાળે કે 'હવે આ દુઃખોમાંથી હું ક્યારે છૂટું? કેવી રીતે છૂટું? અને મને મોક્ષ કઈ રીતે મળે?

જ્યારે જીવ આ બધું વિચારે, ત્યારે એનું કારણ પણ વિચારે જ ને? કારણ કે—કારણ વિના કાર્ય ન જ હોય. ત્યારે સંસાર પણ દુઃખમય છે. એમાં અનેક પ્રકારના —જાતિના, જરાના, મરણના, ક્રોધના, માનના, મોહના, રાગના ને દ્વેષના—દુઃખો ભરેલાં છે. તો એ એવો દુઃખમય શાથી છે? એનું કોઈ કારણ હોવું જ જોઇએ.

જો કારણ ન હોય તો એમાં કોઈ ફેરફાર ન થવો જોઈએ. જેમ આકાશનું કોઇ કારણ નથી, એને

બનાવનાર કોઇ નથી, માટે એમાં અનાદિ અનંતકાળમાં કોઇ ફેરફાર નથી થતો. અને ઘડામાં ફેરફાર થાય છે. કારણ કે–એનું કારણ–કુંભાર–છે. એ એને બનાવે છે, માટે એમાં ફેરફાર થયાં કરે છે. એમ જો (દુઃખમય) સંસારનું કોઇ કારણ ન હોય, તો કાંતો આવો સંસાર હોય જ નહિ, અને કાંતો એ સદાકાળ માટે એક જ સ્વરૂપે હોય, એના સ્વરૂપમાં ફેરફાર ન જ થાય. કદાચિત્ સુખ–દુઃખમય રૂપે ન હોય. પણ કાં તો સુખરૂપ જ હોય, અને કાંતો દુઃખમય જ હોવો જોઇએ.

પણ આપણે જોઇએ છીએ કે સંસાર કદાચિત્ સુખમય અને કદાચિત્ દુઃખરૂપ છે, એટલે એનું કોઈ કારણ પણ છે જ. એનું કારણ છે—કર્મ"

એ કર્મને લીધે જીવને સુખ પણ મળે છે, અને દુઃખ પણ થાય છે. એ દુઃખોથી જીવ જયારે કંટાળે છે ત્યારે તેને થાય છે કે 'આ દુઃખ મને ન મળે તો સારું. આ દુઃખોમાંથી હું છૂટું તો સારું.

એમાંથી છૂટીને એ શું ઇચ્છે છે? તો કહે છે કે ત્યાં એ મોક્ષ ઇચ્છે છે. એને મોક્ષની અભિલાષા થાય છે.

કેમ ? મોક્ષની ઇચ્છા શા માટે થાય છે. ત્યાં કાંઈ નથી. ત્યાં સ્ત્રી નથી. દીકરા નથી. ખાવાનું નથી. રહેવાનું નથી. વાડી નથી. બંગલા નથી. છતાં ત્યાં જવાનું મન કેમ થાય છે ?

ત્યારે જીવ કહે છે કે ભલે ત્યાં આમાંથી કાંઇ નથી.

પણ મારો તો એક જ ઇચ્છા છે કે-આ બધાં દુઃખમાંથી હું નીકળું, અને મને એવું સુખ મળે કે જેમાં ફરી કોઈ દિવસ દુઃખ ને આવે. જ્યાં જન્મ નથી, જરા નથી અને મરણ નથી, એવું સુખ મારે જોઇએ છે. આ સંસારમાં એ ત્રણે છે. એ માટે જ સંસારને દરિયાની ઉપમા આપી છે. અહીં તો જેમાં કોઇ જન્મે, કોઇ ઘરડાં થાય, કોઈ મરે, એ રૂપ પાણીના પ્રવાહના ઉપદ્રવો નથી. તેવું જે પદ—પરમ આનંદરૂપ શુદ્ધ પદ—છે તેની જીવને ઇચ્છા થાય છે.

ત્યારે કોઈ પૂછે છે: ત્યાં ખાવું, પીવું, રહેવું વગેરે કાંઈ નથી, છતાં ત્યાં સુખ છે, એ કેમ મનાય?

ત્યારે કહે છે કે હા, ત્યાં સુખ છે. તેં ખાવામાં, ભોગ ભોગવવામાં, સ્ત્રી અને દીકરામાં, ને લક્ષ્મીમાં સુખ માન્યાં. પણ એ સદાકાળ રહેવાના નથી. એ દુઃખથી ભરેલાં છે. અને એ બધું મળ્યા છતાં ય આગળ વધુ મેળવવાની તૃષ્ણા વધ્યા જ કરશે. પણ આ તો સર્વોત્કૃષ્ટ સુખ છે. એ મળ્યા પછી બીજાં સુખની અભિલાષા નથી થવાની. અને એ કોઈ જાતના દુઃખથી મિશ્રિત નથી.

આવું સુખ મેળવવા માટે શું કરવું જોઇએ?

પોતે પરના ઉપકાર માટે પ્રયત્ન કરવો જોઇએ. પરનો ઉપકાર કરવા માટે જ દેવવાચક ગણિએ આ સૂત્ર બનાવેલ છે.

પરોપકારમાં એવું શું છે? એમાં એવાં કયા ગુણો ભર્યાં છે, કે જેથી આવો મોક્ષ પણ મળે છે?

ત્યાં ગુરુમહારાજા કહે છે: હું તને બતાવીશ કે પરોપકારમાં અનેક ગુણો રહેલાં છે. એમાં મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય–એ ભાવનાઓ છે. બીજાં પણ અનેક ગુણો એમાં છે. એ હું તને પછી બતાવીશ. પણ પરોપકાર કરવાથી મોક્ષ મળે, એ નક્કી છે.

હવે મોક્ષ કોને કહેવાય? એનું સ્વરૂપ શું છે? પરમ આનંદ રૂપ આ મોક્ષમાં કાંઇ દુઃખ નથી, તેનું શું કારણ?

ત્યાં કહે છે:

यन्न दुःखेन संभिन्नं, न च भ्रष्टमनन्तरम् ।
अभिलाषापनीतं च, तज्ज्ञेयं परमं पदम् ॥

મોક્ષમાં એવું સુખ છે કે જે દુઃખથી કદી મિશ્રિત નથી. ત્યાંના સુખમાં દુઃખની જરા ય ભેળસેળ નથી.

સંસારના દરેક સુખો દુઃખથી મિશ્રિત છે. કોઈએ ખાવાનું સુખ માન્યું. ખાવામાં સુખ છે. પણ કયારે? ભૂખ લાગી હોય ત્યારે, નહિ તો નહિ. લાડુ ખાધો હોય ને પેટ ભરાઇ ગયું હોય, પછી કોઇ દૂધપાક આપે તો ખવાશે? નહિ ખવાય. કારણ ત્યારે ભૂખ નથી. તો પહેલાં ભૂખ લાગે, કયારે ઘરે જાઉં ને કયારે ખાઉં? એમ ક્ષુધાનું દુઃખ સહન કરે, પછી ઘરે જઇને ખાય, ત્યારે એને સુખ થાય. ખાધાં પછી પણ મળમૂત્ર જવાની ચિંતા. તાવ આવે, માંદા પડીએ, અને કદાચ મરી જઈએ તો ય દુઃખ ને દુઃખ જ.

લક્ષ્મીનું સુખ માન્યું. પણ એમાં કેટલાં દુઃખ છે? પહેલાં તો એને મેળવવાનું દુઃખ. કેટલાં ય પ્રપંચ કરો,

માયા કરો, અઢારે પાપસ્થાનક સેવો, ત્યારે માંડ એ લક્ષ્મી મળે છે. તડકો, ટાઢ ને વરસાદ એવું તો કેટલું ય, સહન કરે, ત્યારે લક્ષ્મી મળે. આમ લક્ષ્મી મેળવવામાં દુઃખ. મળ્યાં પછી એને સાચવવાનું દુઃખ. કોઇ રાજા લઈ જાય, કોઈ લૂંટી જાય, કોઇ ખાઈ જાય, કદાચ લક્ષ્મી નાશ પામે, તો ય દુઃખ. તું લક્ષ્મીને મૂકીને મરી જાય તો ય દુઃખ. હાય હાય, આટલી લક્ષ્મીને છોડીને જવું પડશે? અને કદાચ લક્ષ્મી તને મૂકીને ચાલી જાય, તો ય દુઃખ જ છે.

કારણ કે—લક્ષ્મી તો ચંચળ છે. ઘરે ઘરે ને ઠેર ઠેર એ ભટકે છે. આજે આને ઘેર, તો કાલે વળી બીજાના ઘેર. આજે આને કરોડપતિ બનાવ્યો, તો કાલે વળી બીજાને બનાવશે. આમ એ ચંચળ છે. સ્થિર નથી. બધે ભટકતી જ ફરે છે.

જગન્નાથજીમાં શ્રીકૃષ્ણ ભગવાનની મૂર્તિ લાકડાની છે. એની સ્તુતિ કરતાં એક મહાત્મા જીવને બોધ આપવા માટે કહે છે કે–'હે ભગવાન! તમે મહાન છો, ભગવાન છો, છતાં તમે લાકડું કેમ બની ગયાં?' ત્યાં જવાબમાં કહે છે,

एका भार्या प्रकृतिमुखरा चञ्चला च द्वितीया
पुत्रस्त्वेको भुवनविजयी मन्मथो दुर्निवारः।
शेषः शय्या, शयनमुदधौ, वाहनं पन्नगारिः
स्मारं स्मारं स्वगृहचरितं दारुभूतो मुरारिः॥

શ્રી કૃષ્ણને બે સ્રી હતી. એક સ્રીનું નામ સરસ્વતી અને બીજીનું નામ લક્ષ્મી. શ્રીકૃષ્ણ કહે છે કે આ સરસ્વતી

આખો દિ' બોલ બોલ ને બોલ કર્યાં જ કરે છે. આ વાત સાંભળો ને તે વાત સાંભળો. એને બીજો શો ધંધો? બસ, બોલી બોલીને માથું પકવી દે છે.

અને આ લક્ષ્મી તો ઘરે ઘરે ભટકયાં જ કરે છે. આજે આ ઘરે તો કાલ વળી બીજાં ઘરે, એમ ભટકયાં જ કરે છે. આજે એકને કરોડપતિ બનાવે, કાલે વળી બીજાને પૈસાદાર બનાવે, વળી એને કંગાળ બનાવીને બીજાને ઘરે જાય. આમ મારે તો બે ય રીતે દુઃખ છે. આ માથું પકવે ને આ ઘરોઘર ભટકે છે.

અને દીકરો કોણ? તો કામદેવ. એનું નામ પ્રદ્યુમ્ન છે. એ જ્યાં જાય ત્યાં—ગલીમાં ને શેરીમાં, શહેરમાં ને ગામડામાં—બધે તોફાન અને રંજાડ કર્યાં જ કરે છે. બીજું કાંઈ કામ જ નહિ. અને પાછો એ કેવો છે?—દુર્નિવારઃ, એને કાંઈ કહેવાય પણ નહિ.

અને સૂવાનું કયાં? તો શેષનાગ ઉપર સૂઈ રહેવાનું. હજાર મોઢાંવાળો શેષનાગ! કયારે ફુંફાડો મારશે, ને કરડશે? એની યે ખબર ન પડે.

અને શય્યા કયાં રહેલી છે? તો દરિયામાં. આ અગ્યારશે સૂઈ જશે. અને એમનું વાહન કયું? તો ગરુડ. એના પર બેસવાનું. એની પીઠ એવી ખરબચડી કે આપણે પણ છોલાઈ જઈએ. આમ દીકરાનું, પત્નીનું, વાહનનું, ને સૂવાનું—કોઈનું ય સુખ નથી. એટલે એની ચિંતામાં શ્રીકૃષ્ણ લાકડું બની ગયા.

એમ હે માનવ! તેં ગળામાં લાખ રુપિયાના હીરાના હાર પહેર્યાં હશે, અને ગમે તેવાં આભૂષણો પહેર્યાં હશે, પણ જો કોઈ લેણદારના, કાયદાના, અને કુટુંબના દુઃખો હશે તો રોજ સવાશેર લોહી સૂકાશે.

બીજાં પણ સંસારના સુખો કેવાં દુઃખવાળાં છે? અને મોક્ષ કેવો સુખમય છે? તે કઈ રીતે મેળવવો? તે આગળ બતાવાશે.



એ દુઃખો ક્યારે મટે? સંસાર મટે, તો જ એ દુઃખો મટે. જે જેનું કારણ છે, એ કારણ નાશ પામે, તો કાર્ય નાશ પામે જ. અહીં પણ દુઃખથી કંટાળેલા જીવને થાય કે—આ સંસાર હું સર્વથા ક્યારે છોડી દઉં? મારો સંસાર કેઈ રીતે પાતળો થાય? ને એમાંથી હું કઈ રીતે છૂટું?

ત્યારે સંસારથી છૂટીને ક્યાં જવાનું છે? મોક્ષમાં—પરમપદમાં. અહીં એનું વ્યાખ્યાન કરે છે: મોક્ષ કોને કહેવાય? પરમપદ કેવું છે?

અહીં જ્ઞાનીઓ કહે છે કે: સંસારમાંથી છૂટીને મોક્ષ ક્યારે પામું, એવી ઇચ્છા કોને થાય? તો એકાંત ભવ્ય આત્માને થાય છે. અભવ્યને ન થાય.

ત્યાં શિષ્ય પ્રશ્ન કરે છે કે: હે ગુરુભગવંત! અભવ્ય અને ભવ્ય, એ એવી વસ્તુ છે કે—અતિશય જ્ઞાની પુરુષો જ જાણી શકે, પણ હે ભગવંત! અમે તો અજ્ઞાની છીએ. કોણ ભવ્ય છે, અને કોણ અભવ્ય છે? એ વસ્તુ અમે કઈ રીતે જાણી શકીએ.

ગુરુમહારાજા કહે છે કે: હે શિષ્ય! એના પણ ચિહ્નો છે. ભવ્યપણું કોનામાં છે, અને કોનામાં નથી? એમ અભવ્યપણું કોનામાં છે, અને કોનામાં નથી? એ જાણવાના ચિહ્નો હોય છે કે—જેથી આપણે સમજી શકીએ કે—આપણે અથવા આ આત્મા ભવ્ય છે, કે અભવ્ય છે.

એ ચિહ્નો ક્યા છે, અને કેટલાં છે?

તો એના બે ચિહ્નો છે. એક તો–"अहं भव्यो न वा – इत्यारेका यस्य चित्ते जायते, स नियमाद् भव्यः" જેના હૃદયમાં શંકા થાય કે–'હું ભવ્ય હઈશ કે અભવ્ય? મારો આત્મા કેવો હશે?' એ જીવ નિયમા ભવ્ય સમજવો.

જીવને પહેલી શંકા થાય, પરમાણુ કેવો હશે? આત્મા કેવો હશે? મોક્ષ કેવો હશે? પછી જિજ્ઞાસા–જાણવાની ઇચ્છા–થાય. અને પછી એ વડીલને, ગુરૂને કે જ્ઞાનીને પૂછે. ત્યાર પછી એની શંકાનો નિરાસ થાય. એમ જે જીવને હું ભવ્ય છું કે નહિ? એવી શંકા થાય, પછી એ જાણવાની ઇચ્છા થાય, ને પછી વડીલ જ્ઞાનીને પૂછે, એ જીવ નિયમા ભવ્ય છે. કારણ કે એ ભવ્ય ન હોત તો એને આવી શંકા જ ન થાત.

આ તો જેને શંકા હોય એની વાત થઈ. પણ જેને હૃદયમાં નિર્ણય હોય કે–હું ભવ્ય જ છું, અને મોક્ષે જવાનો જ છું. એ તો નિયમા ભવ્ય છે જ.

અથવા–'मोक्षस्य स्पृहा यस्य जायते, स नियमाद् भव्य' જેને મોક્ષની સ્પૃહા થાય. અભિલાષા થાય કે 'હું મોક્ષે જઈશ કે નહિ? હું મોક્ષે ક્યારે જઈશ? એ પણ નિયમા ભવ્ય છે. કારણ કે– એ જીવ મોક્ષનું યથાર્થ સ્વરૂપ જાણતો હોય કે ન જાણતો હોય, પણ એને ખાત્રી તો છે કે 'મોક્ષ છે જ.' માટે જ એને 'એ મને ક્યારે મળે?' એવી અભિલાષા થાય છે. અને એટલે એ નિયમા ભવ્ય છે.

આ બે ચિહ્નો–બે કારણો–જીવ ભવ્ય છે કે નહિ? એ જાણવાના બતાવ્યાં.

હવે મોક્ષનું સ્વરૂપ શું છે?

ત્યાં કહે છે કે–જે મોક્ષની અંદર જન્મવાનું નથી. વૃદ્ધાવસ્થા નથી. મરવાનું ય નથી. શારીરિક દુઃખો-રોગો નથી, ને માનસિક શોકો પણ નથી. એવું જે સ્થાન હોય, તેનું જ નામ મોક્ષ.

કોઈ કહે–પરમાનંદ એ જ મોક્ષ છે. કોઈ કહે–પાપનો નાશ જ મોક્ષ છે. કોઈ વળી પ્રકૃતિના વિયોગરૂપ મોક્ષ માને છે. કોઇ નૈરાત્મ્યભાવને મોક્ષ કહે છે. બધાં ય જુદું જુદું સ્વરૂપ કહેશે, પણ છેવટે બધાંને જવાનું તો મોક્ષમાં જ છે ને? બધાંનું ધ્યેય તો મોક્ષ જ છે. "શબ્દભેદ ઝઘડો કિસ્યો." 'પાંચ વીસુ' કહો કે 'સો' કહો, એ એક જ છે. એમાં ઝઘડો શો? 'પેલો' કહેઃ સો ન કહેવાય, પાંચ વીસુ જ કહેવાય'. ને પેલો કહેઃ 'સો જ કહેવાય, પાંચ વીસુ ખોટું છે.' આવો ઝઘડો ન હોય. પાંચ વીસુ કહો કે સો કહો, એ એક જ છે. શબ્દ જુદાં જુદાં છે, એમ મોક્ષનું સ્વરૂપ પણ એક જ છે. શબ્દોનો ઝઘડો શા માટે?

જીવનું ઉપાધિરહિત સ્વરૂપ, એનું નામ મોક્ષ. એમાં કોઈ જાતની ઉપાધિ નથી. ઉપાધિ કોને હોય? જ્યાં દુઃખ હોય ત્યાં ઉપાધિ હોય. ત્યારે દુઃખ અને સુખ કહેવાં કોને? એનું લક્ષણ અમને કહો.

એક મહાત્માને શિષ્ય કહે છે કે–અમે તો બારે ય

કલાક સંસારમાં જ રચ્યાંપચ્યાં છીએ. અમારે સમય ક્યાંથી કાઢવો ? માટે જેમ બને તેમ ટુંકામાં—એક જ શબ્દમાં—અમને સુખ ને દુઃખનું લક્ષણ જલ્દી કહી દો.

મહાત્મા કહે છે: ભાઈ! એમ તો એમ. અમારો તો ધર્મ છે કે જે જીવ જે રીતે બોધ પામે તેને તે રીતે બોધ પમાડવો. તને ટુંકામાં કહી દઉં. સાંભળ: "सर्वं परवशं दुःखं, सर्वमात्मवशं सुखम्" દુનિયામાં જેટલું પરાધીન એટલું દુઃખ, અને સ્વાધીન એટલું સુખ.

મોક્ષમાં કોઈની સ્પૃહા નથી, કોઈની પરવશતા નથી, માટે ત્યાં સુખ છે. અને સંસારમાં ખાવાનું સુખ, દીકરાનું સુખ, પૈસાનું સુખ, બંગલાનું સુખ, સ્ત્રીનું સુખ, એમ બધાં સુખો છે, પણ એ ક્યારે? એ બધું હોય તો. સ્ત્રી હોય તો સ્ત્રીનું સુખ. ન હોય તો કાંઈ નહિ. એટલે આ બધાં સુખો આ બધાંને આધીન છે, પરાધીન છે, માટે તે દુઃખ છે. માટે જ જ્ઞાનીઓ કહે છે કે— सर्वं परवशं दुःखम्.

કાલે જ કહ્યું હતું કે તેં લક્ષ્મીમાં સુખ માન્યું. એ લક્ષ્મીનું સુખ જરૂર છે, પણ એમાં અનેક જાતના દુઃખો રહેલાં છે, એમાં ક્ષણિક સુખ છે, વધુ દુઃખ છે.

આત્માએ સ્ત્રીનું સુખ માન્યું. પણ એ સ્ત્રીને પરણવાનું દુઃખ. પરણ્યાં પછી એને સાચવવાનું દુઃખ. એ માંદી પડે તો દુઃખ. તું માંદો પડે તો દુઃખ. તને મૂકીને એ મરી જાય તો દુઃખ, ને તું એને મૂકીને મરી જાય તો ય દુઃખ

દીકરાનું સુખ માન્યું. પણ પહેલાં જન્મ આપવાનું દુઃખ. જન્મ્યા પછી એનાં મળ મૂત્ર ઉપાડવાનું દુઃખ. એને મોટો કરવાનું દુઃખ. ભણાવવાનું દુઃખ. અને એ ભણીને સારો નીવડ્યો તો દીકરો, નહિ તો દી ફર્યો. તું એને મૂકીને મરી જાય, કે એ તને મૂકીને મરી જાય, તો ય દુઃખ ને દુઃખ.

ત્યારે મોક્ષનું સુખ કેવું છે? જેમાં–રોગ–શોક–ઉપદ્રવોનો–જન્મ–જરા અને મરણનો ને ત્રિવિધ તાપનો સ્પર્શ પણ નથી, એવો પરમ આનંદરૂપ મોક્ષ છે.

સંસારના બધાં સુખોમાં પરાધીનતા છે, માટે તે દુઃખ છે. અને મોક્ષસુખમાં કોઈની પરાધીનતા નથી.

અહીં જીવને શંકા થાય કે ત્યાં સ્ત્રી નથી, પૈસા નથી, ખાવાનું નથી, પીવાનું નથી, રહેવાનું નથી, કાંઈ નથી, માટે ત્યાં દુઃખ હશે? ત્યાં કહે છે કે 'ના, ના, એ બધું ત્યાં નથી. માટે જ ત્યાં સુખ છે.'

દુકાને બેઠો છે, ને એકદમ કકડીને ભૂખ લાગી ગઈ. ચિત્તમાં આકુળતા થઈ ગઇ કે ક્યારે ઘરે જાઉં ને ખાઉં ? કામમાં પણ મન નથી લાગતું. ત્યારે એ ઊઠીને ઘરે આવ્યો. ત્યાં પેટ ભરીને ખાધું. ખાધું એટલે ભૂખ મટી ગઇ. પણ એનાથી ફળ શું થયું ? ભૂખ મટી જવાથી આત્માને થયું શું ? તો પેલી આકુળતા હતી તે જતી રહી. ખાધાં પહેલાં જે અસ્વસ્થતા હતી તે બધી મટી ગઈ. અને એ ન રહી, એટલે તું તારા સ્વરૂપમાં આવી ગયો, સ્વસ્થ બની ગયો.

ત્યારે ખાવાથી શું ફળ થયું ? ચિત્તમાં સ્વસ્થતા આવી.

એ સ્વસ્થતા જો આત્માને કુદરતી રીતે જ મળે, તો પછી ખાવાની જરૂર શી છે? મોક્ષમાં આવીજ સ્વસ્થતા છે, માટે ત્યાં ખાવા પીવાની જરૂર નથી. માટે જ મોક્ષનું સ્વરૂપ બતાડતાં કીધું છે કે :-

यन्न दुःखेन संभिन्नं, न च भ्रष्टमनन्तरम् ।
अभिलाषापनीतं च, तज्ज्ञेयं परमं पदम् ॥

જેમાં દુઃખનો કણીયો ય નથી, એવું પદ મોક્ષનું જ છે. જગતના તમામ સુખો દુઃખથી મિશ્રિત છે, દુઃખની ભેળસેળવાળાં છે. કોઈ પણ જાતની સેળભેળ વિનાનું સુખ હોય તો તે મોક્ષનું સુખ છે.

એટલું જ નહિ, પણ આ સંસારના સુખો નાશવંત છે. લક્ષ્મી હોય, સ્રી હોય, ત્યાં સુધી સુખ.એ ચાલ્યું જાય તો દુઃખ. સદાકાળ કોઈ સુખ નથી. ત્યારે મોક્ષનું સુખ કેવું છે? न च भ्रष्टमनन्तरं' એ સુખ મળ્યાં પછી કોઇ દિવસ ચાલ્યું જવાનું નથી. પણ સાદિ અનંતભાવે સદાકાળ રહેવાનું જ છે. એ કોઇ દિવસ વિનાશવંત નથી. કારણ કે એ પરાધીન નથી.

અને એ સુખ મળ્યાં પછી બીજાં સુખની અભિલાષા પણ નથી થવાની. અભિલાષા ક્યાં થાય? જ્યાં અલ્પ-સુખ હોય, પરિપૂર્ણભાવ ન હોય, ત્યાં જીવને અભિલાષા હોય. એને લાખ મળે તો દસ લાખની અભિલાષા કરે. અને દસ લાખ મળે તો ક્રોડ કેમ મળે? તેની જ એને ઝંખના હોય. ક્રોડ મળે તો અબજ ક્યારે મળે, તેની

એને સ્પૃહા હોય. આમ આ બધાં સુખો તૃષ્ણા અને આશાથી જ ભરપૂર છે. માટે તે પરાધીન છે, અને માટે જ તે દુઃખ છે.

ત્યારે મોક્ષનું સુખ કેવું છે? એ મળ્યાં પછી બીજાં સુખની કોઇ દિવસ અભિલાષા નથી થતી. માટે જ તે સુખ છે.

पूर्णता या परोपाधेः, सा याचितकमण्डनम् ।
या तु स्वाभाविकी सैव, जात्यरत्ननिभा विभा ॥

આત્માના સુખની પૂર્ણતા જો પરાધીન હોય, તો તે નાશવંત જ હોય. જેમ દીકરાના લગ્ન વખતે કોઈનું ઘરેણું માગી લાવ્યા, અને તેનાથી દીકરાની જે શોભા થઈ, એ જેમ અલ્પ કાલીન છે. બીજે દિવસે એ ઘરેણું પાછું આપી દેતાં એ શોભા ફીકી થઈ જવાની છે. તે જ રીતે આ બધી જે સુખની પૂર્ણતા માની, તે પરોપાધિજન્ય છે. કોઈકના માગી લાવેલા ઘરેણાની શોભા જેવી છે.

અને જીવની જે સ્વાભાવિક પૂર્ણતા છે—જેમાં પરાધીનતા નથી, જેમાં આત્માનું સ્વરૂપ પામ્યો છે, કેવળજ્ઞાન પામ્યો છે, કષાયો નાશ પામ્યાં છે, એ પૂર્ણતા તો—સો ટચના સોના જેવી છે. એમ જાતિવંત રત્નની કાંતિ સ્વાભાવિક છે, તે કોઈ દિ' નાશ નહિ પામે. એ બીજાંને લઇને નથી. બીજાંને લઇને હોય તો નાશ પામે.

તેમ આત્મગુણને લઈને પરમસુખ—મોક્ષમાં પૂર્ણતા છે. તે ઉત્તમ રત્ન સમાન છે. આવો મોક્ષ મેળવ્યા પછી કોઇ જાતની અભિલાષા થતી નથી. કારણ કે—આશા—તૃષ્ણા

ક્યાં થાય? જ્યાં પૂર્ણતા ન હોય ત્યાં જ થાય. પૂર્ણતા હોય ત્યાં નહિ થાય.

એ આશા કેવી છે? તો કહે છે કે–

आशाया ये दासा, स्ते दासाः सर्वलोकस्य ।
आशा येषां दासी, तेषां दासायते लोकः ॥

જગતમાં આશાનો જે ગુલામ છે, તે આખાં જગતનો ગુલામ છે. કરોડપતિ હોય, અમલદાર હોય, સાધુ–સંત કે ફકીર હોય, ગમે તેવો મહાન્ હોય, પણ જો એને આશા હોય તો સમજજે કે એ જગતનો ગુલામ છે.

અને આશાને જેણે ગુલામડી બનાવી છે—'બેસી જા નીચે, મારે તારું (આશાનું) કામ નથી, મેં સ્પૃહા કાઢી નાખી છે. મારે તો મારાં આત્માની–આત્મસ્વરૂપની જ અભિલાષા છે.'—એની પાસે જગત આખું ગુલામ છે. તારી પાસે આશા હશે તો તું જગતનો ગુલામ બનીશ. અને તેં આશાને ગુલામડી બનાવી હશે તો જગત તારું ગુલામ બનશે.

અને આ આશા કોણ છે? ખબર છે? 'તૃષ્ણા રાંડ ભાંડકી જાઈ.' રાંડ અને ભાંડ ભેગાં થયાં ત્યારે આ તૃષ્ણા જન્મી છે.

ત્યાં ભર્તૃહરિ મહારાજા એનાથી કંટાળીને બોલે છે કેઃ હે તૃષ્ણા! હવે તો મને છોડ. તેં મને ઘણો હેરાન કર્યો છે.

ત્યારે પૂછે છેઃ તમને વળી તૃષ્ણાએ શું હેરાન કર્યા? એટલે કહેઃ ઘણું કર્યું. એનું કેટલું વર્ણન કરવું?

ત્યારે પૂછે છેઃ અમને થોડુંક તો કહો. જેથી અમને પણ ખબર પડે કે આ તૃષ્ણા કેવી છે?

હ્યો ત્યારે કહું છું:

उत्खातं निधिशङ्कया क्षितितलं ध्माता गिरेर्धातिवो
निस्तीर्णः सरितां पति नृपतयो यत्नेन सन्तोषिताः ।
मन्त्राराधनतत्परेण मनसा नीताः स्मशाने क्षपाः
प्राप्तः काणवराटकोऽपि न मया तृष्णेऽधुना मुञ्च माम् ॥

હે તૃષ્ણા ! હવે તો મને છોડ. મારી વાંહે ક્યાં સુધી તારે લાગવું છે? તારે માટે મેં કંઈક કાળાં કામો કર્યાં. ઘણી મહેનત કરી. તો ય કંઈ ન મળ્યું. માટે હવે તો મને છોડ.

ત્યારે કોઇ પૂછે છે: તમે એને માટે શું કર્યું? એ તો કહો.

એ જ કહે છેઃ કોઇ મહાત્મા મળ્યા. કોઇ સાધુફકીર મળ્યાં. એમણે કીધું કે–'ઘરમાં આ ખૂણામાં ખોદ. પેલે ખૂણે ખોદ. આ ઠેકાણે ખોદ. આ જમીન ખોદ. અહીં નિધાન હશે. આ જગ્યામાં નિધાન હશે.'અને એની આશાએ મેં જમીનોની જમીનો, ઘરોના ઘરો, ને બધું ખોદી નાખ્યું. પણ કાંઇ ન મળ્યું.

વળી કોઇક કહેઃ 'તું આબુ પર્વત પર જા. ગિરનારમાં જા. હિમાલયમાં જા. ત્યાં અનેક જાતની વનસ્પતિઓ છે. કેટલીય ધાતુઓ છે. 'એથી તને ત્યાં સુવર્ણસિદ્ધિ મળશે.' મેં એ ય કર્યું, પણ તો ય કંઈ ન મળ્યું.

કોઈએ વળી કીધું: 'તું સ્વિટઝરલેન્ડ જા. જર્મનીજા. અમેરિકા જા. જાવા ને સુમાત્રામાં જા. દરિયો ઓળંગીને પરદેશ જા. તને ઘણું ધન મળશે.' તો મેં એ પણ કર્યું. દરિયામાં અહીં રત્ન મળશે, ને અહીં મોતી મળશે, એ આશાએ દરિયાના દરિયાના ફેંદી નાખ્યા. પણ કાંઇ ન મળ્યું.

કોઇ કહે: 'તેં કોઇ રાજાની સેવા કરી છે? જા, રાજાની સેવા કર.' તો મેં એ પણ કામ કર્યું. પણ મને ખબર નહિ કે 'રાજા કોઇનો મિત્ર હોતો નથી. 'રાજા મિત્ર નહિ ને શુદ્દા પવિત્ર નહિ.' મેં રાજાને સંતોષ પમાડયાં. કંઇક ચાટુવચનો કહ્યાં. એની નોકરી ને સેવા કરી. પણ તો ય મને કાંઇ ન મળ્યું.

કોઈએ વળી બીજું બતાવ્યું કે–'તું આ મંત્રની આરાધના કર. આ મંત્રનો જાપ કર. તું મસાણે જા. ત્યાં રાત રહે, ને આમ કુંડાળાઓ કરીને એમાં જાપ કર. તને બધું મળશે.' લક્ષ્મી માટે મેં એ બધું પણ કર્યું. મસાણમાં ગયો. જંગલમાં ગયો. ત્યાં મંત્રની આરાધનાઓ કરી. અનેક રાત ઉજાગરાઓ કર્યા. પણ હે તૃષ્ણા દેવી ! મને– મારાં નશીબમાં જ નહિ–તે–કાણી કોડી પણ ન મળી. જેવો હતો તેવો જ રહ્યો. માટે હવે તો મને છોડ. આવી આ આશા છે. 'इच्छा हु आगाससमा विसाला' આ તૃષ્ણા આકાશ સમાન વિશાળ છે. આકાશનો છેડો આવે છે? એના જેવી જ આ વિશાળ છે.

નમિરાજર્ષિ—પ્રત્યેક બુદ્ધ મિથિલાનગરીમાં થયા છે. 'नमिराया विदेहेसु.' એમને દાહજ્વર થયો છે. આખાં શરીરે દાહ દાહ થઇ ગયો છે. વૈદ્યોએ ઘણાં ઉપચારો કર્યા. પણ તે નિષ્ફળ ગયાં, ત્યારે એની રાણીઓ ચંદન ઘસીને એના શરીરે ચોપડે છે. બીજું કોઈ નહિ, પણ રાણીઓ પોતે ચંદન ઘસે છે.

એ રાણીઓએ હાથમાં કંકણ—બંગડીઓ પહેરી છે. નમિરાજાને એટલે બધો દાહનો વિકાર થયો છે કે એ કંકણ અથડાય એનો શબ્દ સહન નથી થતો. ત્યારે રાણીઓ હાથમાંથી વધારાના કંકણ કાઢી નાંખે છે. એકેક જ રાખે છે. બે કંકણ ભેગાં થાય તો શબ્દ થાય ને ?

જ્યારે શબ્દ આવતો બંધ થઇ ગયો, ત્યારે રાજા પૂછે છેઃ આમ કેમ ? મને શબ્દ કેમ નથી સંભળાતો ?

ત્યારે કહે છે કે તમને સહન નથી થતું, દુઃખ થાય છે, માટે અમે હાથમાં એકેક કંકણ રાખીને બીજાં કાઢી નાખ્યા છે. તેથી અવાજ નથી સંભળાતો. '

ત્યારે તરત જ નમિરાજાને મનમાં થાય છે કે 'ઓહો ! संज़ोगो खु दुक्खं',— સંયોગ જ દુઃખ છે. બે કંકણ હતાં તો મને દુઃખ થતું હતું. હવે નથી તો મને દુઃખ પણ નથી થતું. માટે જગતમાં સંયોગ એ જ દુઃખ છે. ત્યાં તરત જ એમને વૈરાગ્ય થાય છે કે–'મને આમાંથી સારુ' થાય તો હું પ્રવ્રજ્યા લઈશ.' જ્ઞાનીઓ કહે છે કે :

"संजोगमूला जीवेण, पत्ता दुक्खपरंपरा।
तम्हा संजोगसंबंधं, सव्वं तिविहेण वोसिरिअं ॥

જીવના તમામ દુઃખો સંયોગમૂલક છે. આવાં દુઃખની પરંપરા જીવ અનંતવાર પામ્યો છે. પણ જ્યારે આત્મા સમજણના ઘરમાં આવે, ગુરુમહારાજાના ઉપદેશમાં આવે, ત્યારે એ બધું છોડવાની ભાવના કરે છે કે 'આ બધાં સંયોગના સંબંધો છે. સ્ત્રી કુટુંબ સગાં સ્વજનોના—સંબંધો દુઃખનું કારણ છે. માટે હું એને મન વચન અને કાયાથી છોડી દઉં છું."

ચક્રવંર્તીઓ જ્યારે છ ખંડની ઋદ્ધિનો ત્યાગ કરે છે, ત્યારે કોઈ વિચાર કરવા નથી રહેતાં. આ ચોપડાં ચોકખાં કરું, આ નામું સરખું કરું, ને આ બધાંની વ્યવસ્થા કરીને જઉં, એવો વિચાર નથી કરતાં. એમનો કેટલો જબરદસ્ત વહીવટ હશે ? કેટલા મહાનૂ વૈભવ હશે ? તો ય જ્યારે વૈરાગ્ય થાય ત્યારે એક ક્ષણવારમાં બધું છોડીને ચાલી નીકળે છે.

અહીં નમિરાજાને પણ વૈરાગ્ય થાય છે. પ્રભાતમાં એમને સારું થાય છે, ને તેઓ પ્રવ્રજ્યા લે છે. ત્યારે ત્યાં ઈન્દ્ર મહારાજા આવે છે, અને એમની પરીક્ષા કરે છે. ઈન્દ્ર મહારાજા મહાન્ અગ્નિ વિકુર્વે છે, અને મિથિલાનગરી ભડકે ને ભડકે બળે છે. તે વખતે ઈન્દ્ર નમિરાજર્ષિને પૂછે છે: 'હે મુનિ ! હે નમિરાજા ! આ તમારી મિથિલાનગરી ભડકે સળગે છે, તો ય તમને કાંઈ વિચાર નથી થતો ? એને બચાવો તો ખરા.'

ત્યારે નમિરાજર્ષિ એને જવાબ આપે છે કે–

मिहिलाए डज्झमाणीए, न मे डज्झइ किंचण ।।

મિથિલા સળગતી હોય, એમાં મારું કાંઇ સળગતું નથી. મિથિલા મારી નથી. મારે ને એને કાંઇ લેવાદેવા નથી. જ્યાં સુધી મને તૃષ્ણા હતી, ત્યાં સુધી મિથિલા મારી હતી. પણ હવે મિથિલા તો શું ?, દુનિયા સળગે તો ય મારે કાંઈ લેવાદેવા નથી, કોઈ સંબંધ નથી. હું તો શુદ્ધ આત્મા છું. નિર્મળ આત્મ સ્વરૂપ એ જ મારું છે. હવે મિથિલા મારી નથી.

ત્યારે ઈન્દ્ર કહે છેઃ 'હે રાજન્! તમે તમારાં ભંડારો તો ભરીને જાવ. નહિ તો તમારી આ પ્રજા ખાશે શું ? પીશે શું ? શત્રુઓનો પ્રતિકાર કઇ રીતે કરશે ? માટે તમે તમારાં ભંડાર ભરીને જાવ; નહિ તો તમને ચારિત્રમાં પ્રતિબંધ થશે.

આનો જવાબ તેઓ કઈ રીતે આપે છે? તે અગ્રે અધિકાર વર્તમાન જોગ.






इह सर्वेणैव[1] ॥

ગ્રન્થકાર મહારાજા આ નંદિસૂત્રમાં અત્યારે સંસારનું સ્વરૂપ વર્ણવી રહ્યાં છે. આ સંસાર દુઃખમય છે. તેનું કારણ પૂર્વકૃત કર્મ છે. એ દુઃખોથી પીડા પામેલા જીવને સંસાર છોડવાની અભિલાષા થાય છે. અને તે છોડયાં પછી ગુરુના ઉપદેશથી એને મોક્ષસુખની ઈચ્છા થાય છે.

કારણ કે–ખરેખરું સુખ શેમાં છે? તો સંતોષમાં છે. સંતોષ હોય તો જ સાચું સુખ છે. સંસારમાં પણ સંતોષ હોય તો જ સુખ છે. જો હૃદયમાં સંતોષ ન હોય. આખો દિવસ હાયવોય ને અસંતોષ જ હોય, તો સુખ ન હોય.

એક મહાત્માએ ત્રણવાર પ્રશ્ન કર્યો છે કે: कः सुखी? कः सुखी? कः सुखी? જગતમાં કોણ સુખી છે? કોણ સુખી છે? કોણ સુખી છે?

ત્યારે ત્યાં જવાબ મળે છે કે: सन्तोषवान् सुखी, सन्तोषवान् सुखी, सन्तोषवान् सुखी. જેના હૃદયમાં સંતોષ છે, કોઈ જાતની હાયવોય કે સ્પૃહા નથી, તે જ સાચો સુખી છે.

સંસારના સુખોમાં સંતોષ નથી. કારણકે–એ જેમ જેમ જીવને મળતાં જાય, તેમ તેમ તૃષ્ણા વધતી જ જાય

---

૧. જુઓ પૃ ૩૩

છે. પણ આ મોક્ષનું સુખ એવું છે કે 'જે મળ્યાં પછી જતું નથી રહેતું, અને મળ્યાં પછી કોઈ જાતની આશા, તૃષ્ણા ને સ્પૃહા પણ નથી થતી. એ માટે જ એ મોક્ષ સુખ મેળવવાની જીવને અભિલાષા થાય છે.

નમિરાજાને છ મહિનાથી દાહજ્વર થયો છે. વૈદ્યોએ હાથ ધોઇ નાખ્યાં છે. ત્યાં એની રાણીઓ ચન્દન ઘસે છે. તે વખતે થતાં કંકણના અવાજ નથી ગમતાં. એના શબ્દથી પણ એમને ઘણો ત્રાસ થાય છે. એટલે રાણીઓ એક સિવાયના બધાં કંકણ કાઢી નાખે છે. ત્યારે રાજા પૂછે છે: અત્યાર સુધી અવાજ આવતો હતો ને હવે કેમ નથી આવતો ? રાણીઓ કહે છે: આપને દુઃખ થતું હતું, માટે અમે એક એક કંકણ કાઢી નાંખ્યું છે. એક રાખ્યું છે.

આ સાંભળીને એમના પૂર્વના સંસ્કાર–પૂર્વના યોગ જાગૃત થાય છે: 'સંયોગ જ દુઃખનું મૂળ છે. બે કંકણ ભેગાં થતાં હતાં, તેથી આ દુઃખ મને થતું હતું. ઘણાં ભેગાં થાય ત્યાં દુઃખ થાય જ.' આ વિચાર આવતાં જ તેમને વૈરાગ્ય થાય છે. રાત્રે તેઓ ભાવના ભાવે છે કે "મને જો ઠીક થાય તો તરત પ્રવ્રજ્યા લઇ લઉં.' એ વિચારમાં એમને રાત્રે ઊંઘ આવી ગઇ.

રાત્રે–પરોઢિયાના સમયે–એમને એક હાથીનું સ્વપ્ન આવે છે. 'એ હાથી પર હું બેઠો છું, ને એના પર બેસીને હું મંદર–મેરુપર્વતપર ચડી ગયો.'–એવું તેઓ જુએ છે.

એ જ વખતે બંદિઓનો ઘોષ–વાજિંત્ર ઘોષ–થયો, તેથી તેઓ જાગી જાય છે. તે વખતે એમને થાય છે કે–મેં આ મેરુપર્વત ક્યાંક જોયો છે. એ ઊહાપોહ કરતાં

એમને જાતિસ્મરણ જ્ઞાન થાયછે. ગયા જન્મમાં અનુભવેલાંનું જે સ્મરણ થાય, એનું નામ જાતિસ્મરણ. કેટલાંકને આજે અનુભવેલું કાલે યાદ આવે. કોઈને બે વર્ષ, કોઈને પાંચ વર્ષ, ને કોઈને વળી સો વર્ષ સુધી પણ યાદ રહે છે, ને યાદ આવે છે. એમ કેટલાંકને એવાં સંસ્કાર હોય છે. કે જેથી ભવાંતરનું યાદ આવે. અને એનાથી જ આત્માની સિદ્ધિ થાય છે.

આ પછી નમિરાજા તરત જ દીક્ષાનો નિર્ણય કરે છે, અને દીક્ષા લેવા માટે તૈયાર થઈ જાય છે.

આ વાતની ખબર ગામમાં–મિથિલામાં–પડતાં જ ચારે કોર હોહા ને કોલાહલ મચી જાય છે. લોકોમાં રોકકળ થઇ ગઈ છે કે—અમારો રાજા અમને છોડીને દીક્ષા લઈ લેશે.

તે વખતે એમની પરીક્ષા કરવા માટે ઈન્દ્ર બ્રાહ્મણનું રૂપ ધારણ કરીને ત્યાં આવે છે. રાજાને પૂછે છેઃ 'હે રાજન્! તમે આ શું માંડયું છે? આ બધાં તમારા માટે–તમે પ્રવ્રજ્યા લો છો માટે–રૂવે છે. તમારી પ્રવ્રજ્યામાં આ પ્રતિબંધ છે. તમે ન લ્યો, તો ન રૂવે.'

ત્યારે નમિરાજા ત્યાં જવાબ આપે છે કે 'ના, ના, ના, આ કોઈ મારે માટે રડતું નથી. બધાં ય પોતાની સ્વાર્થવૃત્તિને રડે છે. એમનો આધાર–હું ચાલ્યો જાઉં છું. માટે રડે છે. આ જ મિથિલા નગરીમાં અનેક મોટાં, વિશાળ ઝાડો છે. એમાં અનેક પંખીઓ આશ્રય કરીને

રહે છે, અને આનંદ-કિલ્લોલ ને કલરવ કરે છે. એમાં કો'કવાર કુદરતને કરવું ને મોટો ભયંકર વંટોળિયો આવી ગયો, ને ઝાડ પડી ગયું. ત્યારે એ બધાં ય પંખીઓ રોકકળ મચાવી દે છે. એ કોઈ એ ઝાડને નથી રડતાં કે–હાયહાય, આ ઝાડ કેવું સરસ હતું, ને પડી ગયું. પણ પોતાના સ્વાર્થને રડે છે. એમનો આશ્રય ચાલ્યો ગયો, માટે રડે છે. એમ આ લોકો પણ મારે માટે નથી રડતાં, એ તો એમનો આધાર–સ્વાર્થ–ચાલ્યો જાય છે, તે માટે રડે છે.'

ત્યાં તો મિથિલા ભડકે બળવા લાગી. આખી મિથિલામાં આગ ફેલાઈ ગઈ. ત્યારે ઇન્દ્ર કહે છે: હે નમિરાજ! આ મિથિલા ભડકે બળે છે, માટે તમે હવે હમણાં ન જાવ. આ બધું શાન્ત થયા પછી જાવ.'

ત્યાં નમિરાજર્ષિ જવાબ આપે છે કે–'मिथिलायां दह्यमानायां, न मे दह्यति किंचन–મિથિલા બળે છે, એમાં મારું કાંઈ નથી બળતું. મિથિલા મારી નથી. હું તો શુદ્ધ આત્મસ્વરૂપ છું. મારે એની શી જરૂર છે?

વળી ઈન્દ્ર કહે છે: 'હે રાજન્! તમે આ તમારાં ભંડારો ભરી જાવ. પછી દીક્ષા લ્યો. નહિતર આ તમારી પ્રજાનો નિર્વાહ કેમ થશે? એમ નહિ કરો તો તમે દીક્ષાને માટે અયોગ્ય છો.'

ત્યાં નમિરાજર્ષિ જવાબ આપે છે. એમને ખબર નથી

કે આ બ્રાહ્મણવેષે ઈન્દ્ર છે. તેઓ એને કહે છે:' હે બ્રાહ્મણ! મારે હવે ભંડારનું શું કામ છે? કારણ કે—

" सुवन्नरुप्पस्स य पव्वया भवे,
सिया हु केलाससमा असंखया ।
नरस्स लुद्धस्स ण तेऽवि किंचि,
इच्छा हु आगाससमा विसाला ॥ "

'હે વિપ્ર! હું ગમે તેવાં ભંડારો ભરી દઈશ, પણ માણસની તૃષ્ણાનો કોઇ છેડો નથી. કદાચ હું સોનારૂપાના મોટાં પર્વતો બનાવી જઉં, – નંદ રાજાને ત્યાં સોનાની નવ ટેકરીઓ હતી, અત્યારે એકે દેખાય છે? ના.—અને આ કૈલાસ કહેતાં હિમાલય પર્વત જેટલાં ધનના મોટાં ટેકરા બનાવી જઈશ, પણ જેના હૃદયમાં તૃષ્ણા આકાશ જેવી વિશાળ છે, એ જયાં હોય ત્યાં સુખ હોય જ નહિ."

પછી નમિરાજા પ્રવ્રજ્યા લે છે. તે વખતે ચાર પ્રત્યેક બુદ્ધ થયાં છે.

करकंडू कलिंगेसु, पंचालेसु य दुम्मुहो ।
नमिराया विदेहेसु, गंधारेसु य नग्गई ॥

કલિંગદેશમાં કરકંડૂ નામના પ્રત્યેકબુદ્ધ થયાં છે. પંચાલ દેશમાં દ્વિમુખ નામના, વિદેહ દેશમાં–મિથિલા નગરીમાં નમિરાજા, અને ગંધાર દેશમાં નગગતિ થયાં છે. આ ચારેની કથા બહુ મોટી છે. એ તો પ્રસંગે કહેવાશે; પણ એ ચારે ય પ્રત્યેક બુદ્ધ હતાં.

એમને કોઈ એક કારણથી જ બોધ થાય. જેમ તીર્થંકર

મહારાજા સ્વયંબુદ્ધ હોય; એમને કોઈના ઉપદેશની જરૂર નથી. બીજાં બધાં જીવો કોઈ તીર્થંકર ભગવંતથી ને કોઇ ગુરુમહારાજાના ઉપદેશથી બોધ પામે, તે બુદ્ધબોધિત કહેવાય. પણ આ ચારે ય પ્રત્યેકબુદ્ધ કોઈ એક કારણથી જ બોધ પામે. એમને કોઇના ઉપદેશની અપેક્ષા ન હોય.

નમિરાજાને કંકણથી બોધ થયો છે. કોઈને ઝાડથી બોધ થાય. કોઈને વૃષભથી બોધ થાય છે, ને કોઇને ઇન્દ્રકેતુથી બોધ થાય છે.

રાજા ઈન્દ્રમહોત્સવ કરાવે છે. ત્યાં ઈન્દ્રનો થાંભલો રોપે છે. મોટો માંડવો બાંધે છે. ને ઇન્દ્ર મહ કરે છે. એ પૂરો થયાં પછી એ બધું ત્યાંથી નીકળી જાય છે. તે જોઇને રાજાને થાય કે—'ઓહો ! હમણાં અહીં કેવો મહોત્સવ હતો, ને હવે કેવી ઉજ્જડ જગ્યા લાગે છે ?' ત્યાં એને વૈરાગ્ય થાય છે.

કોઇને ઝાડથી બોધ થાય છે. રાજા ફરવા નીકળે છે. રસ્તામાં એક મોટું સુંદર ઝાડ આવે છે. એને સુંદર મંજરીઓ છે,' ડાળ છે, બધું જ છે. રાજાને થાય છે: 'આ કેવું સરસ ઝાડ છે ?' એ ઝાડની એક નાની ડાળી તોડે છે. હવે રાજાની પાછળ આખું લશ્કર છે. બધાં એક એક ડાળ તોડતાં જાય છે. જોતજોતામાં ઝાડ આખું ખલાસ થઇ ગયું, ને ત્યાં ફક્ત એનું ઠૂંઠું રહ્યું. થોડીવાર પછી રાજા પાછાં ફરે છે. પાછાં વળતાં પૂછે છે : 'પેલું ઝાડ ક્યાં ગયું'?, ત્યારે સૈનિકો કહે છેઃ 'આ ઠૂંઠું એ જ ઝાડ છે.' એ જોતાં

રાજાને થાય કે 'ઓહો! ઘડીકમાં આ સ્થિતિ આવી ગઈ? જગત્માં બધાંની સ્થિતિ આવી જ છે. ને એને ય વૈરાગ્ય થાય છે. કોઇને વળી બળદના સ્વરૂપથી બોધ થાય છે. એમ ચારે પ્રત્યેકબુદ્ધને અમુક અમુક નિમિત્તથી બોધ થાય.

ચારે પુષ્પોત્તર વિમાનમાંથી એક જ સમયે ને એક સાથે ચ્યવે. ચારે સાથે એક જ સમયે જન્મે. ચારે ય ને બોધ પણ સાથે જ થાય. ચારે ય સાથે દીક્ષા લે. ચારે ને કેવળજ્ઞાન પણ સાથે થાય. અને ચારેનો મોક્ષ પણ એક જ સમયે થાય. પણ એ ચારે ય કોઈ દિવસ ભેગાં ન થાય.

પણ એક દિવસ આ ચારે ય એક યક્ષના મંદિરમાં ભેગાં થઇ ગયાં. ચારે ત્યાં કાઉસગ્ગ ધ્યાનમાં ઊભા છે. ચારે જુદીજુદી દિશાએથી પેઠાં છે. એક પૂર્વથી પેઠાં, બીજા પશ્ચિમમાંથી. ત્રીજા ઉત્તર ને ચોથા દક્ષિણમાંથી પેઠાં છે. કાઉસગ્ગ ધ્યાને રહ્યાં છે. કોઇએ એક બીજાને જોયાં નથી. ખબર નથી કે પાસે કોણ ઊભું છે?

એમાં કરકંડૂ મુનિને શરીરે ખરજ બહુ આવે. એમને નાનપણથી ખરજનો વ્યાધિ હતો. એથી જ એમનું નામ કરકંડૂ પડેલું. આખો દિ' શરીર ખંજવાળ્યા જ કરે. અહીં પણ એમને ખરજ આવતી હતી. એ ખાણવા માટે એમણે એક સળી રાખી હતી. ખરજ આવે ત્યારે કોમળ હાથે એ એ સળીથી ખણે. ત્યારે કાઉસગ્ગમાં એમને ખરજ આવી, ને એમણે સળીથી શરીરને ખણ્યું.

એ ખણવાનો અવાજ સાંભળીને બાજુમાં દ્વિમુખ મુનિ હતાં, તેમને અત્યાર સુધી ખબર ન હતી, તે હવે ખબર પડી, એટલે તેઓ બોલ્યાં: 'તમે રાજ્ય છોડ્યું, કુટુંબ છોડ્યું, ઘરબાર બધું છોડી દીધું, તો ય હવે આ સળીનો સંચય તમે શા માટે કરો છો? એ પણ તમારે ન કરવો જોઈએ.'

કરકંડૂ આ સાંભળે છે, પણ બોલતાં નથી. જવાબ નથી આપતાં.

તે વખતે પેલાં નમિરાજર્ષિ દ્વિમુખને કહે છે,—'તમે જ્યારે રાજા હતાં, ત્યારે તો તમે કેટલાય ગુનેગારો ને અપરાધીઓની ભૂલો સુધારતાં હતાં. એને શિક્ષા પણ કરતાં હતાં. પણ હવે અત્યારે એ પારકી ભૂલ સુધારવાનું કામ શા માટે કરો છો? તમારે એની શી જરૂર?'

ત્યાં દ્વિમુખ પણ એમને જવાબ નથી આપતાં.

ત્યારે નગગતિ મુનિ નમિરાજર્ષિને કહે છે કે—'તમારે આવી પંચાતની શી જરૂર? તમે રાજપાટ બધું છોડીને આવ્યાં છો, ત્યાં ઘણી પારકી પંચાત કરી. પણ હવે એ પારકી પંચાત ને નિંદા શા માટે કરો છો?'

ત્યાં નમિરાજર્ષિ પણ એનો જવાબ નથી આપતાં.

તે વખતે છેલ્લે કરકંડૂ બોલે છે કે 'આ બધાં કોઈના અહિત માટે નથી કહેતાં, પણ હિત માટે જ કહે છે.

આમાં કોઈ દોષવાળું નથી. બધાં નિર્દોષ છે. મારાં હિત માટે જ કહે છે. મેં સળીનો સંચય કર્યો, માટે આ કહે છે.' આમ કહીને પોતે ત્યાં સળીનો ત્યાગ કરે છે. પછી એ ચારે કેવળજ્ઞાન પામીને મોક્ષે જાય છે.

આ રીતે નમિપ્રવ્રજ્યા અધ્યયનમાં (ઉત્તરાધ્યયન સૂત્ર) કહેવામાં આવ્યું છે કે–' ઇચ્છા હુ આગાસ સમા વિસાલા.' જીવને આશા છે, તૃષ્ણા છે. ત્યાં સુધી દુઃખ છે જ. માટે મોક્ષમાં કેવું સુખ કીધું ? 'अभिलापापनीतं'–જે સુખ મળ્યાં પછી કોઈ જાતની અભિલાષા કે સ્પૃહા નથી થતી, તેનું નામ પરમસુખ. કારણ કે અભિલાષા ક્યારે થાય ? અસંતોષ હોય તો જ. અને અસંતોષથી જીવને દુઃખ થાય છે.

ગીતાજીમાં પણ કહ્યું છે કે–જીવને શાન્તિ ક્યાં મળે ? શું કરવાથી શાન્તિ મળે ? શાન્તિ વાતો કરવાથી ન મળે. ત્યાં શ્રીકૃષ્ણે કહ્યું છે કે:

विहाय कामान् यः सर्वान्. पुमाँश्चरति निःस्पृहः ।
निर्ममो निरहङ्कारः, स शान्तिमधिगच्छति ॥

રૂપ, રસ, ગંધ, સ્પર્શ ને શબ્દ–આ બધાંને જ્યારે જીવ તિલાંજલિ આપી દેશે, મારે કોઈની આશા નથી, મારે કોઇ સ્વાર્થ નથી, કોઈની સ્પૃહા નથી. આ બધું મારે શેને માટે જોઇએ ? સ્ત્રી–કુટુંબ–કબીલા અને દોલત–આમાંથી કોઈ મારે માટે નથી, ને કોઈ મારી સાથે નથી આવવાનું, એમ સમજીને જીવને જ્યારે નિઃસ્પૃહભાવ થઇ જાય, નિર્મમત્વભાવ થઈ જાય, 'नाऽहं न मम'–હું કોઇનો નથી, ને મારું કોઇ નથી.

एगोऽहं नत्थि मे कोई, नाहमन्नस्स कस्स वि ।
एवं अदीणमणसो, अप्पाणमणुसासइ ।।

હું એકજ–શુદ્ધાત્મદ્રવ્ય જ છું. મારું કોઇ નથી. જગત્માં કોઇ ચીજ મારી નથી. કોઈ દશ્યમાન વસ્તુ હું સાથે લાવ્યો નથી, ને સાથે લઇ જવાનો નથી. આ બધું વિનશ્વર છે, ચંચળ છે, કાંઈ સ્થિર નથી.

चला लक्ष्मीश्चलाः प्राणाश्चले जीवितयौवने ।
चलाचलेऽस्मिन् संसारे, धर्म एको हि निश्चलः ।।

જગત્માં બધી ચીજો ચંચળ ને નાશવંત છે.'चला लक्ष्मीः' લક્ષ્મી પણ ચાલી જવાની છે. સદા એક સરખી નથી રહેવાની. પ્રાણ પણ ચંચળ છે. દરેક જીવને મરવાનું નક્કી છે. કોઈને વહેલું, કોઈને મોડું, બે વર્ષે, પાંચ વર્ષે, છેવટ સો વર્ષે પણ–જવાનું એ નક્કી છે. અને આ યૌવન અવસ્થા, જ્યાં હંમેશાં ઉન્માદ જ થાય અને સારાં રૂપ, સારાં રસ, સારાં ગંધ, સારાં સ્પર્શ ને સારાં શબ્દો ભોગવવાની ઇચ્છા થાય છે, એ યૌવન પણ સદાકાળ નથી રહેવાનું. આમ આ આખો સંસાર ચલાયમાન છે. તેમાં ધર્મ એ એક જ નિશ્ચલ અને સ્થિર છે.

एक एव सुहृद्धर्मो, मृतमप्यनुयाति यः ।
शरीरेण समं नाशं, सर्वमन्यत्तु गच्छति ।।

તારો મિત્ર કહો, તારી વસ્તુ કહો, તો તે એક 'ધર્મ' જ છે. કેમ? જ્યારે તું ચાલ્યો જઈશ, આ જગત્ને છોડીને

ત્યારે તારી સાથે બીજું કોઈ નહિ આવે. એક ધર્મ જ આવશે. બાકી તો જગતમાં જે વસ્તુઓ અત્યારે દેખાય છે, તે અહીં જ પડી રહેવાની છે.

આવો હૃદયમાં ભાવ થાય ત્યારે—અને 'निर्ममो निरहङ्कारः' પાછું અભિમાન ન થવું જોઈએ, અને મમતા પણ ન થવી જોઈએ. આવું સ્વરૂપ જે કોઇ જીવ પામશે,—ત્યારે જ એને શાન્તિ મળશે. કારણકે જ્યારે નિર્ણય છે કે—દશ્યમાન ચીજો જગત્‌માં તારી રહેવાની નથી, તો પછી એની અભિલાષા શા માટે ? માટે નિરભિલાષામાં જ જીવને શાન્તિ મળશે.

મહારાજા ભોજ એક દિવસ રાતે અગાશીમાં—ચન્દ્રશાલામાં—આમથી તેમ ટહેલે છે. ચંદ્રમા પૂર્ણસ્વરૂપે ઉગ્યો છે. રાજાને ઊંઘ નથી આવતી એટલે અગાશીમાં ફરે છે. એ વખતે એના હૈયામાં ઉમળકો આવે છે. એ ત્યાં વિચાર કરે છે કે—મારાં સ્વજનો કેવાં ? મારૂં કુટુંબ કેવું છે? મારાં હાથી ને ઘોડા પણ કેવાં છે? મારે કેવો આનંદ છે? આ જગત્‌માં મારા જેવો સુખી કોણ હશે? આવા વિચારમાં ને ઉમળકામાં રાજા બોલે છે.:—

'चेतोहरा युवतयः स्वजनोऽनुकूलः ।
सद्‌बान्धवाः प्रणयगर्भगिरश्च भृत्याः ।
वल्गन्ति दन्तिनिवहास्तरलास्तुरङ्गाः ।

આ ત્રણ ચરણ બોલીને રાજા અટકી ગયા. એક શ્લોકના ચાર ચરણ—ચાર પાદ હોય, એમાં ત્રણ પાદ પોતે બોલ્યા. એમાં એ શું બોલ્યાં છે? તો 'चेतोहरा युवतयः'

મારાં અંતઃપુરમાં કેવી યુવતીઓ છે ? મારાં હૃદયનું હરણ કરનારી એ મારી રાણીઓ છે. અને મારો સ્વજનવર્ગ–મારાં સગાં વહાલાં બધાં ય મને અનુકૂળ છે. કોઈ મારું પ્રતિકૂળ ચિંતવતું નથી, તેમ મારું પ્રતિકૂળ કરનાર પણ નથી. આવાં તો મને સ્વજનો મળ્યાં છે.

અને–'सद्बान्धवाः'–મને બંધુઓ પણ ઉત્તમ મળ્યાં છે, અને મારાં નોકરો પણ કેવાં ? તો–'प्रणयगर्भगिरश्च भृत्याः'–પ્રેમથી ભરપૂર અને વિનયથી ને શ્રદ્ધાથી ભરેલી એવી વાણી બોલનારા મારાં નોકરો છે. એક બોલાવું ત્યાં પાંચ હાજર થાય, અને મીઠી ભાષા બોલે. પ્રેમભાવ એમની વાણીમાં પડેલો છે.

'અને બીજું શું છે ? તો वल्गन्ति दन्ति निवहास्तरलास्तुरङ्गाः'– દંતી કહેતાં હાથીઓ, અને ઘોડાઓ પણ વાયુવેગે ચાલનારા છે. ઘોડાઓ પણ હણહણાટ ને હેષારવ કરી રહ્યાં છે. આવાં હાથી ને ઘોડાઓથી ભરપૂર તો મારું સૈન્ય છે. ઓહોહો ! મારાં જેવો આનંદ કોને હશે ? મારાં જેવો સુખી કોણ હશે ?

આમ મહારાજા આ બધાંનો આનંદ અનુભવી રહ્યાં છે, ને ફરતાં ફરતાં વારંવાર ત્રણ પાદ બોલે છે. પણ ચોથું પાદ નથી બોલાતું. ત્રણ તો બોલ્યાં, પણ ચોથામાં શું બોલવું ? એ સૂઝતું નથી.

હવે કુદરતે એવું બન્યું કે– એક ચોર તે વખતે ચોરી કરવા આવ્યો હતો. એ કવિ હતો. કેટલાંક કવિ

તો હોય, પણ એને આવી ચોરીની ટેવ પણ હોય છે. આ પણ કવિ હતો. વિદ્વાન્ બ્રાહ્મણ હતો. પણ એ એટલો ગરીબ કે ઘરમાં ખાવાનું પણ નહોતું. એટલે એને ચોરી કરવાનો વિચાર થયો. એને થયું કે : 'भट्टिर्नष्टो भीमसेनोऽपि नष्टः'—ભટ્ટી ને ભીમ–જેટલાં 'ભ' વાળાં કવિ હતાં–એ નષ્ટ થયા. ને હું એક 'ભ' વાળો રહ્યો છું. માટે સારા માણસનું ઘર ફાડવું. ગમે તેને ત્યાં શું કરવા જવું? રાજાને ઘેર જ ચોરી શા માટે ન કરવી? આમ વિચારીને એ રાજમહેલમાં ચોરી કરવા પેસી ગયો. રાજમહેલમાં તો ઘણાં ચોકીદાર ને પહેરેગીર હોય, પણ એ બધાંની નજર ચુકવીને આ પેસી જાય છે.

એ ચોરી કરવાની તૈયારી કરે છે, ત્યાં એણે રાજાની આ કવિતા સાંભળી. એ સાંભળીને એ બધું ભૂલી જાય છે. કવિ છે ને? ગમે તેવું કામ કરવા આવ્યો, પણ છે તો વિદ્વાન્ ને? એનું ધ્યાન રાજાની કવિતામાં ગયું.

રાજા તો ત્રણ ચરણ બોલ્યાં કરે છે. જ્યાં એ ત્રીજું ચરણ બોલ્યાં, ત્યાં જ આ કવિને ઉમળકો આવી ગયો. એ બધું ભૂલી ગયો કે–હું ચોરી કરવા આવ્યો છું, ને ક્યાં બોલું? મને કોઈ પકડી લેશે તો? એવો એને વિચાર જ ન આવ્યો, ને એકદમ બોલી ઊઠયો :"संमीलने नयनयो र्न हि किञ्चिदस्ति ॥"

આ અવાજ સાંભળીને ભોજરાજા પણ વિચારમાં પડી ગયાં કે 'આ કોણ બોલે છે? આવી મધરાતે મારાં

મહેલમાં આવીને આવું બોલનાર કોણ છે? એવો વિચાર કરતાં હતાં, ત્યાં જ પેલો બોલ્યો: 'હે ભોજરાજા! તારી આ બધી વાત સાચી છે. તારી પાસે આવી રાણીઓ, આવાં બંધુઓ ને નોકરો, આવો વૈભવ, હાથી ને ઘોડાં બધું ભલે હોય, પણ હે રાજન્! યાદ રાખજે કે–જ્યારે તારી બે આંખો મીંચાઇ જશે–અને જરૂર મીંચાશે જ–તે દિવસે આમાંથી કોઈ વસ્તુ તારી નથી. તારી સાથે આવવાની નથી.'

આમ એક જ શબ્દમાં આખાં જગત્‌ને બોધ આપી દે છે. જન્મ્યો એને મરવું નક્કી છે. વહેલો કે મોડો, છેવટે સો વર્ષે પણ તું ચાલ્યો જઇશ, ત્યારે તારું કાંઇ નથી.

રાજાના હૃદયમાં આ લાગી જાય છે. એ તપાસ કરે છે કે–આ બોલનાર કોણ છે? ત્યારે પેલો હાજર થાય છે.

રાજા પૂછે છે:'તમે કોણ છો? અને અહીં અત્યારે શા માટે આવ્યાં છો?' પેલો કહે છે: 'મહારાજ! હું વિદ્વાન્ કવિ છું, અને અહીં ચોરી કરવા માટે આવ્યો છું. ત્યાં તમારી કવિતા સાંભળી એટલે મારાથી ન રહેવાયું, માટે હું આ બોલી ગયો.'

આ સાંભળીને રાજા એને ઈનામ આપીને છોડી મૂકે છે. પણ એને હૃદયમાં બોધ થઇ જાય છે.

માટે જ કીધું છે કે–'चला लक्ष्मीः' –જગત્‌માં બધું ય ચંચળ છે. નાશવંત છે. મારું કાંઇ નથી, એવી નિષ્કામ-વૃત્તિ જીવ રાખશે, તો એને સુખ મળશે. અને આવું સુખ–પરમસુખ–મોક્ષમાં જ છે.

સંસારથી નિર્વેદ પામેલાં આત્માને આવાં પરમાનંદની–મોક્ષની અભિલાષા થાય છે. એ મેળવવા માટે શું કરવું જોઈએ ? તો સ્વ અને પરનો ઉપકાર કરવો જોઈએ. એમાં પણ પારકાનો ઉપકાર પહેલાં કરવો જોઈએ. તો જ આશયની નિર્મળતા અને હૃદયની વિશાળતા, ઉદારતા થાય.

એ પરોપકાર કેટલાં પ્રકારનો છે? એ કઈ રીતે કરવો જોઈએ ? દેવવાચક ગણિ નંદિસૂત્ર શા માટે કરે છે ? અને એ કયા ઉપકારરૂપ છે ?એ બધું સ્વરૂપ અગ્રે અધિકાર.






इह सर्वेणैव० ॥

ગ્રંથકાર મહારાજા આ નંદિસૂત્રની પ્રસ્તાવના બાંધતા કહે છે કે—આ શા માટે અને કેમ કરવું જોઈએ? આ શાસ્ત્ર કેરવાનું પ્રયોજન શું? એ પ્રયોજન બતાવતાં વચમાં સંસારનું સ્વરૂપ બતાવ્યું કે—આ સંસાર દુઃખમય છે. એ દુઃખમાંથી છૂટવા માટે જીવ મોક્ષની અભિલાષા કરે છે. પણ એ મોક્ષ મળે ક્યારે? તો મોક્ષ મેળવવા માટે જીવે પરોપકારમાં યત્ન કરવો જોઈએ. અને પરોપકાર ક્યારે થાય? હૃદયની મહાન્ ઉદારતા હોય, આશયની નિર્મળતા હોય, ત્યારે જ જીવ પરોપકાર કરી શકે છે. અને તો જ એને મોક્ષ મળે છે. આ પછી મોક્ષનું સ્વરૂપ પણ બતાવ્યું કે:

> यन्न दुःखेन संभिन्नं, न च भ्रष्टमनन्तरम् ।
> अभिलाषापनीतं च, तज्ज्ञेयं परमं पदम् ॥

પરમપદની વ્યાખ્યા હરિભદ્રસૂરિજી મહારાજાએ, અષ્ટક પ્રકરણ નામના ગ્રન્થમાં આ કરી છે. ઉપનિષદ્‌માં ને વેદમાં પણ એ જ વ્યાખ્યા છે. તેમાં કહે છે કે: જે દુઃખથી મિશ્રિત નથી, જે મળ્યાં પછી પાછું ચાલ્યું જવાનું નથી,

અને જે મળ્યાં પછી બીજા સુખની અભિલાષા પણ નથી થવાની, આવું જે સ્થાન છે તેનું નામ મોક્ષ છે; તે જ પરમપદ છે. પરમાનંદ સ્વરૂપ છે.

અહીં શિષ્ય શંકા કરે છે કે–'હે પ્રભો! આપે બધું કહ્યું. મોક્ષનું સ્વરૂપ બતાવ્યું. મોક્ષની પ્રાપ્તિ ભવ્યને જ થાય, એ બતાવ્યું ને ભવ્યનું સ્વરૂપ પણ બતાવ્યું. પણ એક શંકા મારી બાકી રહી છે કે મોક્ષમાં ખાવાનું નથી, પીવાનું નથી, રહેવાનું ઘર નથી, પહેરવાને કપડાં નથી, તો પછી ત્યાં સુખ કઇ રીતે? એ મને કહો'

ગુરુ મહારાજા પણ મોક્ષના સ્વરૂપમાં આ અવશેષ રહ્યું હતું, તે કહે છે કે–'હે શિષ્ય! તારી શંકા વ્યાજબી છે. તને હું જવાબ આપીશ. પણ પહેલાં તને એક પ્રશ્ન પૂછું કે–'ખાવામાં સુખ શું છે? આનો મને જવાબ આપ.

કારણ કે-ખંજોળવાનું મન કયારે થાય? ખણ આવે ત્યારે. કરકંડૂને ખણ આવતી હતી, માટે એમને સળી રાખવી પડતી હતી. પણ જેને ખણ નથી આવતી, એને ખંજોળવાની ઇચ્છા જ નથી થતી. એને ખંજોળવાની જરૂર નથી. એ જ રીતે ખાવાનું સુખ માન્યું પણ ખાવાનું મન કેમ થાય? કારણ હોય તો જ કાર્ય થાય.'

અહીં ગુરુ મહારાજા શિષ્યને એ જ કહે છે કે–તને આ શંકા છે, તો પહેલાં તું આ વાતનો જવાબ આપી દે પછી હું તને તારાં પ્રશ્નનો જવાબ આપીશ. કેમકે–તને શંકા થઇ. શંકા થઈ એટલે જિજ્ઞાસા થઈ અને પછી પ્રશ્ન

થયો. એટલે તને યોગ્ય જાણીને હું જરૂર જવાબ આપીશ. તને જિજ્ઞાસા થઈ, એટલે તું જરૂર યોગ્ય જ છે. કારણ કે–જીવને જિજ્ઞાસા થવી, જાણવાની ઇચ્છા થવી, એ પણ મહાદુર્લભ છે.

ગીતાજીમાં પણ કહ્યું છે કે–'जिज्ञासुरपि योगस्य, शब्दब्रह्माऽतिवर्त्तते,'–જેને યોગના સ્વરૂપની જિજ્ઞાસા થઇ, એ જીવ શબ્દબ્રહ્મને પણ ઓળંગી જાય છે. 'ज्ञातुमिच्छा जिज्ञासा' વસ્તુના સ્વરૂપને–ગુણને જાણવાની ઇચ્છા, એનું નામ જિજ્ઞાસા. એ જિજ્ઞાસા હોય તો મઝા આવે.

તમે વ્યાખ્યાનમાં આવો પણ જિજ્ઞાસાથી આવો ને બેસો તો તમને મઝા આવે. પણ ઊંઘો, ઝોકાં ખાવ, તો મઝા ન આવે. એવાં શ્રોતા હોય તો વકતાને પણ મઝા ન આવે.

શ્રોતા–વકતાના ગુણ આગળ આવે છે. કેટલાંક શ્રોતા વકતાના દોષ જ શોધે. **જેમ પેલી ઈતરડી ગાયના આંચળ પર બેસે, પણ એ એનું લોહી જ પીએ. એ દુધ ન પીએ. એમ કેટલાક શ્રોતા વકતાનો દોષ જ શોધતાં હોય છે.** એને જિજ્ઞાસા ન હોય. આવાં શ્રોતાને શાસ્ત્રમાં મહિષની–પાડાની–ઉપમા આપી છે. પાડો પાણી તો પીએ, પણ બધું ડહોળી નાખે પછી જ પીએ. ગંદુ કરીને જ પીએ. એના જેવાં આ શ્રોતાઓ હોય છે.

પણ જેને જિજ્ઞાસા હોય, નવુંનવું તત્ત્વ મેળવવાની ઇચ્છા હોય, એવો શ્રોતા તો 'शब्दब्रह्माऽतिवर्त्तते' –શબ્દ-

બ્રહ્મને પણ ઓળંગી જશો. શબ્દ એ પણ બ્રહ્મ છે. આત્માનું સ્વરૂપ, મોક્ષનું સ્વરૂપ, એ બધું શબ્દમાં કહેલું છે. એને પણ એ ઓળંગી જશો.

અને તમે ક્યાં જશો ? કયા વક્તા પાસેથી તમે તત્ત્વ મેળવશો ? બધાં પાસે તમે નહિ જાવ. બધાં પાસેથી તત્ત્વ નહિ મળે. પણ કોની પાસેથી મળશે ? તો 'अनाग्रहादेव वक्तुः सकाशात् तत्त्वाधिगमो भवति—જેના હૃદયમાં કોઈ જાતનો કદાગ્રહ નથી—મારું તે સાચું નહિ પણ સાચું તે મારું છે. ભગવંતે કહ્યું તે જ સાચું અને સારું છે. હું તો છદ્મસ્થ છું—આવો અભિમાન વિનાનો જે વક્તા હોય તેની પાસેથી ખરું તત્ત્વ મળે. અને આવો વક્તા, જે એકાંત હિતને માટે જ કહે છે, તેને—एकान्ततो लाभः'–એકાંતે લાભ થાય જ છે. શ્રોતાને તો થાય કે ન થાય. અને શ્રોતા પણ કેવો હોય કે જે ગુરુમહારાજ પાસેથી–વક્તા પાસેથી–સાચું તત્ત્વ મેળવી શકે ? ત્યાં કહ્યું છે કે : 'मध्यस्थो बुद्धिमानर्थी, श्रोता पात्रमिति स्मृतः'.

પહેલી તો એનામાં મધ્યસ્થવૃત્તિ જોઈએ. કોઈ એક વિચારમાં, એક બાજુમાં કે કદાગ્રહમાં એ સપડાઈ ગયો ન હોવો જોઈએ. 'મારે તો સાચું તત્ત્વ–સાચું સ્વરૂપ જાણવું છે,' એવો મધ્યસ્થ હોય તેને જ તત્ત્વ મળે.

વળી એ બુદ્ધિમાન્ જોઈએ. એનામાં સમજણ શક્તિ જોઈએ. મધ્યસ્થ તો હોય, પણ સમજણ ન હોય તો ભેંસ આગળ ભાગવત જેવું થાય.

મધ્યસ્થ હોય, સમજણવંત હોય, તો પણ એ અર્થી એટલે જિજ્ઞાસાવાળો હોવો જોઈએ. દરેક કામમાં પ્રયોજન અને ફળ હોય. વ્યાખ્યાનમાં જઈશું તો સારું તત્ત્વ જાણવા મળશે, એનું નામ જ જિજ્ઞાસા. આવી જિજ્ઞાસા જેનામાં હોય એ જ શ્રોતા બનવા માટે લાયક છે. યશોવિજયજી મહારાજાએ ત્રીજી યોગદૃષ્ટિમાં પણ એ જ બતાવ્યું છે.

યોગની આઠ દૃષ્ટિઓ છે. મિત્રા, તારા, બલા, દીપ્રા, સ્થિરા, કાન્તા, પ્રભા, અને પરા. આ આઠ દૃષ્ટિમાં આત્માના વિકાસનો ક્રમ બતાવ્યો છે. આત્માનો અમુક વિકાસ એ પહેલી દૃષ્ટિ. એથી થોડો વધુ વિકાસ એ બીજી દૃષ્ટિ. એમ કરતાં આઠમી દૃષ્ટિ આવે ત્યારે કેવળજ્ઞાન થાય.

એમાં ત્રીજી દૃષ્ટિના સ્વરૂપમાં બતાવ્યું છે કે—આ દૃષ્ટિવાળા જીવને 'હું ક્યારે જાઉં, ને વચન સાંભળું?' એવી શુશ્રૂષા—જિજ્ઞાસા હોય: અને તો જ એને એ વચન પરિણમે. નહિ તો એક કાને સાંભળે ને બીજા કાને નીકળી જાય.

> શુશ્રૂષા—સાંભળવાની અભિલાષા—શું છે? તો કહે છે:
> સરી એ બોધ—પ્રવાહનીજી, એ વિણ શ્રુત થલકૂપ,
> શ્રવણ સમીહા તે કિસીજી શયિત સુણે જિમ ભૂપ રે
> જિનજી! ધન ધન તુમ ઉપદેશ...."

શુશ્રૂષા એ કૂવાની 'સર' જેવી છે. જેમ—એક કૂવો તો ખોદ્યો, પણ એમાં 'સર' હોય તો પાણી નીકળે, તો

પાણીનો ધોધ ચાલુ જ રહે. નહિ તો એ કૂવો નકામો. એવી રીતે આત્માને સાંભળવાની ઇચ્છા –જિજ્ઞાસા–હોય, એ 'સર' કહેવાય. એ જેને હોય, એનો જ્ઞાનનો પ્રવાહ કોઈ દિ' સૂકાય નહિ. એટલે વિચારના-શાસ્ત્રના બોધરૂપ પાણીનો જે પ્રવાહ, એને માટે આ જિજ્ઞાસા 'સર' કહેવાય. એ 'સર' ન હોય તો સાંભળેલી વસ્તુ થળીનો કૂપ કહેવાય. જેસલમેરના રણમાં થળીના કૂવા હોય. એ ૩૦૦–૩૦૦ ફૂટ ઊંડા હોય, પણ એમાં 'સર' ન હોય. એટલે પાણી ન આવે. સૂકાઈ જાય. તેમ જિજ્ઞાસા ન હોય તો જ્ઞાનનો પ્રવાહ પણ સૂકાઈ જ જાય.

અને જેમ બાદશાહ તકિયા ગાદી પાથરીને બાદશાહીથી બેઠાં હોય, ને વાત સાંભળે, પણ એને જિજ્ઞાસા નથી. તમે બોલો, એ સાંભળે, ને એને ઊંઘ આવે તો સારું. એનું નામ શુશ્રૂષા–શ્રવણ સમીહા–ન કહેવાય.

પણ સાચી જિજ્ઞાસા કોને કહેવાય ? તો સાચી જિજ્ઞાસા હોય એને તો–

"મન રીઝે તનુ ઉલ્લસેજી, રીઝે બુઝે એકતાન,
તે ઈચ્છા વિણુ ગુણ કથાજી, બહેરાં આગળ ગાન રે
....જિનજી."

મનમાં આનંદ આનંદ થઈ જાય. એ આનંદથી એના શરીરના રુંવાડા ખડા થઈ જાય. એકતાન થઈ જાય. શ્રવણમાં તન્મય બની જાય.

અને આવી ઈચ્છા ન હોય–ન થાય, તો તો પછી બહેરાં આગળ ગાવાનું થઇ જાય. એને સાંભળવું નકામું થઈ જાય.

માટે આવી જિજ્ઞાસા જેને હોય તે શ્રોતા કહેવાય. અને તે શ્રોતા પાત્ર કહેવાય. એ રીતે જે વક્તાના હૃદયમાં કોઈ જાતનો કદાગ્રહ નથી, એ વક્તા પાત્ર કહેવાય. આવો વક્તા ને આવો શ્રોતા–બંને જ્યારે ભેગાં થાય, ત્યારે તત્ત્વ મળે.

અમારા મોટાં મહારાજજી કહેતાં કેઃ ડહેલાના ઉપાશ્રયના એક પાનાચંદભાઈ નામે શ્રાવક હતા. એ અંધ હતા. પણ વિદ્વાન્ બહુ હતા. ભગવતીજી ને લોકપ્રકાશ જેવાં ગ્રંથો એમને કંઠસ્થ જેવા હતાં. ભગવતીજીના આ શતકમાં આ ઉદ્દેશમાં આ વસ્તુ છે, એમ તેઓ કહી દે. આટલું જ્ઞાન છતાં એમને વ્યાખ્યાન સાંભળવાની ને પ્રભુના વચન શ્રવણ કરવાની ઉત્કટ ઇચ્છા હતી. કાયમ વ્યાખ્યાન સાંભળે.

પણ એ વખતે સાધુઓ ઘણાં ઓછાં. માંડ દશ પંદર હશે. જ્યારે ઘણીવાર ગામમાં કોઇ સાધુ મહારાજનો યોગ ન હોય, તો તેઓ છોકરાને પાસે બેસાડે, ને ઉપદેશની ચોપડીઓ એની પાસે વંચાવીને પોતે સાંભળે. અને કોઇ દિવસ શ્રીપૂજ્ય–યતિ વક્તા આવ્યા હોય, તો ત્યાં સાંભળવા જાય.

ત્યાં કોઇકે એમને પૂછેલું કેઃ તમે આટલાં વિદ્વાન્ છો, આવાં ડાહ્યા છો, તો ય તમે આ જતિઓ પાસે જાવ છો?

ત્યારે પાનાચંદભાઇ કહેતાં : ભાઇ! મારે તો પ્રભુનું વચન સાંભળવાની ઇચ્છા છે, તેથી જઉં છું. હું જતિ પાસે નથી જતો, પણ પ્રભુનું વચન સાંભળવા જઉં છું. અને એ ભલે જતિ છે, શિથિલ છે. પણ 'ભગવાને કહ્યું તે જ સાચું છે' એવી શ્રદ્ધા-સમ્યક્ત્વ તો એમને છે ને? તો પછી એમની પાસે પ્રભુની વાણી સાંભળવા જવામાં શો વાંધો છે?

સાધારણ સાધુ હોય, તેને તેઓ લોકપ્રકાશ વંચાવતા. એના ચાર ભાગ છે. દ્રવ્ય લોક પ્રકાશ, ક્ષેત્ર, કાળ અને ભાવ લોક પ્રકાશ. વિનયવિજયજી મહારાજે એ રચ્યો છે. પન્નવણાજી, સૂરપન્નત્તી ને ચંદપન્નત્તી પણ વંચાવે. એ મુનિને વ્યાખ્યાન વાંચવું હોય ત્યારે આગલે દિવસે એમને વ્યાખ્યાન તૈયાર કરાવે. બીજે દિવસે એ મુનિ વ્યાખ્યાન વાંચે, ત્યારે પાનાચંદભાઇ સામે સાંભળવા બેસે. જીકારો પણ દે. ત્યાં એમને એમ ન થતું કે 'મેં જે કહ્યું છે, શીખવાડ્યું છે., તે જ વાંચવાના છે, એમાં મારે શું સાંભળવું'તું?' કેટલી એમની નમ્રતા હશે?

ત્યારે કોઇક પૂછે: પાનાચંદભાઇ! આમાં તમને શું આનંદ? આ તો તમે તૈયાર કરાવેલું જ બોલવાના છે.

તો તેઓ કહેતાં–" સમજો એને આમાં ઘણો આનંદ છે. મેં ભલે એમને વંચાવ્યું છે, પણ હું તો ગમે તેવો તો ય ગૃહસ્થ છું. અઢારે પાપસ્થાનકમાં પડેલો છું. અને આ તો મુનિમહારાજા છે.

ત્યાગી મહાપુરુષ છે. એમના સુખને ફરસીને જે શબ્દો નીકળે, એ મને સાંભળવા ક્યાંથી મળે ?"

કેટલો એમને રાગ હશે ? કેટલું બહુમાન હશે ? કેવી જિજ્ઞાસા હશે ? માટે જ જ્ઞાની ભગવંતો કહે છે કે–'મન રીઝે તનુ ઉલ્લસેજી, રીઝે બુઝે એકતાન.' એને તો આનંદ આનંદ થઈ જાય. અને એકતાનતા આવી જાય.

આનંદઘનજી મહારાજાએ શાંતિનાથ ભગવાનનું સ્તવન બનાવ્યું છે. એમાં એ ભગવાનને પૂછે છે કે : હે પ્રભો ! શાંતિનું સ્વરૂપ અમને બતાવો. શાંતિ કોને કહેવાય, ને એનું સ્વરૂપ શું ? એ અમને સમજાવો.

સ્તવન અનેક પ્રકારના હોય છે. કોઈમાં ભગવાનના ગુણોની સ્તુતિ હોય, કોઈમાં પ્રશ્નોત્તર પણ હોય. અહીં પ્રશ્નોત્તર છે. ત્યાં પ્રભુ એમના મોઢે એ પ્રશ્નનો જવાબ બોલાવે છે. એમા કહ્યું છે કે—

"ધન્ય તું આતમા જેહને, એહવો પ્રશ્ન અવકાશ રે."

ભગવાન એમને જવાબ આપતાં કહે છે કે શાંતિનું સ્વરૂપ હું તને કહું છું. પણ એ પહેલાં કહું છું કે–'તને શાંતિનું સ્વરૂપ શું ? ને એ કઇ રીતે પમાય ? આવી જિજ્ઞાસા થઇ, એ માટે હે આત્મા ! તને ધન્યવાદ ઘટે છે,'

આ પણ શું બતાવે છે ? કે આવી જિજ્ઞાસા હોય, તો જ શ્રોતા બનાય. તો જ યોગ્ય બનાય.

અહીં શિષ્યને પણ આવી જ જિજ્ઞાસા છે. એ ગુરુ-

મહારાજને પ્રશ્ન કરે છે કે : મોક્ષમાં ખાવાનું-પીવાનું કશું જ નથી, છતાં ત્યાં સુખ શું ? એ મને સમજાવો.

ત્યારે હરિભદ્રસૂરિ મહારાજા કહે છે—

किंफलोऽन्नादिसंभोगो ?, बुभुक्षादिनिवृत्तये ।
तन्निवृत्तेः फलं किं स्यात् ?, स्वास्थ्यं, तेषां तु तत्सदा ॥

ગુરુમહારાજા શિષ્યને સમજાવે છે કે : જીવને ખાવાની ઇચ્છા ક્યારે થાય ? ભૂખ લાગે તો. લાડવા ખાધાં હોય, પેટ ભરેલું હોય, તો ભૂખ નહિ લાગે. એટલે પહેલું તો ભૂખનું દુઃખ. પછી ખાય. ખાધાં પછી મળમૂત્રનું દુઃખ. એમાં તાવ આવે કે માંદા પડીએ તો ય દુઃખ. ને કદાચ મરી જઇએ તો ય દુઃખ. એટલે ખાવામાં સુખ તો છે, પણ એ અનેક દુઃખોથી ભરપૂર છે. તે છતાં હે શિષ્ય ! તું કહે છે કે- સિદ્ધના જીવોને ખાવાનું નથી, તો એમને સુખ શું ? તો હવે હું તને પૂછું છું કે- 'તેં અન્ન ખાધાં, તો તને સુખ શું થયું ? એ કહે.'

ત્યારે શિષ્ય કહે છે : 'बुभुक्षादिनिवृत्तये'. મને ખાવાની ઇચ્છા થઈ. કડકડતી ભૂખ લાગી. પછી મેં ખાધું, એટલે મને તૃપ્તિ થઈ. ખાવાની અભિલાષા મટી ગઈ. એ મને સુખ થયું.

ગુરુમહારાજા કહે છે: તારી વાત ખરોખર છે. હવે- તારી અભિલાષા નિવૃત્ત થઈ, એનું તને ફળ શું થયું ? એ મને કહે.

શિષ્ય કહે છે: પ્રભો! મેં નહોતું ખાધું, ત્યાં સુધી મારું ચિત્ત આકુળવ્યાકુળ થઈ ગયું હતું. કોઈ કામમાં ચોંટતું ન હતું. પણ ખાવાથી મને 'સ્વસ્થતા' આવી ગઈ. ભૂખ ટળી, એટલે હું પાછો મારા સ્વરૂપમાં–સ્વસ્થતામાં આવી ગયો. મારું ચિત્ત કામમાં લાગી ગયું. ઉદ્વેગ ન રહ્યો.

ત્યારે–किंफलोऽन्नादिसंभोगः ? અન્ન ખાવાનું ફળ શું ?

તો– बुभुक्षादिनिवृत्तये ।–ભૂખની નિવૃત્તિ થવી એ.

અને–तन्निवृत्तेः फलं किं स्यात् ? ભૂખની નિવૃત્તિ થવાથી શું ફળ મળે?

તો– स्वास्थ्यं,– આત્માની આકુળતા મટી જાય, સ્વસ્થપણું આવી જાય, એ જ એનું ફળ.

હવે ગુરુમહારાજા પૂછે છે કે: ભાઈ! જે આત્મામાં સ્વાસ્થ્ય આવી જાય, એને પછી ખાવાની જરૂર ખરી? શિષ્ય ના કહે છે. એટલે ગુરુ કહે છે,– 'તો હે શિષ્ય! तेषां-सिद्धिनाथानां तत्–स्वास्थ्यं सदा-सर्वदा वर्तते,–મોક્ષમાં બેઠેલાં સિદ્ધોને બુભુક્ષા જ નથી, ખાવાની ઇચ્છા જ નથી. અને એમને હમેશાં સ્વસ્થપણું રહે છે, માટે એમને ખાવાની જરૂર જ નથી. ખણુ નથી માટે ખંજવાળવું ય નથી.'

મોક્ષમાં જીવને ક્ષુધાવેદનીય કર્મ નથી. કર્મ આઠ છે. એમાં ભૂખ લગાડવી એ વેદનીય કર્મનું કામ છે. એ કર્મ જ્યારે ઉદયમાં આવે, ત્યારે આત્માને ભૂખ લાગે. સિદ્ધોને એ ઉદયમાં નથી. કારણકે એમના બધાં કર્મો નાશ

પામ્યાં છે. તેમાં વેદનીય કર્મ પણ નાશ પામ્યું છે. માટે એમને ભૂખ લાગતી નથી.

બીજું પણ ધ્યાન રાખજે કે–હંમેશાં પુદ્ગલ પુદ્ગલને ખેંચે છે. લોહચુંબક લોઢાને ખેંચે. જીવમાં જ્યાં સુધી આઠ કર્મના પુદ્ગલો પડ્યાં છે, ત્યાં સુધી એ આહાર આદિના પુદ્ગલો ખેંચે–ગ્રહણ કરે. પણ સિદ્ધ ભગવાનને તો ઔદારિકાદિ શરીર નથી. માટે એમને આહાર વગેરેના પુદ્ગલો નથી લેવાના. કર્મનો ઉદય નથી, માટે શરીર નથી. અને એ કારણે આહારાદિક પણ નથી લેવાના. માટે એમને કોઈ કાળે ભૂખ નથી લાગવાની. એમને હંમેશાં સ્વસ્થતા છે, માટે આહારની જરૂર નથી.

આહાર એ પરવશતા છે. એમને કોઈની પરવશતા નથી. સંસારના દરેક સુખ પરાધીન છે. અને 'सर्वं परवशं दुःखं' પરાધીનતા એ જ દુઃખ છે. ખરેખરું સુખ તો–"आत्मवशं' આત્મામાં રહેવું તે જ છે. આવું સ્વાધીન સુખ મોક્ષમાં જ છે.

એ મોક્ષ મેળવવા માટે દરેક જીવને અભિલાષા થાય છે. કારણકે સંસારથી એ દુઃખ પામ્યો છે. એ દુઃખ એનાથી સહન નથી થતું. એમાંથી છૂટવા માટે એને મોક્ષની જ ઈચ્છા થાય. પણ એ મળે ક્યારે ?

ત્યાં બતાવ્યું છે કે–મોક્ષ મેળવવા માટે તું પરોપકાર કર. જગતનું કલ્યાણ કરવાનું મન થાય ત્યારે જ પરોપકાર થાય. કલ્યાણ–ભાવમાં તો મૈત્રી–પ્રમોદ–કરુણા ને માધ્યસ્થ્ય એ ચારે ભાવનાઓ છે, એ ચારે ય હોય, ત્યારે જ પરો-

પકારવૃત્તિ થાય છે. એ તારે—મોક્ષની અભિલાષા કરનારે—કરવી જોઈએ, એમ ગ્રંથકાર મલયગિરિ મહારાજા કહે છે.

એ પરોપકાર કેટલાં પ્રકારના છે? તો બે પ્રકારના બતાવે છે. એક દ્રવ્યથી પરોપકાર, બીજો ભાવથી પરોપકાર.

જગતમાં જીવો જુદી જુદી જાતના હોય છે. કેટલાંક પોતાનો સ્વાર્થ છોડી બીજાનું સુધારે. કેટલાંક પોતાનું ન બગાડે ને બીજાનું સુધારે. કેટલાંક વળી પોતાની ખીલી માટે પારકાનો મહેલ તોડે એવાં હોય છે. આ બધાંનું સ્વરૂપ કીધું છે કે :—

एके सत्पुरुषाः परार्थघटकाः स्वार्थं परित्यज्य ये
सामान्यास्तु परार्थमुद्यमभृतः स्वार्थाऽविरोधेन ये ।
तेऽमी मानुषराक्षसाः परहितं स्वार्थाय निघ्नन्ति ये
ये तु घ्नन्ति निरर्थकं परहितं ते के न जानीमहे ॥

આમાં—પરોપકારમાં—જીવના ચાર સ્વરૂપ બતાવ્યાં છે. એક ઉત્તમ પ્રકારના છે. બીજાં મધ્યમ છે. ત્રીજા અધમ કોટિના છે. અને એક ચોથાં પણ છે. પણ એને કઈ કોટિમાં મૂકવા? એની અમને પણ ખબર નથી.

ત્યારે શિષ્ય કહે છે— એ બધાંનું સ્વરૂપ અમને બતાવો તો ખરાં? એટલે ગુરુમહારાજા એ ચારે પ્રકારના જીવોનું સ્વરૂપ બતાવે છે. કઈ રીતે? તે અગ્રે અધિકાર....






एके सत्पुरुषाः परार्थघटकाः० ॥

શાસ્ત્રકાર મહારાજાએ સૌથી પહેલાં સંસારનું સ્વરૂપ બતાવ્યું. તે પછી મોક્ષનું સ્વરૂપ બતાવ્યું. એ મેળવવા માટે સ્વ અને પરનો ઉપકાર કરવો, અને એમાં પણ પરોપકારમાં વિશેષ વૃત્તિ રાખવી, એમ કહ્યું. એ પરોપકાર ક્યારે થાય ? તો કીધું કે-'आशयविशुद्धौ सत्यां'-હૃદયના આશયની મહાન્ વિશુદ્ધિ હોય તો જ પરોપકાર થાય.

વચમાં એ પણ કહી દીધું કે-આત્માને દરેક કામમાં જિજ્ઞાસા જોઈએ. વ્યાખ્યાન શ્રવણ કરવું હોય કે બીજું ગમે તે કરવું હોય, પણ એમાં જિજ્ઞાસા પહેલી જોઈએ.

જિજ્ઞાસા વિનાનો માણસ શ્રોતા ન કહેવાય. જિજ્ઞાસા વિના સાંભળવા બેસે, સાંભળવાની રુચિ ન હોય, તો તો 'મૂરખજનને પ્રભુ-કથા, કાં ઊંઘે કાં ઊઠી જાય'-એ કાં તો ઊંઘે ને કાં તો ઊઠી જાય.

જંગલમાં કાકીડો હોય છે ને?-એની ટેવ હોય છે કે એ હમેશાં માથું હલાવ્યાં જ કરે. એને તમે ના કહો તો ય માથું હલાવે. અને અહીં સભામાં લાવો તો ય એ બેઠો બેઠો માથું ડોલાવ્યાં જ કરે. એને જેમ જિજ્ઞાસા કે

નથી, છતાં ય માથું હલાવ્યાં જ કરે છે, એની
ાસા ને રુચિ વગરના શ્રોતા પણ આમથી તેમ
ાવ્યાં કરે. એને સમજણ કશી ન પડતી હોય.
ંઘતો હોય. અને કેટલાંક તો એવાં હોય કે ઊંઘે,
ું પણ સમાધાન કરે.

આચાર્ય મહારાજ હતા. એ વ્યાખ્યાન કરે.
માખી સાંભળે. એમાં ગામના એક શેઠ પણ આવે.
ાહારાજની સામે બેસે. પણ એમને કાયમ ઝોકાં.

જોઇને આચાર્ય મહારાજ વિચાર કરે કે—આ શેઠ
ામે બેસે છે ને ઝોકાં ખાય છે, એ બરાબર નથી.
ને ઝોકાં ખાય, એ વકતાને ફાવે નહિ. એને
ની મઝા ઊડી જાય.

દહાડો મહારાજથી ન રહેવાયું. એમણે શેઠને
: 'કેમ શેઠ! ઊંઘો છો કેમ?'

ત જ શેઠે કહ્યું: 'ના સાહેબ! ના, હું તો
ાંભળું છું.'

ારાજે પૂછ્યું: 'પણ આંખ તો પટપટાવો છો ને?'
કહે: 'ના ના સાહેબ! ઊંઘતો નથી. આંખ
ાનું ય કારણ છે. ઓલી નિદ્રા રાંડ એવી છે ને,
ાખ્યાન સાંભળવા બેઠો છું તેની ય ખબર એને
ી. એ અહીંયા પણ આવી. એટલે મેં એને રોકવા
મના દરવાજા બંધ કર્યા, બાકી હું ઊંઘતો નથી.

થોડીવાર થઈ. વ્યાખ્યાન ચાલ્યું. ત્યાં શેઠને ફરી ઝોકાં આવ્યા. એમને એની ખબર ન પડે, પણ એ નીચે નમી જાય, એટલે બીજાંને ખબર પડે.

આ જોઈને આચાર્ય મહારાજ કહે: 'અરે શેઠ ! આવો પ્રભુના વચન સાંભળવાનો અવસર આવ્યો ને તમે ઝોકાં કેમ ખાવ છો ?'

શેઠ કહે: 'ના સાહેબ ! હું ઝોકાં ક્યાં ખાઉં છું ?'

'તો પછી આમ નીચે નમી કેમ ગયાં ?'

શેઠ કહે: 'સાહેબ ! ઓલી રાંડ નિદ્રા છે ને, એને મેં અહીં આવવાની ના પાડી, તો ય નહોતી માનતી. એટલે મેં ડોકું નમાવીને એને કીધું કે–લે રાંડ, આવી જા, તારે આવવું હોય તો આવી જા'.

પાછું વ્યાખ્યાન ચાલ્યું. થોડીવાર થઈ, ત્યાં તો શેઠને એવી ઊંઘ ભરાણી કે શેઠ વ્યાખ્યાનની વચ્ચે જ ઢળી પડયા. એ જોઈને આચાર્ય મહારાજ કહે: 'આ શું કર્યું ? તમે તો ના પાડો છો કે ઊંઘ નથી આવતી. તો પછી આમ ઢળી કેમ પડયા ?'

ઊંઘ એ પ્રમાદ છે. અને પ્રમાદની સાથે તો કુસ્તી કરવી જોઈએ. બધાં વચ્ચે એની ફજેતી કરીએ તો એ ન આવે. એટલે જ મહારાજે શેઠને પૂછ્યું: 'તમે ઢળી કેમ પડયા ?'

ત્યારે શેઠ કહે: 'સાહેબ ! આ બધાં બેઠાં છે, ને

બધાં વચ્ચે વાત શું કરું ? મને તો વાત કરતાં ય શરમ આવે છે.'

મહારાજ કહે: 'કહો તો ખરાં. ભલે શરમ આવે. પણ કહો'.

એટલે શેઠ કહે : 'સાહેબ! ઓલી નિદ્રા રાંડને ના પાડી તો ય આવી, એટલે પહેલાં તો દરવાજા જ બંધ કરી દીધાં. તો ય એ રાંડ આવી. એટલે મેં કીધું કે આવી જા રાંડ, આવવું હોય તો આવી જા. આટલું કીધું, ધૂતકારી, તો ય એ તો આવીને ઊભી. રહી એટલે હું તો એને પછાડીને એની પર ચડી જ બેઠો.'

ત્યારે અહીં કહેવાનું શું છે? કે—આવો પ્રમાદ તો તો બધાંને આવે, પણ એને સારો માને, પોતાની ભૂલ કબૂલ ન કરે, ઉલટું સમાધાન જ કરે, એને જિજ્ઞાસુ શ્રોતા ન કહેવાય. એ તો પેલાં શેઠની જેમ કાં ઊંઘે, ને કાં ઊઠી જાય. માટે શ્રોતા તો જિજ્ઞાસુ, મધ્યસ્થ અને બુદ્ધિમાન જોઇએ.

અને વક્તા પણ બધાં જીવોનું એકાંત કલ્યાણ વાંછતો અને અગ્લાનભાવે દેશના આપતો હોવો જોઇએ. તીર્થંકર મહારાજા જ્યારે જ્યારે તીર્થંકર નામકર્મ બાંધે અને ભોગવે છે, ત્યારે એ કર્મ તેઓ ભોગવે કઈ રીતે ? તો 'अगिलाए धम्मदेसणाए'—ખેદ અને ગ્લાનિ રહિતપણે એ દેશના આપે, તો તીર્થંકર નામકર્મ વેદે. ગમે તેટલો સમય થાય, તો ય એમને ગ્લાનિ ન થાય.

તીર્થંકર નામકર્મ ત્રીજે ભવે બાંધીને જ્યારે તીર્થંકર થાય, ત્યારે પણ દેશના ક્યારે આપે? છદ્મસ્થભાવમાં એ કોઈ દિવસ દેશના ન આપે. કારણ કે–એમને કોઈ દિવસ અનુપયોગ થઈ જાય, ને તીર્થંકરભાવ મલ્યાં પછીની દેશનામાં ને પહેલાંની દેશનામાં–બન્નેમાં ભેદ થઈ જાય. માટે તેઓ છદ્મસ્થપણામાં દેશના ન આપે. કેવળજ્ઞાન પામ્યાં પછી, તીર્થંકરભાવ મળ્યાં પછી પણ, સમવસરણમાં પ્રવેશતાં તીર્થને નમસ્કાર કરીને જ દેશના આપે. અને તે પછી દેશના આપતાં એમને ગ્લાનિ ન હોય.

આવી રીતે ખેદ અને ગ્લાનિરહિતપણે તમે દેશના આપશો તોજ તમને–દેશના આપનારને લાભ થશે. 'वक्तुस्त्वेकान्ततो लाभः' શ્રોતાને લાભ થાય કે ન થાય, પણ વક્તાને તો એકાંતે લાભ થાય જ. પણ ક્યારે? એ નિષ્કામભાવે દેશના આપે તો. હું કોઇ વસ્તુની, જશની કે કીર્તિની અભિલાષાથી દેશના આપું તો મને લાભ ન થાય. પણ કોઈપણ જાતની સ્પૃહારહિતપણે દેશના આપે, તો વક્તાને તો એકાંતે લાભ થાય જ.

કલિકાલ સર્વજ્ઞ હેમચન્દ્રાચાર્ય મહારાજા પણ કહે છે કે–

श्राद्धः श्रोता सुधीर्वक्ता, युज्येयातां यदीश ! तत् ।
त्वच्छासनस्य साम्राज्य-मेकच्छत्रं कलावपि ॥

હે પ્રભો! આ જગતમાં આ કલિકાળમાં પણ તારું શાસન એક છત્રપણે અમે જોઇએ છીએ. કારણ કે–અત્યારે પણ પ્રભુના વચન પ્રત્યે, ગુરુમહારાજા પ્રત્યે, પૂર્ણ શ્રદ્ધા

જેના હૃદયમાં છે, એવાં શ્રાવકો-શ્રોતાઓ દેખાય છે. એ ભલે ક્રિયાકાંડ અલ્પ કરે, પણ એના હૃદયમાં પૂર્ણ શ્રદ્ધા ભરી છે. અને 'સુધી' કહેતાં બુદ્ધિશાળી વક્તા પણ અત્યારે દેખાય છે. માટે હે પ્રભો! આ કલિયુગમાં પણ તારું શાસન જયવંતું વર્તે છે.

અને અમને તો સતયુગ કરતાંય આ કલિયુગ ઘણો સારો છે, કે જ્યાં અમને તારાં પ્રવચનની શ્રદ્ધા મળી છે. જ્યાં ઓછા કાળમાં પણ વધુ કર્મ ખપાવીએ છીએ. વધુ લાભ લઈ શકીએ છીએ. માટે અમારે તો કલિયુગ જ વધારે સારો છે.

અહીં શ્રોતાને 'શ્રાદ્ધ:'-શ્રદ્ધાવાળો કીધો છે. તું ભલે ક્રિયાકાંડ વગેરે ઓછું કરજે, પણ પ્રભુના વચનનો અખંડ રાગ ભવોભવ માગતો રહેજે. એને ભૂલીશ નહિ. એની શ્રદ્ધા ન છોડીશ; કારણકે આ જગતમાં પ્રભુના પ્રવચન જેવું કોઈ પ્રવચન નથી. હેમચન્દ્રસૂરિ મહારાજા બોલ્યાં છે કે:-

हितोपदेशात् सकलज्ञक्लृप्ते-र्मुमुक्षुसत्साधुपरिग्रहाच्च ।
पूर्वापरार्थेष्वविरोधसिद्धे स्त्वदागमा एव सतां प्रमाणम् ॥

ઘણાં વર્ષો પહેલાં એકવાર પૂનાની ડેક્કન કોલેજમાં એના પ્રિન્સિપાલ હેમચન્દ્રસૂરિ મહારાજ માટે પ્રવચન આપતાં બોલ્યાં હતાં કે-' વિદ્યાર્થીઓ! જેને માટે હું તમને કહેવા ઊભો થયો છું, તેમને તમે કોઈ સંપ્રદાયના ન માનશો. એ તો જગતના મહાપુરુષ છે.'

આવું જૈનેતરો પણ જેમને માટે આજે પણ બોલે છે, એ હેમચન્દ્રસૂરિમહારાજા આ શ્લોકમાં પ્રભુના પ્રવચનની સ્તુતિ કરતાં કહે છે કે–'હે પ્રભો! અમારે તો તારું આગમ એ જ પ્રમાણ છે. જેમાં જગતનું કેવળ હિત જ બતાવ્યું છે કે આ જગતમાં કોઈને ત્રાસ, ભય, પરિતાપ ન આપીશ. અને પ્રભાતમાં કોઈનું બૂરું ન ચિંતવીશ.' આવો તો જેમાં હિતનો ઉપદેશ છે. અને સર્વજ્ઞ ભગવાને આ આગમ રચેલો છે. માટે જ એ મારે પ્રમાણ છે.

"ના રે પ્રભુ, નહિ માનું અવરની આણ
મારે તાહરું વચન પ્રમાણ—નારે પ્રભુ....

હે પ્રભો! અવરનો જે આગમ છે, વચન છે, એ મારે પ્રમાણ નથી. મારે તો તારું વચન જ પ્રમાણ છે. કેમ? તો બીજું બધું પછી, પણ એમાં હિત ભરેલું છે. અને એ વચન–એ આગમ–સર્વજ્ઞે કીધો છે, ને ગણધરોએ ગુંથ્યો છે. અને એ જ આગમ પરંપરાથી અમારી પાસે આવ્યો છે. માટે અમારે તો એજ પ્રમાણ છે.

એટલું જ નહિ, પણ 'मुमुक्षु सत्साधु परिग्रहाच्च' મુમુક્ષુ એટલે જે શિષ્ટ અને સજ્જન પુરુષો છે, તેમણે આ તારાં આગમને સ્વીકાર્યો છે, માટે જ અમારે પણ એ જ પ્રમાણ છે.

અને એમાં પૂર્વ–અપરનો, આગળ કે પાછળ, કોઈ જાતનો વિરોધ પણ નથી આવતો. બીજાંના આગમોમાં

તો પૂર્વાપરના વિરોધો હોય છે. અને જે ગુરુએ કીધું છે, તે વાતનું તેના જ શિષ્યે ખંડન પણ કર્યું છે. આવું તારાં આગમમાં નથી. અને સમજે તો—સાચી સમજણ હોય તો–એમાં વિરોધ જરાય નથી. વિરોધનો પરિહાર જ છે. પણ જે સમજે નહિ, એને એમાં વિરોધ દેખાય. માટે જ કીધું છે કે: ગુરુની નિશ્રા વિના એકલો શાસ્ત્ર ન વાંચીશ. એકલો જો વાંચીશ તો વિરોધ જ થશે.

જેમ શાસ્ત્રમાં વાંચ્યું કે 'મુનિએ કાચાં પાણીને અડવું નહિ.' હવે બીજું વચન નથી જાણ્યું, નથી વાંચ્યું. તો રસ્તામાં જતો હોય, ને સાધુને નદી ઉતરતાં જુએ તો તું તરત અનુમાન કરી દઈશ કે 'આ સાધુ નથી, કાચાં પાણીનો અડકે છે માટે એમણે વ્રતનું ખંડન કર્યું છે.'

ગુરુમહારાજ વિના જો શાસ્ત્ર વાંચે તો આવું થાય. પણ જો ગુરુમહારાજ પાસે વાંચતો હઈશ, તો તેઓ તને સમજાવશે કે ઉત્સર્ગ હોય તો એનો અપવાદ પણ હોય જ. લો હોય ત્યાં એક્સેપ્શન હોય જ. અહીં મુનિ કાચાં પાણીને ન અડે, એ ઉત્સર્ગ માર્ગ છે. પણ જો સાધુ હમેશાં એકજ સ્થાનમાં રહે તો રાગાદિ અનેક દોષો આવી પડે. માટે એમણે વિહાર કરવો જ જોઈએ. ત્યાં તે વખતે કાચાં પાણીને અડવું પણ પડે. વિહારમાં નદી આવે, તો એ નદી ઉતરવી જ જોઈએ.

એ ઉતરવાનો પણ શાસ્ત્રમાં વિધિ બતાવ્યો છે. એણે

पावं थले किच्चा, एगं पावं जले किच्चा' એક પગ પાણીમાં મૂકે, ને એક પગ બહાર રાખે. આવો બધો વિધિ બતાવ્યો છે. એ વિધિપૂર્વક જો નદી ઉતરે; તો એને દોષ ન લાગે. આ અપવાદ માર્ગ છે. આ બધું ક્યારે સમજાય ? તો ગુરૂમહારાજની પાસે શાસ્ત્રો વાંચે તો. નહિ તો આમાં વિરોધ જ લાગે.

આમ જેમાં પૂર્વાપરનો કોઈ જાતનો વિરોધ પણ ક્યાંય નથી આવતો, આવું જે શાસન, પ્રભુનું પ્રવચન, એ જ મારે પ્રમાણ છે.

અને હે પ્રભો ! મને મનમાં ખાત્રી છે કે-કોઇ અત્યારે ભલે ગમે તે પ્રવચનમાં-તીર્થમાં હોય, ગમે તેવી તાપસવૃત્તિ રાખતાં હોય, પણ છેવટે તો એમણે તારાં માર્ગમાં આવવું જ પડશે.

परःसहस्राः शरदस्तपांसि, युगान्तरं योगमुपासतां वा ।
तथापि ते मार्गमनापतन्तो, न मोक्ष्यमाणा अपि यान्ति मोक्षम्।।

હે પ્રભો ! ગમે તે વેષમાં કે ગમે તે ધર્મમાં હજારો વર્ષ સુધી ભલે તપશ્ચર્યાઓ કરે, પરિવ્રાજકપણું આચરે, અને આ ભવમાં ને અનેક યુગોમાં સારામાં સારી ઉપાસના કરે, પણ જ્યાં સુધી તારાં પ્રતિપાદન કરેલાં માર્ગની એમને સ્પર્શના નહિ થાય, ત્યાં સુધી એમને મોક્ષ નહિ જ મળે. એ તો તારાં માર્ગમાં આવશે ત્યારે જ મોક્ષ મળશે. માટે જ મારે તારો આગમ પ્રમાણ છે.

અને હે પ્રભો ! મને બીજાનાં આગમમાં દ્વેષ નથી. અને તારાં આગમમાં અંધશ્રદ્ધાવાળો પ્રેમ મને નથી. તો બીજાંના આગમ મારે કેમ પ્રમાણ નથી? એનું કારણ શું ? તો

हिंसाद्यसत्कर्मपथोपदेशा–दसर्वविन्मूलतया प्रवृत्तेः ।
नृशंसदुर्बुद्धिपरिग्रहाच्च, ब्रूमस्त्वदन्याऽऽगममप्रमाणम् ॥

હે પ્રભો ! તારાં સિવાય બીજાનો આગમ મારે પ્રમાણ નથી. તારો આગમ કેવો છે? સો ટચના સોના જેવો છે. સોનાને કોઇની બીક ન હોય. બીક ક્યારે હોય ? કાંઇક કાળું હોય ત્યારે જ બીક હોય. અન્ય આગમોમાં એવી બીક છે, માટે જ ત્યાં કીધું છે કે 'अस्ति वक्तव्यता काचित् तेनैवेदं विचार्यते' અર્થાત્ ત્યાં કાંઇ એવું દાળમાં કાળું છે કે જેથી એમને આમ બીવું પડે છે. પરીક્ષાથી ડરવું પડે છે. પ્રભુના આગમમાં એવું નથી. એમાં સોનાની જેમ છેદ કરો, કસોટી કરો, તાપ કરો, તો એ બધી પરીક્ષામાં નિર્દોષ થશે. અને બીજાના આગમમાં એક વસ્તુ પહેલી જોવા મળે છે. શું ? તો હે પ્રભો ! બીજાના આગમ જ્યારે હું સાંભળું, જોઉં ને વિચારું છું, તો તેમાં કેવળ હિંસાનો જ માર્ગ બતાવ્યો છે.

વેદમાં પહેલું શરૂઆતમાં લખ્યું કે–'मा हिंस्यात् सर्वभूतानि' કોઇ જીવને મારીશ નહિ.

તમે કોઈને કાગળ લખો, તેમાં પહેલાં ઉપર 'શ્રી ગણેશાય નમઃ' લખો, અને પછી એમાં 'મેલુ' લખો, તો એવો કાગળ લખાય ? ન લખાય.

અહીં બીજા આગમોની નિંદા નથી કરવાની. પણ જે સ્પષ્ટ લાગે છે તે તો સમજવું જ જોઈએ. ત્યાં એ જ વેદમાં આગળ જતાં બતાવ્યું છે કે—અમુક વિધિમાં, મધુપર્કની વિધિમાં યજ્ઞમાં ને શ્રાદ્ધમાં માંસ ખાવાની છૂટ છે. ત્યાં શું કહે છે?:—

यज्ञार्थं पशवः सृष्टाः, स्वयमेव स्वयम्भुवा ।
यज्ञोऽस्ति भूत्यै सर्वस्य, तस्माद् यज्ञे वधोऽवधः ॥

યજ્ઞમાં જે વધ કરાય, તે વધ નથી. કેમ નથી? તો સ્વયંભૂ કહેતાં બ્રહ્માએ આ જગત બનાવ્યું છે. તેમાં તેમણે પોતાની મેળે જ આ પશુઓને પણ બનાવ્યાં છે. અને યજ્ઞ એ કેવી વસ્તુ છે? આ સર્વ પશુઓની ભવાંતરમાં ઉત્તમ આબાદી થાય, સ્વર્ગલોકની પ્રાપ્તિ થાય, માટે આ શાસ્ત્રમાં–વેદમાં યજ્ઞ કરવાનું કીધું છે. માટે યજ્ઞમાં વધ કરવો એ વધ નથી, અવધ છે. આ હું મારાં ઘરનું નથી કહેતો. જેને જોવું હોય એ મનુસ્મૃતિના પાંચમા અધ્યાયમાં જોઈ લેજો.

આમ એક તરફ 'मा हिंस्यात सर्वभूतानि' કહો છો, ને વળી પછી હિંસા કરવાનું કહો છો, એ તો ગણેશને નમસ્કાર લખીને મેલું લખવા જેવું જ થયું ને? આવો હિંસાનો ઉપદેશ અન્યના આગમોમાં છે. માટે જ તે અમારે પ્રમાણ નથી.

વળી જેને સર્વજ્ઞપણું નથી, એવાં પુરુષે આ આગમ રચ્યો છે. માટે પણ એ પ્રમાણ નથી. અને એ આગમને કોણે સ્વીકાર્યાં છે? તો ક્રૂર અને નિર્દય પુરુષોએ જ

એનો સ્વીકાર કર્યો છે. કારણ કે જ્યાં હિંસા જ કરવાની છે, ત્યાં ક્રૂર સિવાય કોણ હોય? માટે અમારે એ પ્રમાણ નથી.

એટલું જ નહિ, પણ એમાં પૂર્વાપરનો વિરોધ પણ આવે છે. ત્યાં કીધું છે કે—

न मांसभक्षणे दोषो, न मद्ये न च मैथुने ।
प्रवृत्तिरेषा भूतानां, निवृत्तिस्तु महाफला ॥

માંસભક્ષણમાં કોઇ દોષ નથી. મદ્ય પીવામાં ને મૈથુન સેવવામાં પણ કોઈ દોષ નથી. કેમકે એ તો પ્રાણીની પ્રવૃત્તિ છે. પણ એમાંથી નિવૃત્તિ લેવી એ મહાફળવાળી છે.

હવે જો આ બધી ભૂતોની પ્રવૃત્તિ હોય, તો પછી એમાંથી નિવૃત્તિ થવી, એ મહાફળવાળી કઈ રીતે હોય? આમ આમાં પૂર્વાપર વિરોધ પણ આવે છે. માંસ ન ખાય તો પાપ લાગે, એવું પણ એ આગમમાં બતાવ્યું છે. માટે જ હે પ્રભો! મારે એ પ્રમાણ નથી. મારે તો તારું વચન જ પ્રમાણ છે.

આવા પ્રભુના વચનમાં જિજ્ઞાસા-શુશ્રૂષા રાખે, એવો જે જીવ હોય, તે જ સાચો શ્રોતા કહેવાય. આવો શ્રાદ્ધ શ્રોતા, અને બુદ્ધિમાન વક્તા મળે ત્યાં લાભ જ થાય.

ત્યારે હવે અહીં કરવાનું શું છે? તો પરોપકાર કરવાનો છે. કોઈનું બૂરું નથી કરવાનું. અહીં જીવોના ચાર ભાગ પાડ્યા છે. એનું સ્વરૂપ કઈ રીતે છે? તે અગ્રે અધિકાર....




एके सत्पुरुषाः परार्थघटकाः० ॥

શાસ્ત્રકાર મહારાજાએ પરોપકારના પ્રસંગમાં બતાવ્યું કે મોક્ષ મેળવવા માટે આત્માએ પોતાનો અને પરનો ઉપકાર કરવો જોઈએ. એમાં પણ પરનો ઉપકાર ખાસ કરવો જોઈએ. એ ક્યારે થાય ? તો હૃદયની મહાન્ ઉદારતા જોઈએ. કૃપણતા ન જોઈએ. માટે જ્ઞાની ભગવંતોએ સૌ પહેલાં કૃપણતાનો નાશ કરવાનો જ ઉપદેશ આપ્યો છે.

આ પ્રસંગમાં–ચાર પ્રકારના પુરૂષો બતાવ્યા છે. એક પરોપકાર કરે છે. બીજા પોતાનો સ્વાર્થ ન બગડે તે રીતે બીજાનો ઉપકાર કરે છે. ત્રીજા વળી બીજાનું બગાડીને પોતાનું સુધારે છે. એનું સ્વરૂપ આ શ્લોકમાં કહ્યું છે.

જગતમાં એવા પણ મહાન અને ઉદાર આશયવાળા સત્પુરુષો છે કે–જે પોતાના ગમે તેવા સ્વાર્થને પણ પરોપકારને માટે છોડી દે છે. કોઈ દુઃખિયાના દુઃખો ટાળવાનું, કોઈ કરુણાનું, પરોપકારનું કામ એમને મળ્યું, ત્યાં જ તેઓ પોતાના સ્વાર્થ છોડીને એ કામમાં તત્પર થઈ જાય. આવા પુરુષોને સત્પુરુષોની કોટિમાં મૂકયાં છે.

અને બીજા પોતાનું કામ–પોતાનો સ્વાર્થ બગડે નહિ, એ રીતે સાચવીને પણ પરોપકારનું કામ તો કરે જ.

પોતાના કામની સાથે એ પરોપકારમાં પણ ઉદ્યમવાળા હોય. માટે એમને મધ્યમ કોટિમાં–બીજી કોટિમાં–કહ્યાં છે.

ત્રીજાં–જગત્‌માં એવાં પણ પુરુષો છે, જે પોતાના સ્વાર્થ માટે ગમે તેનું કામ બગડે, તો ય એનો વિચાર નથી કરતાં. 'મારું પાંચ કોડીનું–એક દોઢિયાનું કામ છે, ને પારકાનું હજારનું કામ છે. મારાં આવાં કામ માટે એનું હજારનું કામ બગડશે, એથી એને કેટલું દુઃખ થશે ? એનો વિનાશ થશે.' એવો વિચાર એ ન કરે. ત્યારે પોતાના સ્વાર્થ માટે પારકાનું ગમે તેવું હિત હોય, તેનો નાશ કરે, એના હૃદયમાં કેટલી નિર્દયતા ને નિષ્ઠુરતાના પરિણામ હશે ?

જગતમાં બધી જાતના જીવો છે. પણ એમાં આ જીવોને શાસ્ત્રમાં કેવા કીધાં છે ? તો એમને ભલે મનુષ્યની આકૃતિ છે. પણ જ્ઞાનીઓ કહે છે કે એને અમે મનુષ્યમાં રાક્ષસ કીધાં છે.

અને ચોથો એક વર્ગ એવો પણ છે કે જેને પોતાનો સ્વાર્થ કાંઈ જ નથી, તો પણ પારકાનું બૂરું ચિંતવવું, પારકાં ઘરના નળિયા ગણવા, ને પારકાનું ખરાબ કરવું, એ જ એક ટેવ પડી હોય છે. આ કેવાં છે ? પોતાનો સ્વાર્થ હોય તો ઠીક, પણ એ ન હોય તો ય એ પારકાનું બગાડે છે, એને કઇ ઉપમા આપવી ?

ત્યાં શાસ્ત્રકારો કહે છે કે– એને માટે અમારી પાસે કોઈ જ શબ્દ નથી. જેને એક જ ધંધો છે, પારકાની નિંદા અને ચુગલી જ કરવી, એ રાક્ષસો કરતાં પણ ભૂંડા છે,

મહાપુરુષોએ આત્માને માટે ચાર પ્રકારની ચિંતા-વિચારણા બતાવી છે. કોઈને અમુક પ્રકારની વિચારણા થાય. કોઇને અમુક પ્રકારની થાય. એના ચાર પ્રકાર પાડયા છે. એક ઉત્તમ. બીજી મધ્યમ. ત્રીજી અધમ. અને ચોથી અધમાધમ ચિંતા.

એ ચારેના સ્વરૂપ શું છે? એ બતાવો તો ખરાં.

ત્યારે શાસ્ત્રકાર બતાવે છે કે :—

उत्तमा आत्मचिन्ता स्यात्, मोहचिन्ता तु मध्यमा ।
अधमा कामचिन्ता स्यात्, परचिन्ताऽधमाधमा ॥

જેને પ્રભાતમાં ઊઠીને હૃદયમાં ભાવના થાય કે-હું કોણ? કયાંથી આવ્યો છું? કયાં જવાનો છું? મારું આત્મ સ્વરૂપ શું? હું જેને માટે પરિભ્રમણ કરી રહ્યો છું, એ દૃશ્યમાન વસ્તુઓ મારી છે કે નહિ? મારી સાથે આવવાની છે કે નહિ? આ બધી તો મારી વિભાવ દશા છે. પણ મારી સ્વભાવદશા કોને કહેવાય?

'शुद्धात्मद्रव्यमेवाऽहं, शुद्धज्ञानं गुणो मम ॥'

'નિર્મળ આત્મદ્રવ્ય એ જ હું છું', અને આત્માના નિર્મળ જ્ઞાનાદિ ગુણો એ જ મારા છે. દૃશ્યમાન કોઇ વસ્તુ મારી નથી.' આવી વિચારણા થતી હોય, એને ઉત્તમ વિચારણા-ઉત્તમ ચિંતા કીધી છે.

કારણ કે-જન્મ્યો, એને સો વર્ષે પણ જવું જ છે એ નિર્ણય છે. 'जातस्य हि ध्रुवो मृत्युः' અને દૃશ્યમાન કોઇ

વસ્તુ સાથે આવવાની પણ નથી. તો જે આત્મસ્વરૂપ તારી સાથે આવવાનું છે, એની વિચારણા કરીશ, તો તું સુખી થઇશ.

'આ મારું છે, આ બધું મારે માટે જ છે,'—આ બધી તો વિભાવદશા છે. અને આ મારું નથી. હું તો આ બધાંથી જુદો છું. મારુ સ્વરૂપ જુદું છે. મારાં આત્માના ગુણોનો વિકાસ કેમ થાય ? હું આ બધાંમાંથી છૂટીને મારાં આત્મસ્વરૂપમાં આગળ કેમ વધું ?' આવી વિચારણા સ્વભાવદશા છે. એને ઉત્તમ વિચારણા કીધી છે.

ગૃહસ્થ ગૃહસ્થપણામાં રહ્યો છે. હજી એને બધું છૂટી ગયું નથી. જ્યાં સુધી ચારિત્રમોહનીય કર્મનો ક્ષયોપશમ નથી થયો, ત્યાં સુધી એને ગૃહસ્થવાસમાં રહેવું જ પડશે. એને સ્ત્રી–કુટુંબ–દીકરા વગેરે સ્વજનોનું પરિપાલન કરવું જ પડશે. એ ન કરે તો એને અયોગ્ય કીધો છે.

એ ગૃહસ્થ સમજે છે કે આ કોઈ મારું નથી. છતાં મારું કર્તવ્ય છે, માટે મારે કરવું જ જોઇએ. એક સ્વામી ભાઈ ઘરે આવ્યો હોય, તો તેનું પણ સ્વાગતાદિ કરે, તો પછી કુટુંબની ચિંતા તો એણે કરવી જ જોઇએ. પણ એનો એને મોહ ન જોઈએ. માટે જ કીધું છે કે :–

સમકિતદષ્ટિ જીવડો, કરે કુટુંબ પ્રતિપાળ,
પણ અંતરથી ન્યારો રહે, જિમ ધાવ ખેલાવત બાળ.

સમ્યગ્‌દષ્ટિ જીવડો–ગૃહસ્થ–ઘરની, કુટુંબની પાલના

તો કરે, પણ અંદરથી ન્યારો રહે. એ અંતરાત્મસ્વરૂપ છે. આવું સ્વરૂપ જેને થાય, અને એને જે કુટુંબની ચિન્તા -વિચારણા થાય, તે મધ્યમ મોહચિંતા છે.

ત્રીજી કામચિંતા કીધી છે. જીવને સવારથી સાંજ સુધી સારાં રૂપ ક્યાં મળે? સારાં રસ ક્યાં મળે?' સારાં ગંધ ક્યાં મળે? સારાં સ્પર્શ ક્યાં મળે? સારાં શબ્દ ક્યાં મળે? આ એક જ વિચાર એને થતો હોય છે. એને ભક્ષ્યાભક્ષ્યનો, પેયાપેયનો ને કર્તવ્યાકર્તવ્યનો કોઇ વિચાર ન હોય. કેવળ વિષયોની ને કામભોગની જ ચિન્તા હોય. જે વિષયોની ચિંતવના કરવામાં આવે તોય આત્માનો અધઃપાત થાય છે, તો એના સેવનની તો વાત જશી?'

માટે જ મુનિઓને કીધું છે કે ' હે મુનિઓ! તમે કામભોગના ને વિષયોના સંકલ્પને કાઢી નાંખજો.

कहं नु कुज्जा सामण्णं, जो कामे न निवारए?।
पए पए विसीयंतो, संकप्पस्स वसं गओ॥

દશવૈકાલિકસૂત્રમાં મનક મુનિને ઉદ્દેશીને શય્યંભવ-સૂરિ મહારાજાએ આ ઉપદેશ આપીને અમને પણ ઉપદેશ આપ્યો છે. આ ગાથા મુનિઓને કાયમ ગણવાની હોય છે. અત્યારે પણ આ ગણ્યા પછી જ અમારે આહાર પાણી કરવાના હોય છે. આમાં કીધું છે કે:—

હે મુનિ! તેં પ્રભુની પ્રવ્રજ્યા ઉત્તમ ભાવનાથી લીધી:

છે. તો તું હંમેશાં ગુરુકુલવાસમાં રહેજે, ગુરુમહારાજના ચરણમાં, આરાધનામાં રહેજે. અને વાચના, પૃચ્છના, પરાવર્ત્તના, આદિ સ્વાધ્યાયમાં તત્પર રહેજે. આખાં દિ'માં અડધો નહિ તો પા ગાથા થતી હોય, તો પણ મહાન લાભ થાય છે.

જેમ ગર્દભિલ્લ રાજાના પિતા હતા. એમણે દીક્ષા લીધી. પણ એ ઉંમરલાયક હતા. એટલે એમને કાંઈ ભણવાનું મન ન થાય. એમને એમ કે–કાંઈ પૂછવું કે જાણવું હશે તો ગુરુમહારાજને પૂછી લઈશ. આ ઉંમરે ભણીને શું કરીશ ?

કેટલાંક એવાં ય હોય છે કે–'पठितव्यमपि मर्त्तव्यं, अपठितव्यमपि मर्त्तव्यं, वृथा पठितव्येन किं कर्त्तव्यम्' ભણીએ તો ય મરવાનું છે, ને નહિ ભણીએ તોય મરવાનું છે, તો ફોગટ શું કામ ભણવું ?' એક ગુજરાતી કવિએ કહ્યું છે કે–

પોથી પઢપઢ મર ગયે, ભયા ન પંડિત કોય,
અઢી અક્ષર જો પ્રેમકા, પઢે સો પંડિત હોય.

ચોપડીઓ અને પોથીઓ ભણીને તો બધાં ઘણાં ય મરી ગયાં. પણ ખરે ખરો પંડિત કોઈ નથી થયો. ખરો પંડિત તો કોણ થયો ? કે–ગમે તેટલું ભણે, પણ એ ભણીને આ જગત ઉપર પ્રેમ થવો જોઈએ. કોઈ ઉપર દ્વેષ ન થવો જોઈએ. તો એ ખરો પંડિત કહેવાય. ભલે

અભણ હોય, પણ પ્રેમના અઢી અક્ષર જો હૃદયમાં વસે તો એ પંડિત કહેવાય. એ ક્યારે વસે? મહાન્ પુણ્યનો ઉદય હોય તો જ વસે. જગત્‌માં પ્રેમ જે કામ કરે છે, તે સત્તા નથી કરતી.

અહીં આ મહામુનિને ગુરુમહારાજા ઘણું સમજાવે છે. પણ બોધ નથી થતો. પણ એકવાર રસ્તામાં જતાં જતાં એ ત્રણ ગાથા ભણી જાય છે. એ મુનિ તો હતા. પણ 'મારો પુત્ર રાજા છે, એ શું કરે છે? એનું રાજ્ય કેમ ચાલતું હશે? આવો એમને મોહ હતો. એટલે એકવાર એ રાજાની ખબર કાઢવા જાય છે. ત્યાં રસ્તામાં કુદરતે ત્રણ ગાથા મોઢે થઈ જાય છે. એ ગાથાઓના પ્રભાવે, એમનો છોકરો એમને મારવા આવે છે, ત્યાં તેઓ બચી જાય છે. આની કથા પછી કહીશું. પણ પછી એ મુનિને સમજાય છે કે–સ્વાધ્યાય કરવો, ભણવું, એ જરૂરી છે,

અહીં કહેવાનું એ છે કે: હે મુનિ! તું પણ સ્વાધ્યાયમાં તત્પર રહેજે. કામ ભોગનાને વિષયના સંકલ્પ-વિકલ્પને આધીન તું ન થઇશ. ક્યારેક સંકલ્પો આવી પણ જાય, પણ તેમાંથી હૃદયને પાછું હઠાવવું કે–'આવાં સંકલ્પ વિકલ્પો મારે ન જોઇએ, મારાંથી ન થાય.'

અને જો તું એવાં સંકલ્પ-વિકલ્પને આધીન થઈ ગયો, તો તને ડગલે ડગલે ખેદ અને ઉદ્વેગ થશે. એ સંકલ્પને લઈને તને એ વસ્તુ નહિ મળે તો તું તારા

આત્માને આર્ત્તધ્યાનમાં પાડીશ. અને આ પ્રભુનો સંયમ-હારી જઇશ.

ગીતાજીમાં શ્રીકૃષ્ણે પણ એજ કીધું છે કે :–

ध्यायतो विषयान् पुंसः, सङ्गस्तेषूपजायते ।
सङ्गात् सञ्जायते कामः, कामात् क्रोधोऽभिजायते ।
क्रोधाद् भवति संमोहः, संमोहात् स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो, बुद्धिनाशात् प्रणश्यति ॥

તું વિષયનું ધ્યાન ધરીશ, હૃદયમાં વિષયના જ સંકલ્પ-વિકલ્પ કરીશ, તો તને એમાં આસક્તિ થશે. પછી આ વસ્તુ મને ક્યારે અને કેવી રીતે મળે ? એવી તને અભિલાષા થશે. એ વસ્તુ નહિ મળે તો તને ક્રોધ થઇ જશે. અને જેવો ક્રોધ થશે, એવી જ મૂઢદશા થઇ જશે. ભાન નહિ રહે. તેથી તારી યાદ શક્તિ–બોધ નાશ પામશે. અને એનો નાશ થશે, તો તારી સદ્‌બુદ્ધિનો પણ નાશ થશે. તો છેવટે તારો પણ વિનાશ થશે.

આ માટે જ આવાં સંકલ્પોની-કામભોગની ચિંતાને અધમ કહી છે.

હવે એક બાકી રહી, 'પરચિન્તાऽधमाऽधमा'. સવારમાં ઊઠીને પારકાંની જ ચિંતા ને મ્હોંકાણ હોય. બીજો ધંધો જ નહિ.

પણ'પરની તારે શી પડી, તું તારું સંભાળ.' તારે પારકાંની શી પડી છે ? તું તારા ઘરનું જ સંભાળને ?

પણ કેટલાંકને ટેવ હોય છે કે સવારમાં ઊઠીને પારકાના ઘરના જ નળિયાં ગણે. પારકાંની હાયવોય ને ચિંતા કર્યા કરે.

આ બધી પરભાવદશા છે, એ તારી પરિણતિ નથી. અને એને તું તારી માનીશ, તો તું ગમે તે ગુણઠાણે હઈશ, તો ય પહેલે ગુણઠાણે જતો રહીશ. જ્ઞાની ભગવંતો કહે છે કે —

"પરપરિણતિ પોતાની માને, વરતે આરત ધ્યાને,
બંધ મોક્ષ કારણ ન પીછાણે, તે પહેલે ગુણઠાણે.
ધન્ય તે મુનિ વરા રે, જે ચાલે સમભાવે...."

જ્યાં મુનિભગવંતોની સ્તુતિ બતાવી છે, ત્યાં તે પ્રસંગે થોડો ઉપદેશ પણ આપે છે. એ મુનિવરો કેવાં છે? તો પંચ મહાવ્રત ધારી, ધર્મને જાણનાર, ધર્મને કરનાર, હમેશાં ધર્મમાં જ પરાયણ રહેનાર, અને પ્રાણિમાત્રને નિષ્કામ-ભાવે ધર્મનો જ ઉપદેશ આપનારા છે, એમને ધન્યવાદ છે. જેઓ સદા સમભાવમાં જ રહેનારાં છે, જેમને કોઇ શત્રુ નથી, કોઇ મિત્ર નથી, હમેશાં પોતાના સ્વરૂપમાં જ ચાલ્યાં જાય છે, અને —

'ભવ સાયર લીલાએ ઊતરે, સંયમકિરિયા નાવે'

એવાં મુનિવરો સંસારરૂપી સમુદ્રને તરી જાય છે. શાથી? કયા સાધનથી? તો સંયમની શુદ્ધ આચરણા—ચારિત્રરૂપી કર્મયોગ અને જ્ઞાનયોગ એ ઉભયરૂપી નાવથી આ સંસાર સમુદ્રને તરી જાય છે. તેમને ધન્યવાદ છે. વળી

ભોગપંક તજી ઉપર બેઠાં, પંકજ પરે જે ન્યારા,

સિંહ પરે નિજ વિક્રમ શૂરા, ત્રિભુવન જન આધારા.'

જેઓ ભોગરૂપી કાદવમાં ઉત્પન્ન તો થયા, વૃદ્ધિ તો પામ્યા, પણ કમળની જેમ ભોગ-કાદવની ઉપર આવીને બેસી જાય છે. કોઇ જાતનો લેપ એમને નથી લાગતો. કમળ જેમ પાણી ને કાદવથી નિર્લેપ બને છે, તેમ જેમણે સંયમ લીધો છે, તેવાં મુનિવરો ને પણ ભોગરૂપી કાદવ ને સંસારરૂપી પાણીનો લેપ ન હોય. અને સંયમના પાલનમાં સિંહની પેઠે મહાન્ પરાક્રમી હોય. જેમ સિંહની સામે ગમે તેવાં હાથી આવે, તો ય એ એનો નાશ કરે છે. એમ ગમે તેવાં દોષો આવે, પણ એને આ મુનિ તોડી નાખે. આવાં મુનિ જગત્‌ના આધાર છે. કારણ કે દરેક જીવનું કલ્યાણ કેમ થાય? એકાંત હિત કેમ થાય? આવી એમના હૃદયમાં ભાવના છે. માટે એ આધાર છે.

એવાં એ મુનિઓને કીધું છે કે-તમે પરપરિણતિને પોતાની માનશો નહિ. પારકી ચિંતા કરશો નહિ. જો કરશો તો તમે આર્ત્તધ્યાનમાં ને રૌદ્રધ્યાનમાં પડી જશો. પછી તમારી જ્ઞાન દશા નાશ પામશે. અને પછી–' મારે આ મોક્ષનું કારણ છે, અને આ બંધનું કારણ છે; આવાં વિચારથી મને કેવો બંધ પડશે? કેવાં કર્મો, રસ, દળિયાં હું બાંધીશ? આવો વિચાર તમને નહિ આવે. અને પારકાંની ચિંતા કરતાં કરતાં આત્માને પહેલું ગુણઠાણું

આવી જશે. માટે જ્ઞાનીએ કીધું કે જગતમાં અધમમાં અધમ ચિંતા પારકાની છે.

આમ ચાર પ્રકારની ચિંતા બતાવી છે. એમાં પરોપકારની ચિંતા જેને હોય, તેને ઉત્તમ પુરૂષો કીધાં છે. એ પરોપકાર કઇ રીતે થાયછે ? એના ભેદ કેટલાં ? તો એ બે પ્રકારનો છે દ્રવ્યથી ને ભાવથી. અહીં ભાવથી પરોપકાર લેવાનો છે. અને કૃપણુતા દોષ દૂર થાય તો જ પરોપકાર થાય, એ બધાનું સ્વરૂપ અગ્રે અધિકાર....






श्राद्धानां पात्रभक्तानां, कार्पण्यदोषमुक्तये।
देशना दानधर्मस्य, देया तीर्थहितेच्छुभिः ॥

શાસ્ત્રકાર મહારાજા બતાવી ગયાં કે મોક્ષ મેળવવાની અભિલાષાવાળા જીવે પરોપકાર માટે પ્રયત્ન કરવો જોઈએ. એ પરોપકાર થાય ક્યારે? પરોપકાર કરી કોણ શકે?

તો જે બીજાનું બૂરું જ ચિંતવે, એવાંથી કાંઈ ન થાય. પરોપકાર તો ઉત્તમ કોટિના પુરુષો જ કરી શકે. જેના હૃદયમાં કૃપણતા દોષ ન હોય તે જ કરી શકે. કૃપણતા દોષ ન હોય, તો હૃદયની આશય વિશુદ્ધિ થાય. અને આશયની વિશુદ્ધિ થાય, તો જ જીવ પરોપકાર કરી શકે. માટે અમને–ઉપદેશકોને–જ્ઞાનીભગવંતોએ કીધું છે કે: હે ગીતાર્થો! હે મુનિઓ! તમે પહેલો ઉપદેશ કૃપણતાના નાશનો જ આપજો. કારણ કે–જ્યાં સુધી કૃપણતા નાશ નહિ પામે, ત્યાં સુધી એનું ભવાભિનંદીપણું નહિ જાય.

જીવ બે પ્રકારના હોય છે. એક તો સમજે છે કે 'આ બધું મારું નથી. હું કોઈનો નથી. આમાંથી કાંઇ પણ હું સાથે લઈ નથી જવાનો.' આવો મોક્ષાભિનંદી જીવ હોય.

બીજો ભવાભિનંદી હોય. એ આ ભવમાં જ આનંદ માને. 'આ બધું મારું છે. આ બધું મને ક્યારે મળે?'

આવી જ વિચારણા એને હોય. પણ આ મારે કર્મબંધનનું કારણ છે, એમ એ ન સમજે.

क्षुद्रो लोभरतिर्दीनो, मत्सरी भयवान् शठः ।
अज्ञो भवाभिनन्दी स्यात्, निष्फलारम्भसंगतः ॥

ક્ષુદ્રતા, લોભ, દીનતા વગેરે અનેક દુર્ગુણો ભવાભિનંદીને કહ્યાં છે. એ બધાં પછી બતાવીશું. પણ એ બધાંમાં મુખ્ય–દોષ–દુર્ગુણ–કૃપણતાનો છે. માટે હે મુનિઓ! તમારે પહેલી દેશના શેની દેવી? તો દાનધર્મની દેવી. એથી એનો કૃપણતા દોષ નાશ પામશે.

અને આવી દેશના કોને દેવી? કારણ કે બધી દેશના બધાંને ન દેવાય. યોગ્ય જીવ જોઈને જ આવી દેશના દેવી. જો કે વક્તાને તો, જ્ઞાનીઓ કહે છે, એકાંતે લાભ થાય જ. કર્મની નિર્જરા જરૂર થાય. પણ એ લાભ કર્મ–નિર્જરાની અપેક્ષાએ થાય છે. પરના ઉપકારની દૃષ્ટિએ નહિ. એ દૃષ્ટિએ તો યોગ્યને યોગ્ય જ દેશના આપવી. પણ જેમ ગાયના આંચળમાં ઇતરડી બેઠી હોય છે, પણ એ એનું લોહી જ પીએ, દૂધ ન પીએ. એના જેવાં અયોગ્યને આવી દેશના ન આપવી.

અને કોણે આ દેશના કરવી? તો કહે છે કે– પરમાત્માનું તીર્થ અને શાસન કેમ સદાકાળ રહે? એનો અવ્યવચ્છેદ કેમ થાય? એવાં તીર્થના હિતકારી હે મુનિઓ! તમે હમેશાં પહેલી દેશના દાનધર્મની દેજો.

કારણ કે–દાનધર્મ જગત્‌માં મુખ્ય છે. દાન એટલે

મોહનો ત્યાગ. આ મારી વસ્તુ છે, 'ममेदं' આના પર મારી સત્તા છે: એ વસ્તુ મેં એને અર્પણ કરી, એના પરની મારી સત્તા છોડી દીધી, એ વસ્તુ પરની મારી મમતાનો–મોહનો ત્યાગ કર્યો, ત્યારે એનું દાન થયું.

દાનના સંસ્કાર નહિ હોય તો દાન નહિ થાય. અને એ વસ્તુ પરનો મોહ નહિ છૂટે તો શરીર પરનો મોહ નહિ છૂટે. અને શરીરનો મોહ નહિ છૂટે, તો ત્યાગધર્મ, ચારિત્ર નહિ લઈ શકે.

આ સંયમ ક્યારે પળાય? શરીર પરનો મોહ–મમત્વભાવ છૂટયો હોય તો. પણ શરીર પર જ્યાં સુધી મોહ ને મમત્વ છે કે–' હાય હાય, આ શરીર મારું છે. મને માથું દુ:ખે છે. તાવ આવે છે. હું શું કરું? મારાંથી કેમ રહેવાશે?'—આવું જેને શરીર પર મમત્વ હોય, ત્યાં સુધી એ ચારિત્રની આરાધના ન કરી શકે. ત્યારે શરીર પરથી મમત્વ ક્યારે છૂટે? જો દાનનો સંસ્કાર પડયો હોય તો. જેવો સંસ્કાર પડયો હોય, એવો આગળ વધે છે. દાનનો સંસ્કાર પડયો હશે, તો કો'કવાર શરીરનો મોહ છૂટશે.

હીરા, માણેક, પૈસા, નોટોના થોકડા, આમાંનું કાંઈજ સાથે નથી લાવ્યો. બધું અનિત્ય છે. કેવળ બાહ્ય વસ્તુ છે. આ બધાંનો મોહ તારે છોડવો જ જોઈએ. કલિકાલ-સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય મહારાજ પણ કહે છે—

'यदसत् वाह्यमनित्यं च, क्षेत्रेषु न धनं वपेत् ।
कथं वराकश्चारित्रं, दुष्करं स समाचरेत्? ॥'

આ લક્ષ્મી–જે અસત્ છે, બાહ્ય છે, અનિત્ય છે, અને એક ભવમાં પણ અનેક નાટક કરાવનારી છે, એ–જો તારાથી નહિ છૂટે, તો આ શરીર તો છેક માતાના ગર્ભમાંથી સાથે લાવ્યો છે, એ કઈ રીતે છૂટશે ? વસ્તુનો–માયાનો મોહ નહિ છૂટે તો, એ બિચારો ગરીબડો—પછી એ લક્ષાધિપતિ હોય કે ક્રોડાધિપતિ હોય–દુષ્કર એવું આ ચારિત્ર કઈ રીતે પાળી શકે ?

આ માયા કેવી છે? એક ભવમાંય અનેક નાટકો કરાવે. અને એ જો સ્વપ્નમાંય આવી હોય તો ઝાડા ને પેશાબ કરાવે એવી છે.

એક વાણિયો હતો. સામે વાણિયા છે, એટલે એનો દાખલો આપીએ. એ વાણિયાને એકવાર ઉંઘમાં સ્વપ્ન આવ્યું. શું આવ્યું ? તો સ્વપ્નમાં એ જંગલ ગયો છે. ત્યાં ઝાડે જવા બેઠો છે. હવે એને નવરાં બેઠાં બેઠાં જમીન ખોતરવાની ટેવ. એટલે એણે તો ત્યાં બેઠાં બેઠાં પા કલાકમાં ઘણી જમીન ખોતરી નાખી. એ ખોતરતાં ખોતરતાં એને કાંઈક અથડાયું. એને લાગ્યું કે આમાં કાંઈ કઠણ વસ્તુ છે. એટલે એને રસ પડયો. વધારે ખોદ્યું, તો એક ઢાંકણું હાથમાં આવ્યું. એણે ખેંચીને ઉઘાડયું, તો સોનું જોયું.

અણધાર્યું સોનું મળે તો શી દશા થાય? એ ડાહ્યો હોય તો ય ગાંડો જ થઈ જાય ને ? અહીં આને ચિંતા થઈ કે હવે આને રાખું કયાં? કોઈ જોઈ જશે તો ઉપાડી જશે. રાજમાં ખબર પડશે તો લઈ જશે. ને ચોર–લુંટારાને ખબર પડશે તો એ ય ઉપાડી જશે. માટે આને સંતાડવું કયાં ?

એ ચિંતામાં ને ચિંતામાં એ ઊભો થઈને આમતેમ આંટા મારતો હતો. એ વખતે ત્યાં થઈને એક મોટી બાવાની જમાત નીકળી. એ જમાતના આગેવાન—નાયક બહુ હુશિયાર હતા, એમણે આ વાણિયાને જોયો. એમને લાગ્યું કે—આને ચિત્તભ્રમ થયો હોય એની જેમ આમથી તેમ કેમ ફરે છે? લાવ, પૂછવા તો દે. એમણે તો પૂછયું: 'કયોં બનિયા! કયા કરતા હૈ?'

વાણિયાને થયું કે આ બાવાજી સોનું જોઈ જશે તો વળી એમાંથી ભાગ પડાવશે. આને અહીંથી કાઢવા દે. એ તરત પેલાં ચરુ ઉપર બેસી ગયો. પછી એણે કહ્યું: કુછ નહિ હૈ બાવાજી! આપકા યહ રસ્તા બરાબર હૈ. આપ ચલે જાવ.

બાવાજીને શંકા પડી કે 'કાંઈક થયું છે. નક્કી અહીં કાંઈક છે.' એટલે એ તો પેલો બેઠો છે, ત્યાં આવે છે. ને પૂછે છે: 'કયા હૈ? યહાં કુછ હૈ? બોલો તો સહી.'

પણ પેલો વાણિયો શેનો બોલે? એ તો સોના ઉપરથી ચસકતો જ નથી. બરાબર બેસી ગયો છે. આથી બાવાજીને વધુ શંકા થઈ. એ તો સાવ નજીક આવ્યાં, ને પેલાંને ઉપાડીને એક બાજુ ખસેડયો. તો સોનાનો ચરુ દેખાયો.

એ તો નાગાબાવા હતા. એને આની કાંઈ જરૂર ન હોતી. તો પણ એણે વાણિયાને કીધું: 'એ બનિયા! ઈસમેંસે એક દો ધોબા હમકો ભી દે દો. હમ ભી તુમારા નામસે કાલી રોટી ઔર ધોલી દાલ ખાયેંગે. તુમકો મહાન પુણ્યકે યોગસે ઈતના સોના મિલા હૈ, તો હમકો ભી થોડા દે દો.'

પણ એનાથી છૂટે? ન જ છૂટે. કૃપણથી-કંજૂસથી ન જ છૂટે. દાનના સંસ્કાર હોય તો જ છૂટે. શ્રેણિક રાજાને ત્યાં કપિલા દાસી હતી, એ દાન ન આપી શકે.

જગતમાં ચાર વાનાં એવાં છે કે જે એના જીવતાં કોઈ દિ' ન લેવાય. કયા ચાર વાનાં? તો—

कृपणानां धनं, नागानां फणमणिः, केसराश्च केसरिणाम् ।
कुलबालिकानां शीलं, कुतो गृह्यन्ते ह्यमृतानाम् ? ॥

આ ચાર વસ્તુ એના માલિક જીવતા હોય ત્યાં સુધી ન લેવાય.

'कृपणानां धनं', કૃપણ પુરુષ હોય, એને માંડમાંડ કેટલી મહેનતે ધન મળ્યું હોય એ એનાથી ન છૂટે. ચમડી તૂટે પણ દમડી ન છૂટે. એ તો એ મરી જાય પછી જ છૂટે. જીવતાં નહિ.

બીજું-શેષનાગના માથાનો મણિ. એ જીવતો હોય ત્યાં સુધી ન લેવાય. મરી જાય પછી જ લેવાય. અને સિંહની કેસરાઓ-એ સિંહ જીવતો હોય તો કોઇ દિવસ ન જ લેવાય. એ મરે, પછી જ લેવાય. અને એ જ રીતે કુલવતી બાલાઓનું શીલ એના જીવતાં લૂંટાય ખરું? ન જ લૂંટાય. મર્યાં પછી જ લૂંટાય. એના જીવતાં નહિ.

એક કવિએ વળી જુદી જ રીતે રચના કરી છે. દાખલા તો એકના એક જ હોય, પણ કવિઓ એની જુદી જુદી રીતે રચના કરે છે.

'मृतस्य लिप्सा, कृपणस्य दित्सा,
विमार्गगायाश्च रुचिः स्वकान्ते ।
सर्पस्य शान्तिः, कुटिलस्य मैत्री,
विधातृसृष्टौ न हि दृष्टपूर्वा ॥'

યાદ રાખજે કે—આ વિધાતાની સૃષ્ટિ છે. એ લોકો કુદરત કહે છે. બ્રહ્માની સૃષ્ટિ પણ કહે છે. એમાં આટલાં વાનાં કોઇ દિવસે નહિ દેખાય. શું નહિ દેખાય?

તો એક તો 'मृतस्य लिप्सा'—लब्धुमिच्छा लिप्सा, મરી ગયેલાં માણસને પાછો મેળવવાની ઇચ્છા, એ સફળ ન થાય. તું ગમે એટલી છાતી કૂટ, તો ય મરેલો માણસ પાછો ન મળે. બળદેવ શ્રીકૃષ્ણનું શબ છ મહિના ખભે રાખીને ચાલ્યા. એ મોહ છે. પણ કાંઈ ન વળ્યું.

અને કૃપણને—કંજૂસને 'दित्सा–दातुमिच्छा'—દાન આપવાની ઇચ્છા થાય એ અસંભવ છે. કારણ કે—એને કૃપણતા વસી છે. પૂર્વનો મહાન્ અંતરાય પડયો છે. એને દાન આપવાની ઇચ્છા ન જ થાય.

ત્રીજું ઉન્માર્ગમાં ચાલેલી, જ્યાં ત્યાં રખડતી એવી સ્ત્રીને પોતાના ધણીમાં રુચિ થવી, એ આ જગતમાં ન બને. એ રુચિ ગઇ એ ગઈ. એનો વિશ્વાસ ન રખાય.

અને 'सर्पस्य शान्तिः' સર્પ છે, એને ગમે એટલું દૂધ પાવ, પાળીને રાખો, પણ એમાં શાંતિ ન જ આવે. અને જે કુટિલ છે, જેનામાં વક્રતા છે, માયા અને પ્રપંચ ભરેલાં છે, એની મૈત્રી ને એનો વિશ્વાસ કોઈ દિવસ ન રખાય.

તો જેમ-મરેલાંને મેળવવાની ઇચ્છા ન થાય, ઉન્માર્ગમાં ગયેલી સ્ત્રીને પોતાના પતિમાં પ્રેમ ન થાય, સર્પને શાંતિ ન થાય, અને કુટિલની મૈત્રી ન હોય, એવી રીતે કૃપણ આત્માને દાનની અભિલાષા પણ ન થાય. એનું ધન ભલે એમ ન એમ ચાલ્યું જાય-અને કૃપણનું જાય પણ એમ જ-એ તો 'कीटिकासंचितं धान्य" કૃપણ અને કીડીઓએ ભેગું કરેલું બીજો જ ખાય, એ પોતે કોઈને ન આપી શકે.

અહીં પેલો બાવો વાણિયાને કહે છે: "તેરા નામ લેકર હમ કાલી રોટી ઔર ધોલી દાલ ખાયેંગે. હમકો એક દો ધોબા ભરકે સોના દે દો.'

પેલો કહે છે: 'તેરા બાપકા સોના હૈ? હમ નહીં દેંગે. જાવ, ચલે જાવ.

બાવો પણ પાછો પડે એમ ન હતો. એણે કીધું: 'તો ક્યા યહ તેરા બાપકા હૈ? હમકો થોડા દેના હી પડેગા'. અને આમ બોલતાં બોલતાં બંને જામી પડ્યા. લડવા માંડ્યા.

ત્યાં જ કુદરતને કરવું ને ત્યાંથી એક પોલિસ નીકળ્યો. એને આ જોઇને થયું: આ જંગલમાં વળી કોણ લડે છે? લાવ, તપાસ તો કરું. એ તો પાસે આવ્યો. જોયું તો બાવો ને વાણિયો લડતાં હતાં. એણે પૂછ્યું: 'ક્યા હૈ બાવાજી! ક્યું લડતે હો?'

બાવાજીએ કહ્યું : 'ઇસકો જંગલમેંસે સોના મિલા હૈ, ચરુ મિલા હૈ. પુણ્યકે બલસે મિલા હૈ. તો મૈંને કહા–થોડાસા હમકો ભી દે દો. તો ભી થોડા દેતા નહીં હૈ.'

આ વખતે પેલો વાણિયો ગાંઠ ટેકવીને બરાબર ચરુ ઉપર બેસી ગયો હતો. એને પોલિસે પૂછ્યું : 'કયા હૈ બનિયા ? કહાં હૈ ચરુ ?'

એટલે વાણિયાએ કહ્યું : 'કાંઈ છે નહિ, બાપજી ! બધું ખોટું છે. અહીં ચરુ બરુ કશું નથી. પણ આ બાવાજી મને ખોટા હેરાન કરે છે.'

ત્યારે પોલિસને શંકા પડી કે–'કાંઈક છે તો ખરું જ. મારો બેટો વાણિયો છુપાવે છે.' પછી–પોલિસને શું ? એ તો કોઇના નહિ. એને ક્રોધ આવ્યો ને પેલા વાણિયાને બે દંડૂકા ઠોકયાં. પેલાને તો ત્યાં ને ત્યાં ઝાડો ને પેશાબ બેય થઇ ગયાં.

આ બધું સ્વપ્નમાં જ છે. પણ દંડૂકા પડયા કે તરત એ જાગી જાય છે. જાગીને જુએ તો–બાવો નહિ, પોલિસ નહિ, ચરુ ય નહિ, કાંઈ નહિ. પણ પથારીમાં ઝાડો ને પેશાબ બેય હતાં.

અહીં જ્ઞાનીઓ કહે છે કે–આ માયા આવી છે. એ સ્વપ્નમાં પણ આવે ને, તો હેરાન કરશે. અને આ માયા તો કેવી છે ?—

यत् प्रातस्तन्नमध्याह्ने यन्मध्याह्ने न तन्निशि ।
निरीक्ष्यते भवेऽस्मिन् हि, पदार्थानामनित्यता ॥

સવારે જીવ આનંદ કરતો દેખાશે, પણ બપોરે જુઓ તો કાંઈ ન હોય. બપોરે આનંદ કરતો હોય, ને સાંજે એ મરી જાય છે. હાર્ટફેઈલ થઇ જાય છે. સવારે કાંઈ ન હોય ને સાંજે કહો તો સટ્ટામાં લાખો રૂપિયા હારી જાય. એટલે જે સવારે છે, તે સાંજે નહિ દેખાય. આમ આ સંસારમાં સ્ત્રી, કુટુંબ, ને લક્ષ્મીની અનિત્યતા આ ભવમાં જ દેખાઇ આવશે.

પેલી લાંબી કાકડી પણ આપણને બોધ આપે છે. એ કડવી હોય છે. પણ એને કાપીને, ફીણીને એક પતીકું કાઢી નાખો તો એ મીઠી લાગશે. એમ લક્ષ્મી પણ કહે છે કે—તેં અઢારે પાપસ્થાનક સેવ્યાં ત્યારે હું આવી છું. અને હું તો કડવી છું. માટે તું મને ફીણીને એક પતીકું —દાન કરીશ, તો હું મીઠી થઈને રહીશ. નહિ તો હું તો કડવી વખ છું.

માટે આવાં દાનના સંસ્કાર માટે મોહનો ત્યાગ કરવો જ જોઇએ. કૃપણતાનો નાશ કરવો જ જોઈએ. તો જ હૃદયમાં મહાન્ આશય-વિશુદ્ધિ આવે. અને તો જ પરોપકાર થાય.

યોગશાસ્ત્રનું વાંચન જ્યાં થાય છે, ત્યાં મહાશ્રાવકનો અધિકાર આવે છે. કલિકાલસર્વજ્ઞ ભગવાન્ હેમચંદ્રાચાર્ય મહારાજા કુમારપાળને પરમાર્હત્ કહેતા હતાં. ત્યાં યોગ-

શાસ્ત્રના વાંચનમાં એકવાર કુમારપાળ રાજા પ્રશ્ન કરે છે કે:- 'હે પ્રભો! હું મહાશ્રાવક કહેવાઉં કે નહિ?'

ત્યાં તેઓ કહે છે કે: 'ના, તમે તો પરમાર્હત કહેવાવ. પણ મહાશ્રાવક નહિ. કારણ કે-મહાશ્રાવક કોણ કહેવાય? તો—

एवं व्रतस्थितो भक्त्या, सप्तक्षेत्र्यां धनं वपन् ।
दयया चाऽतिदीनेषु, महाश्रावक उच्यते ॥

આ રીતે જે વ્રત એટલે બારવ્રતધારી હોય, એ વ્રતોનું આનંદથી પરિપાલન કરતો હોય, અને પોતાની ભક્તિએ કરીને કે-'મારે આ બધાં પૂજનીક છે. મારે તેમની ભક્તિ કરવી જોઈએ'-એ ભક્તિપૂર્વક જિનેશ્વરના મંદિરો, જિનેશ્વરદેવની મૂર્તિઓ, જ્ઞાન, સાધુ, સાધ્વી, શ્રાવક ને શ્રાવિકા, એ સાતે ક્ષેત્રોમાં પોતાની લક્ષ્મીનો સદુપયોગ વ્રતપાલનપૂર્વક કરતો હોય. એ કઇ રીતે? દયાથી ને અનુકંપાથી નહિ. પણ બહુમાનથી. મારા ભાગ્યનો ઉદય છે કે-આજે મેં સાધર્મિકની, ગુરુમહારાજાની, મંદિરની, જ્ઞાનની ભક્તિ કરી. આવો એને આનંદ આનંદ હોય. એનાં રૂંવાડા પણ ત્યાં વિકસિત થઈ જાય.

આવું હોય એને મહાશ્રાવક કહેવાય?

તો ના, હજી વાર છે.

આ બધું હોય, વ્રતપાલન કરે અને સાતે ક્ષેત્રોમાં લક્ષ્મીનો સદુપયોગ પણ કરે. અને એની સાથે અતિદીન, જૈન સિવાયના બાકીના જે છે-જૈનેતરો તે લોકોમાં પણ

તારી લક્ષ્મીનો તું ઉપયોગ કર. કઇ રીતે? ભક્તિથી? ના ભક્તિથી નહિ. ભક્તિ તો જ્યાં ગુણ હોય, ત્યાં જ થાય. ત્યારે આ બધાંમાં લક્ષ્મીનો ઉપયોગ શી રીતે કરવો? તો અનુકંપા અને દયાથી તું એમને દાન કરજે.

'परदुःखप्रहाणेच्छा अनुकम्पा'–પારકાના દુઃખને દૂર કરવાની ઇચ્છા, એનું નામ અનુકંપા–દયા. કોઈ દુઃખી મળે, ભૂખ્યો મળે, એના દુઃખો હું કઇ રીતે દૂર કરું? એવી અનુકંપા તું રાખ. પણ દાન આપી દીધાં પછી એના ગુણ અવગુણ તારે નહિ જોવાના. તેં એક બ્રાહ્મણને લોટો આપી દીધો. પછી એ એનાથી જંગલ જાય કે પાણી પીએ, એની તારે ચિંતા નથી કરવાની કે–'હાય હાય, આ તો મારાં લોટાથી જંગલ જાય છે. તારે તો મોહનો ત્યાગ કરીને દાન આપવાનું છે. કોઈ અન્નનો, કોઇ શરીરનો, કોઇ મનનો દુઃખી હોય, ત્યાં તું અનુકંપાથી તારી લક્ષ્મીનો સદુપયોગ કરજે.

અને આ બધું યથાશક્તિ કરવાનું કીધું છે. શક્તિથી વધુ કરવાનું શાસ્ત્રમાં નથી કીધું. તારી શક્તિ તું ગોપવીશ નહિ. અને શક્તિ ઉપરાંત કરીશ નહિ. 'યથાશક્તિ કરો પચ્ચક્ખાણ, એ છે જિનવરજીની આણ.'

તો આ રીતે જે બારે વ્રતનું પાલન કરતો હોય, બહુમાનથી સાતે ક્ષેત્રમાં, અને અનુકંપાથી ઈતરોમાં પણ ધનનો સદુપયોગ કરતો હોય, તેને હે મહારાજા! મહાશ્રાવક કહેવાય.

ત્યારે આ બધાંમાં-પહેલું શું આવ્યું ? તો પહેલો કૃપણુતાદોષ ન જોઇએ. ત્યારે જ આ બધું થાય. માટે જ જ્ઞાનીઓ કહે છે કે-હે મુનિઓ ! તમે દાનનો ઉપદેશ પહેલો આપજો.

ચારે ધર્મમાં દાનધર્મ મુખ્ય છે. તો શું તપશ્ચર્યા ઓછી છે ? ના. અને ભાવનાથી તો કેવળજ્ઞાન થાય છે. ને બ્રહ્મચર્યથી તો નવ નારદો પણ મોક્ષે જાય છે. તે છતાં મોહનો ત્યાગ થશે તો જ બધું થશે, માટે પ્રથમ દાનધર્મ કીધો છે. અને પહેલી એની દેશના આપવાની કહી છે.

એ પણ યોગ્ય અધિકારીને જ દેજો. જેમ પાડો પાણી પીએ, ત્યારે બધું પાણી ડહોળીને પછી પીએ, એવાંને યોગ્ય નથી કીધાં. પણ બકરું પાણી કઈ રીતે પીએ, એ ખબર છે? એ ખૂણામાં જઇને પીએ. અને જરાય ડહોળ્યા વિના પીએ. એવાં અધિકારી જીવ જોઇએ. એવાં યોગ્ય અને અધિકારી કોણ અને કેવાં હોય ? તો જે શ્રદ્ધાવંત પુરુષ હોય, સુપાત્રમાં ભક્તિવંત હોય, ઘરે કોઇ સાધુ સાધ્વી કે શ્રાવક કે શ્રાવિકા આવ્યા હોય તો એને ઉલ્લાસ ને આનંદ થાય કે- મારાં ઘેર ગુરુમહારાજ ક્યાંથી? સાધર્મિક ક્યાંથી? આવા જીવોને તમે દાનની દેશના દેજો. એથી એની કૃપણુતા નાશ પામશે, એની આશય-વિશુદ્ધિ થશે, ને તો જ એ પરોપકાર કરી શકશે.

એ પરોપકાર-દ્રવ્ય-ભાવ બે પ્રકારનો છે. આ નંદિસૂત્ર એ કયા પરોપકારનો પ્રકાર છે? તેનું સ્વરૂપ અગ્રે અધિકાર.

---




दानेन भोगं, दयया सुरूपं,
ध्यानेन मोक्षं तपसेष्टसिद्धिम् ।
सत्येन वाक्यं प्रशमेन पूजां,
वृत्तेन जन्माग्रमुपैति मर्त्यः ॥

ગઈકાલે શાસ્ત્રકાર મહારાજાએ પરોપકારનું સ્વરૂપ બતાવતાં વચમાં નિરૂપણ કર્યું કે–હે ગીતાર્થો! જો તમને 'પરમાત્માનું તીર્થ કેમ સદાકાળ ચાલે? એનો અવ્યવચ્છેદ કેમ રહે?' એવી ઇચ્છા હોય તો તમે પહેલી દેશના દાનધર્મની જ આપજો. તો જ તીર્થ ચાલશે. કારણકે–સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા, એ ચતુર્વિધ સંઘ સદાકાળ રહે, તો જ આ પરમાત્માનું તીર્થ રહે. એ સંઘ ક્યારે રહે? જો જગતમાં દાનધર્મ રહે તો. કારણ કે–શરીર ધર્માધાર છે. એને ખાવા જોઇએ, પીવા જોઈએ, ને ઢાંકવા માટે કપડાં પણ જોઇએ. એ બધું દાનધર્મ વિના ન બની શકે.

દાન ધર્મ એ કેવી વસ્તુ છે?

તો–દરેક જીવોને અનેક જાતના પાપો હોય છે. આ ભવના પાપને પ્રારબ્ધકર્મ કહેવાય, ને ભવાંતરના–ક્રોડો ભવના–પાપ જીવે જે બાંધ્યા છે, એ સંચિત કર્મ છે. એ જ્યારે ભોગવાશે ત્યારે કર્મના જુદી જુદી જાતના વિપાક

આવશે. એ વિપાક ક્યારે આવશે ? અણધાર્યાં આવશે. ખબર પણ નહિ પડે. માટે જ કાલે કીધું કે—સવારે જે હશે, તે મધ્યાહ્નને જોવા નહિ મળે. ને મધ્યાહ્નને જે હશે, તે સાંજે નહિ મળે. આ વાતનો તું વિચાર કરીશ, તો તને પદાર્થોની અનિત્યતા દેખાશે, સમજાઈ જશે.

પણ એ અનેક જાતના પાપોને પખાળવાના પણ સાધનો કીધાં છે. જેમ કે આપણે ત્યાં શત્રુંજયતીર્થ છે. તીર્થ એટલે અનેક જાતના ભેગાં કરેલાં જે કર્મો, તેને પખાળવાનું સાધન. આવાં અનેક જાતના તીર્થો છે.

ત્યારે વિદ્વાનોને પાપો પખાળવાનું કયું તીર્થ છે ? સાધુઓને પોતાના પાપ પખાળવાનું કયું તીર્થ છે ? ગૃહસ્થોને પાપ ધોવાનું તીર્થ કયું ? એવી રીતે મલિન મનવાળા જે જીવો છે, તેમને પોતાના પાપના મેલ ધોવાનું તીર્થ કયું છે ? ને રાજાને માટે પાપ ધોવાનું તીર્થ કયું ? આ બધાંને માટે તીર્થ બતાવ્યાં છે. એમાં 'દાન' પણ એક તીર્થ છે. જેમ તીર્થમાં જવાથી આપણા પાપ ધોવાઇ જાય, તેમ દાન કરવાથી પણ પાપ ધોવાઈ જ જાય છે, ત્યાં બતાવ્યું છે કે :—

विद्यातीर्थे जगति विबुधाः साधवः सत्यतीर्थे
गङ्गातीर्थे मलिनमनसो, योगिनो ध्यानतीर्थे ।
धारातीर्थे धरणिपतयो दानतीर्थे धनाढ्या
लज्जातीर्थे कुलयुवतयः पातकं क्षालयन्ति ॥

જગતમાં જે વિદ્વાન્ છે, ભણેલાં ગણેલાં છે, જેને જ્ઞાનદશા છે, એને પાપ ધોવાનું કયું તીર્થ છે ? તો એને

જ્ઞાનાભ્યાસ એ તીર્થ છે. જ્ઞાનાભ્યાસથી જ એના સર્વ પાપો ધોવાઇ જાય છે. માટે જ મુનિઓને જ્ઞાનાભ્યાસ કરવાનું કીધું છે. જો મુનિ થયા છતાં જ્ઞાનાભ્યાસ ન કરે, તો નહિ ચાલે. જેમ ત્યાગ વિના રાગ ન શોભે, મદ વિનાનો હાથી ન શોભે, એમ 'ज्ञानं विना यतिः' જ્ઞાન વિના યતિ ન શોભે. માટે દશવૈકાલિકસૂત્રમાં કીધું છે કે :–

पढमं नाणं तओ दया, एवं चिट्ठइ सव्वसंजए ।
अन्नाणी किं काही, किं वा नाहीइ छेयपावगं ॥

પહેલું જ્ઞાન કીધું છે, ને પછી દયા છે. તું સંયમની આરાધના કઈ રીતે કરીશ ? દયા કઈ રીતે પાળીશ ? તો એને માટે પહેલું જ્ઞાન જોઈશે. ત્યાં દશવૈકાલિકમાં શિષ્યે ગુરુમહારાજને પ્રશ્ન કર્યો છે કે :

कहं चरे कहं चिट्ठे, कहमासे कहं सए ।
कहं भुंजंतो भासंतो, पावं कम्मं न बंधइ ॥

હે પ્રભો ! આપે મને સંયમ તો આપ્યો, પણ આપ કૃપા કરીને મને કહો કે હવે મારે કઈ રીતે ચાલવું ? કઇ રીતે બોલવું ? કઇ રીતે મારે સૂવું ? કઇ રીતે આહાર-પાણી લેવો ? કઇ રીતે લાવવોને આલોવવો ? કઈ રીતે વાપરવો ? કે જેથી મને પાપકર્મ ન બંધાય ? આ બધાંનો મને વિધિ બતાવો. મને ચાલવામાં, બોલવામાં, ઊભાં રહેવામાં ને બેસવામાં, ક્યાંય પાપ ન બંધાવું જોઈએ

ત્યાં ગુરુમહારાજે આ બધાંનો વિધિ બતાવ્યો છે. એ મુનિને માટે તો છે જ, પણ ગૃહસ્થને માટે પણ સમજવાનો છે.

जयं चरे जयं चिट्ठे, जयमासे जयं सए ।
जयं भुजंतो भासंतो, पावं कम्मं न बंधइ ॥

તું કદાચ ઊભો રહે, કદાચ બેઠો રહે, કદાચ ચાલતો હો, તો ત્યાં તારે શું કરવું ? તો તું જયણાપૂર્વક ઊભો રહેજે. જયણાપૂર્વક બેસજે. ક્યાંય જીવવિરાધના ન થાય તે જોજે. ઈર્યાસમિતિ તો મુનિઓને ખાસ કીધી છે. તું ઊભો રહેજે, પણ જયણાથી. ઘડીક પગ આમ કરે ને ઘડીક આમથી તેમ હલાવે એમ નહિ. તું દરેક કામ એવી રીતે કરજે, કે જેથી કોઈ જીવની વિરાધના તો નથી થતી ને ? એનું તને ધ્યાન રહે.

એટલું જ નહિ, પણ તું હમેશાં ઉચિત કર્મ કરજે. અનુચિત ન કરીશ. ગૃહસ્થને પણ એવો બોધ આપ્યો છે કે તું આ ચાર વાનાં ન કરીશ. એ ચારેને યમને આવવાના અને આપણે માટે મરવાના બારણાં–દ્વાર કીધાં છે, આ ચારે જો તું નહિ કર, તો તારે ચિંતા નથી.

'એ ચાર વાનાં કયાં? અમને કહો તો ખરાં.'

તો સાંભળ—

अनुचितकर्मारम्भः, स्वजनविरोधो बलीयसा स्पर्धा ।
गुरुवचने च विमर्शो, मृत्योर्द्वाराणि चत्वारि ॥

એક તો તારે કરવા લાયક જે કર્મ ન હોય, તે તું કોઇ દિ' ન કરીશ. નાતમાં, જાતમાં, કુળમાં ને ઘરમાં, તને લાગે કે આ અન્યાય છે, અનીતિ છે, અપ્રમાણિક છે, તો એ તું ન કરીશ. 'ગમે તેવાં આચરણો મારે કરવાં, ગમે

તેમ ફરવું, ગમે તેમ ચાલવું ને રખડવું, એ મારે ઉચિત નથી,' એમ તને લાગે તો તારે ન કરવું. અને લોકોમાં અનુચિત ગણાય તેવું તું કરીશ, તો સમજજે કે હવે તારે યમરાજાનું દ્વાર આવી ગયું.

અને કોઈનો તારે વિરોધ કરવો ય પડે. પણ તારાં સ્વજનમાં ને સગામાં, કુટુંબમાં વિરોધ ન કરીશ. દુનિયામાં વિરોધના ઘણાં સ્થાનો છે. તું તારા ઘરમાં ન કરીશ. અને જો એમાં ય વિરોધ કરીશ, તો તારું મૃત્યુનું દ્વાર આવીને ઊભું રહેશે.

ત્રીજું 'વલીયસા સ્પર્ધા'—સામો તારાથી વધારે બળવાન હોય, વધુ મોટો હોય, વધારે સત્તાવાળો હોય, વધારે સમૃદ્ધિવાળો હોય, તેની સાથે તું સ્પર્ધા–હરીફાઈ ન કરીશ. સ્પર્ધા તો ગુણમાં કરજે. દયામાં ને પરોપકારમાં કરજે. આ આટલો દયાળુ છે, તો હું એનાથી કેમ વધું? આ પરોપકારી છે, તો હું એનાથી કેમ વધુ પરોપકાર કરું? આવી સ્પર્ધા કરજે. પણ તોફાનની, લડાઈની, કોઈનું બૂરું કરવાની કે ખરાબ કરવાની સ્પર્ધા ન કરીશ. અને તારાં કરતાં વધારે બળવાન કે વધુ લાગવગવાળા જોડે જો સ્પર્ધા કરીશ, તો એ તારે માટે મૃત્યુનું દ્વાર છે.

અને ગુરુવચને ચ વિમર્શઃ'—તારાં જે વડીલો છે, ગુરુ મહારાજો છે, એમના વચનમાં તું સંકલ્પવિકલ્પ ન કરીશ. એમણે કહ્યું તે સાચું હશે કે નહિ? આમ કેમ કીધું? આવાં તર્ક–વિતર્ક ને શંકા, એ ગુરુ–વચનમાં ન કરવા.

જેમાં શંકા ને તર્ક–વિતર્ક થાય, એનું નામ આજ્ઞા નથી.
'किं तद्दानं यत्र वेला विलम्बः, काऽसावाज्ञा यत्र कार्ये विचार्यम् ।'

મહાત્માએ કીધું છે કે આનું નામ દાન ન કહેવાય, ને આનું નામ આજ્ઞા ન કહેવાય. કોઈ બિચારાંને જરૂર પડીને તમારે ઘેર આવ્યો. તમને એ માણસ સાચો લાગે, જરૂરિયાતવાળો લાગે, તે છતાં તમે કહો કે–કાલે આવજે. બે દિવસ પછી આવજે.' આનું નામ દાન ન કહેવાય. એથી એને કેટલું દુઃખ થાય? એની આંતરડી કકળે, ને એના નિસાસા લાગે. એ તો 'ખુદા દેગા તો ખરા, પણ હગાહુગા કર દેગા' એના જેવું થાય. તારે આપવું હોય તો તરત આપી દેવું. નહિ તો ના પાડવી. પણ કાલે આવજે ને બે કલાક પછી આવજે, એમ કહીને એને રોવડાવવો, એને દુઃખી કરવો ને પછી દાન આપવું, એનું નામ દાન નથી. એમ કરવાથી તો એને કેટલું આર્ત્તધ્યાન થાય? એનું નિમિત્ત તું બનીશ.

અને ગુરુમહારાજા કહે કેઃ આ કામ તારે કરવાનું છે. ત્યાં કહે કે હું આપની આજ્ઞામાં જ છું' ને છતાં વળી એમાં વિચાર કરવો, એનું નામ આજ્ઞા નથી. એ તો ગુરુ-મહારાજા કહે ત્યાં 'તહત્તિ' સિવાય બીજો વિચાર જ ન હોય.

વ્યવહારસૂત્રમાં તો ત્યાં સુધી કીધું છે કે–શિષ્ય એવો વિનયવંત જોઈએ કે ગુરુમહારાજા એકવાર 'श्वेतः काकः' –કાગડો ધોળો છે, એમ કહે તો પણ 'હા સાહેબ! બરાબર છે, એમ જ કહે. કારણકે–ગુરુમહારાજા કાંઈક કારણ હોય

ત્યારે જ કહેતાં હોય. શિષ્યની પરીક્ષા કરવા માટે પણ એમ કહે.

**અને જો ગુરુના વચનમાં પણ શંકા થાય, અશ્રદ્ધા થાય, તો એ મૃત્યુનું દ્વાર છે.**

આમ આ ચારે મરણના દ્વાર છે. એમાં પહેલું 'અનુચિત કર્મ કરવા'રૂપ છે. કોઈ પણ અનુચિત કામ તું ન કરીશ. ઉચિત ન થાય તો બેસી રહેજે, પણ અનુચિત તો ન કરીશ, સમ્યક્ત્વી જો અનુચિત કર્મ કરે, તો એના સમ્યક્ત્વમાં પણ સંદેહ પડશે. એ તો જયારે તમે યોગદૃષ્ટિનું સ્વરૂપ સાંભળશો, ત્યારે ખબર પડશે.

યોગની આઠ દૃષ્ટિ છે. દૃષ્ટિના બે પ્રકાર છેઃ એક ઓઘદૃષ્ટિ છે. બીજી યોગદૃષ્ટિ છે. ઓઘદૃષ્ટિમાં જુદાં જુદાં દર્શનો થયાં. ઓઘ એટલે સામાન્ય. સામાન્ય રીતે એક દર્શન જોયું ને એમાં આગ્રહ બંધાઈ ગયો, એ ઓઘદૃષ્ટિ.

એક ફળ પડયું હોય, એ ફળને જુદાં જુદાં જોનારાં કેટલાં હશે ? નાનું બાળક પણ એ જોશે. એ જોઇને એને જુદો વિચાર આવશે. કોઇ જુવાન માણસ જોશે, તો એ વળી જુદી રીતે જોશે. કોઇ મૂર્ખો માણસ જોશે, તો એ જુદી રીતે જોશે. ડાહ્યો માણસ પણ એને જુદી રીતે જોશે. એટલું જ નહિ, પણ એ ફળને દિવસે જુઓ તો જુદું લાગશે. રાત્રે જુઓ તો જુદું જ દેખાશે. ત્યાં આપણી દૃષ્ટિમાં ફેર પડે છે. રાત્રે ઘોર–ગાઢ અંધારું છે, અને દિવસે અજવાળું છે. હવે એ જ ફળને ઘનઘોર વાદળાં છવાયાં

હોય ને જુઓ, તો જુદું લાગશે. અને સૂર્યના પ્રકાશમાં એ જુદું દેખાશે.

આમ એક જ ફળને જેમ જુદી જુદી વ્યક્તિઓ કાળ અને દેશને ભેદે જુદી જુદી રીતે જુએ છે, ને પછી એમને એમાં આગ્રહ બંધાઈ જાય કે આ ફળ આવું જ છે. બીજો કહે-'ના ના, એવું નથી, આવું છે. આવો કદાગ્રહ બંધાય એનું નામ જ દર્શન થઈ ગયું.

"દર્શન જે હુવા જુજુઆં તે ઓઘ નજરને ફેરે રે."

જગતમાં જુદાં જુદાં અનેક દર્શનો થયાં. સાંખ્ય દર્શન, યોગદર્શન, પૂર્વમીમાંસા, ઉત્તર મીમાંસા, વૈશેષિક દર્શન, ન્યાયદર્શન, બૌદ્ધ દર્શન, એવાં અનેક દર્શનો થયાં. એ બધાં જુદી જુદી દૃષ્ટિ ને જુદી જુદી માન્યતાની અપેક્ષાએ થયાં છે. એ જુદી જુદી દૃષ્ટિ-માન્યતાનું નામ જ ઓઘદૃષ્ટિ.

ત્યારે યોગદૃષ્ટિમાં એવાં ભેદો ન હોય. "ભેદ થિરાદિક દૃષ્ટિમાં, સમકિતદૃષ્ટિને હેરે રે." પરમાત્માના વચન સાંભળવા પૂર્વક જે શ્રદ્ધા થવી એનું નામ યોગદૃષ્ટિ.

આ યોગની આઠ દૃષ્ટિમાંથી પહેલી-મિત્રા, તારા, બલા ને દીપ્રા આ-ચાર દૃષ્ટિ મિથ્યાત્વીને પણ હોય છે. અને બીજી-સ્થિરા, કાન્તા, પ્રભા અને પરા એ-ચાર દૃષ્ટિ જીવ જ્યારે ગ્રંથિભેદ કર્યા પછી સમકિત પામે છે-કોઇ ઉપશમ સમકિત પામે, ને કોઈ ક્ષયોપશમ સમકિત પામે- એ પામ્યા પછી એને સ્થિરાદિ ચાર યોગદૃષ્ટિઓ આવે.

એ સમકિતનું સ્વરૂપ શું? ને કઈ રીતે પામે? એ

વળી કો'કવાર બતાવશું. પણ અહીં કહેવાનું શું છે? કે– પહેલી ચાર યોગદષ્ટિ મિથ્યાત્વમાં પણ હોય. મિથ્યાત્વમાં પણ ઉત્તરોત્તર આત્માનો વિકાસ જ દેખાડયો છે.

ત્યાં બીજી દૃષ્ટિમાં કીધું છે કે એ દૃષ્ટિ જેને હોય, એના હાથે કોઈ દિવસ અનુચિત કામ ન થાય. એ કોઇ દિવસ અનુચિત કામ કરે જ નહિ.

તો તું તો સમકિત પામ્યો છે. તારે હાથે જો અનુચિત થાય, તો એ મૃત્યુનું દ્વાર જ છે. માટે જો તું ઉચિત કામ કરીશ, તો તારાં નવાં પાપ નહિ બંધાય ને જૂના ધોવાઇ જશે.

માટે જ અહીં મુનિઓને કીધું છે કે: હે મુનિ ! તું યતનાપૂર્વક ચાલજે. જ્યાં ત્યાં ડાફાં મારતો ચાલીશ નહિ. ઊભો રહે તો પણ યતનાપૂર્વક ઊભો રહેજે. બેઠો હોય તો ય ઘડીકે પગ લાંબો કરે, ને ઘડીકે ટૂંકો કરે, એવું ન કરીશ. પણ જયણાથી બેસજે. સૂવા માટે પણ પૂંજીને–પ્રમાર્જીને સૂજે. જીવની વિરાધના ન થાય એનું ધ્યાન રાખજે. આહાર પણ યતનાપૂર્વક નિર્દોષ લાવજે, આલોવજે અને ખાજે. ખાતાં ખાતાં કચકચાટ ને ટપટપાટ ન કરીશ. આ ધર્માધાર શરીર છે. એને ટકાવવા માટે અન્ન તો જોઈશે જ. પણ એ જયણાપૂર્વક લાવજે. અને બોલવું પણ કઈ રીતે ? તો યતનાપૂર્વક બોલજે. જાડી ભાષા, સાવદ્યભાષા ન બોલીશ. પારકાંના મર્મોદ્‌ઘાટન ન કરીશ. નિરવદ્ય ભાષા બોલજે.

ગૃહસ્થને પણ કીધું છે કે–તું કોઈને ખોટાં આરોપ ન ચઢાવીશ. મહાપુરુષો કહે છે કે–ખોટો આરોપ આપે, એથી તો ચંડાળ પણ ભલો છે. ત્યાં જીવને ત્રણ વાનાં કરવાના કીધાં છે :—

सेविज्ज सवन्नुमयं विसालं, पालिज्ज सीलं पुण सव्वकालं ।
न दिज्जए कस्सवि कूडयालं, छिंदिज्ज एवं भवदुक्खजालं ॥

તારે આ સંસારના દુઃખોને છેદવાં હોય, તો આ ત્રણ વાનાં તું કરજે, યાદ રાખજે.

પરમાત્માનો ધર્મ ને એનું શાસન તને મળ્યાં છે, તો એની તારી શક્તિ પ્રમાણે તું આરાધના કરજે. અવિચ્છિન્ન પ્રભાવશાલી ત્રિકાલાબાધિત આ વીતરાગધર્મ એ સો ટચનાં સોના જેવો છે. કોઈ જાતની કસોટીમાં પણ એમાં દોષ નથી. એ નિર્દોષ જ છે. આવાં ધર્મની સેવના કરજે.

અને શુદ્ધ બ્રહ્મચર્યનું પરિપાલન કરજે. યાદ રાખજે કે—प्राणभूतं चरित्रस्य, परब्रह्मैककारणम्'—ચારિત્રનું પ્રાણભૂત જો કોઈ હોય તો એ નિર્મળ બ્રહ્મચર્ય જ છે. અને પરબ્રહ્મ કહેતાં મોક્ષનું અદ્વિતીય કારણ કોઈ હોય તો તે પણ બ્રહ્મચર્ય જ છે. આખાં જગત્માં ઘરે ઘરે કજિયો ને કલહ કરાવનારા નારદમુનિને મોક્ષનું કારણ કોઈ હોય તો એ બ્રહ્મચર્ય જ છે.

અને કોઈ જીવને ખોટું આળ ન આપીશ. એનાથી સામાંને દુઃખ થશે. ને તારું પણ કલ્યાણ નહિ થાય.

આ સંસારમાં દુઃખના જે ઢગલાંના ઢગલાં પડ્યાં છે, અને જે નવાં આવવાના છે, એને તોડવાના આ ત્રણ સાધનો છે. માટે જ કહ્યું કે : ભાષા પણ નિરવદ્ય બોલજે. સત્ય બોલજે. ને મીઠું લાગે તેવું બોલજે. એ પણ મિત પ્રમાણોપેત–બોલજે. પણ જેમ આવે તેમ લવારા ન કર્યા કરીશ.

આ બધું કઇ રીતે પળાય ? જયણા પણ ક્યારે કરી શકાય ? ત્યાં કીધું છે કે :

पढमं नाणं तओ दया, एवं चिट्ठइ सव्वसंजए ।
अन्नाणी किं काही, किं वा नाहीइ छेयपावगं ॥

પહેલું જ્ઞાન હશે તો જ દયા પળાશે. આ જીવ છે કે અજીવ ? એની તને ખબર નહિ હોય તો તું દયા ક્યાંથી પાળીશ ? ‘ આ જીવ છે. એને પરિતાપ થાય, દુઃખ થાય, ત્રાસ થાય, માટે એની વિરાધના મારાંથી ન કરાય. અને આ લાકડું અજીવ છે. એની પણ વિરાધના મારે ન કરાય. કદાચ એની નીચે કોઇ જીવ જંતુ હોય તો એની પણ વિરાધના થઇ જાય.’ જીવાજીવનું આવું જ્ઞાન હોય તો જ દયા પળાય. માટે જ પહેલું જ્ઞાન બતાવ્યું, પછી દયા કહી.

જ્ઞાન હશે તો દયા પળાશે, દયા હશે તો સંયમ પળાશે, ને સંયમ હશે તો જ યતના પળાશે. અને તો જ તું કર્મો પણ ખપાવી શકીશ. માટે પહેલી જ્ઞાનદશા જીવને જોઈએ. પછી ક્રિયા કીધી છે. પણ ‘ज्ञानक्रियाभ्यां मोक्ष’

મોક્ષ તો જ્ઞાન અને ક્રિયા–બંને વડે જ થાય છે. એ આગળ બતાવીશું. અત્યારે તો જ્ઞાનની વાત છે.

ત્યાં વિદ્વાનોને કીધું છે કે : તમારે પાપ પખાળવાનું કયું તીર્થ છે? તો વિદ્યારૂપી તીર્થ છે. વિદ્વાનનો તો વાચના, પૃચ્છના, પરાવર્ત્તના, અનુપ્રેક્ષા ને ધર્મકથારૂપ જ્ઞાનધ્યાનમાં જ સમય પસાર થાય. એને નવાં કર્મ તો બંધાય જ નહિ, પણ જૂનાં પણ ક્રોડો કર્મ બળી જાય.

બીજાં સાધુઓ, ઉત્તમ પુરુષો છે, એમને પાપ ક્યાં પખાળવાનું છે? તો એમને માટે 'સત્ય' એ જ તીર્થ છે. એમણે દરેક વાતમાં સત્ય રાખવું. અસત્ય ન બોલવું. મુનિઓને પણ સત્ય જ બોલવાનું હોય. શય્યંભવભટ્ટ પ્રબળ મિથ્યાત્વી બ્રાહ્મણ હતાં. તો પણ એને એક વાતની ખાત્રી હતી કે 'જૈન મુનિઓ ત્રણ કાળમાં કોઈ દિવસ અસત્ય ન બોલે.' આ આખી વાત આગળ કહીશું. પણ કહેવાનું શું છે? કે મુનિઓ સત્ય કદી ન છોડે. એમને તો સત્ય એ જ તીર્થ છે.

અને 'गंगातीर्थे मलिनमनसो योगिनो ध्यानतीर्थे' આપણે જેમ શત્રુંજય તીર્થ છે. તેમ અન્ય દર્શનોમાં ગંગા એ તીર્થ છે. એમાં મલિનમનવાળાં પોતાના પાપ પખાળે છે.

યોગીઓ અનેક જાતના છે. સિદ્ધયોગી, સાધ્યયોગી, જ્ઞાનયોગી, અધ્યાત્મયોગી; ને ધ્યાનયોગ ને સમતા યોગવાળાં પણ અનેક જાતના છે. એમને પોતાનું પાપ ક્યાં

પખાળવું ? તો એમને તો ધારણા, ધ્યાન ને સમાપત્તિ, પ્રભુ સાથે એકાકાર થઈ જવું, આ જગત્‌ની સાથે કોઈ સંબંધ નહિ, એવું જે ઉત્તમ ધ્યાન, એ જ એમને માટે સાધન છે.

અને 'धारातीर्थे धरणिपतयः' રાજાઓને 'ધારા' એ તીર્થ છે. એ તરવારની ધારા કે ન્યાયની ધારા. કોઈને અન્યાય ન થાય, દરેકને યોગ્ય ન્યાય આપવો, એ રૂપ જે ધારા, એ જ એમને પાપ ધોવાનું તીર્થ છે.

અને 'दानतीर्थे धनाढ्याः' ધનાઢ્યને–પૈસાદારને પોતાના પાપ ધોવાનું તીર્થ 'દાન ધર્મ' છે. પોતાની શક્તિ મુજબ એણે દાન કરવું જ જોઈએ.

અને છેલ્લે 'लज्जातीर्थे कुलयुवतयः पातकं क्षालयन्ति, કુલવાન જે બાલિકા છે, સ્ત્રીઓ છે, એમને પોતાના પાપને ધોવાનું તીર્થ–લજ્જામાં રહેવું, પોતાની મર્યાદામાં રહેવું, એ છે.

માટે તારે તો દાન ધર્મ એ જ તરવાનું ખરેખરું સાધન છે.

દાનથી શું થાય ? તો એના વિના પરોપકાર થાય જ નહિ. એનાથી શું લાભ થાય છે ? અને એને ચારે ધર્મોમાં મુખ્યધર્મ કેમ કીધો છે ? એનું સ્વરૂપ અગ્રે અધિકાર........






दानेन भोगं दयया सुरूपं० ॥

શું કહે છે? શાસ્ત્રકાર મહારાજા કયાં સુધી આવ્યા છે? તો સંસારનું સ્વરૂપ બતાવતાં બતાવતાં છેવટે કહે છે કે– 'स्वपरोपकाराय यतितव्यं'–પોતાના અને પારકાના ઉપકાર માટે યત્ન કરવો જોઈએ. પરોપકાર ક્યારે થાય? હૃદયનો આશય નિર્મળ હોય ત્યારે જ થાય. આશયની નિર્મળતા ક્યારે થાય? હૃદયમાં ઉદારતા હોય તો થાય. અને ઉદારતા ક્યારે આવે? તો આત્માનો કૃપણતા–દોષ નાશ પામે ત્યારે. એ જ માટે જ્ઞાનીઓએ કીધું કેઃ તમે શ્રાદ્ધોને દાનની દેશના પહેલી આપજો. તો જ એમનું ભવાભિનંદીપણું દૂર થશે અને એ દૂર થશે તો જ એમને યોગદૃષ્ટિ આવશે. અને તો જ એ માર્ગાનુસારી બનશે.

વચમાં બતાવ્યું કે– દાનથી શું મળે? દયાથી શું મળે? ધ્યાનથી ને તપથી શું મળે? સત્યથી આત્મા શું પામે? તો કહે છે કે–

दानेन भोगं दयया सुरूपं, ध्यानेन मोक्षं तपसेष्टसिद्धिम् ।
सत्येन वाक्यं प्रशमेन पूजां, वृत्तेन जन्माग्रमुपैति मर्त्यः ॥

મનુષ્ય જે મનુષ્ય જન્મ પામ્યો, એમાં ઉત્તમોત્તમ વસ્તુઓ આત્મા ક્યારે મેળવે? ઉત્તમ ભોગ છે, ઉત્તમ રૂપ

છે, ઉત્તમ સિદ્ધિ છે, આ બધું જીવ ક્યારે મેળવે ? તો દાન કરે, દયા કરે, ધ્યાન ધરે, તપ કરે, સત્ય બોલે, ઉપશમ ભાવ કેળવે, ને સદાચાર પાળે–આ બધું કરે તો એને ઉત્તમોત્તમ વસ્તુઓ મળે.

કાલે પણ બતાવ્યું હતું કે– દરેક જીવોને પોતાના પાપ પખાળવાનું તીર્થ છે. એમાં કહ્યું હતું કે– મુનિઓને–ત્યાગીઓને પોતાના સંચિત પાપ ધોવાનું સ્થાન 'સત્ય–તીર્થ' છે. એમનામાં અસત્યતા ન હોય. એ કોઇ દિ' અસત્ય ન બોલે. સત્ય જ બોલે. જૈન મુનિઓની એવી છાપ હતી, એનો પ્રભાવ હતો કે તેઓ કોઇ દિ' અસત્ય ન જ બોલે.

જે વખતે પ્રભવસ્વામી મહારાજા ધ્યાનયોગમાં વિચાર કરે છે કે 'મારી પાટ પર કોને લાવું ? આ પ્રભુ મહાવીર મહારાજાનું તીર્થ છે. એની પરંપરા વ્યવસ્થિત રીતે ચાલે, એનો વિચ્છેદ ન થાય, માટે કોઈને મારી પાટ પર સ્થાપવો જોઇએ.' એ વખતે તેઓ શ્રુતજ્ઞાનનો ઉપયોગ ચારે સંઘમાં મૂકે છે. પણ કોઈ યોગ્ય નથી દેખાતો. ત્યારે જૈનેતરોમાં પણ ઉપયોગ મૂકે છે.

**અન્યદર્શનીઓમાંથી પણ કોઇ મહાન આત્મા નીકળી આવે છે. અમારા ઘણાં આચાર્યો અન્ય-દર્શનમાંથી આવેલાં છે. તેઓએ પ્રતિબોધ પામીને પ્રવ્રજયા લીધી છે, ને મહાન સૂત્રોની રચના પણ કરી છે. તેઓ પૂર્વધર ને યુગપ્રધાન પણ થયા છે.** જેમ– 'पङ्कादपि पङ्कजमुपादीयते' કમળ કાદવમાંથી થાય છે.

એનું નામ જ પંકજ છે. ,पङ्काज्जायते इति पङ्कजं'–કાદવમાં ઉત્પન્ન થાય એનું નામ પંકજ. એને પણ આપણે સારી રીતે ઉપાદેય કરીએ છીએ. એમ કોઈ એવો જૈનેતર હોય તો એ ય શાસનનો નાયક થઇ શકે છે. શાસનને સાચવે છે.

આમ વિચારીને એમાં પણ ઉપયોગ મૂકે છે. ત્યારે રાજગૃહી નગરીમાં શય્યંભવભટ્ટ નામનો મોટો બ્રાહ્મણ છે, અને એ મોટો યજ્ઞ કરે છે, એને જુએ છે. પ્રભવસ્વામી મહારાજા વિચાર કરે છે કે 'આ શય્યંભવભટ્ટ પ્રભુના તીર્થ માટે મહાન યોગ્ય જીવ છે. કોઈ રીતે એને પ્રતિબોધ પમાડવો જોઇએ. એને પ્રતિબોધ કઈ રીતે પમાડવો ? તો એ માટે પોતે રાજગૃહી જવું જોઈએ.'

મુનિઓનો તો ધર્મ છે કે વિહાર કરવો. પ્રભવસ્વામી મહારાજા પણ વિહાર કરીને રાજગૃહી નગરીમાં પધારે છે. પછી બે મુનિઓને ગોચરી માટે મોકલે છે. એક મુનિને ગોચરી મોકલવાનો રિવાજ ન હતો. એ મુનિઓને કહે છે કે : જયાં શય્યંભવભટ્ટ નામનો બ્રાહ્મણ યજ્ઞ કરાવી રહ્યો છે તે યજ્ઞપાટકમાં તમે ગોચરી માટે જ જજો. ત્યાં તમારો કોઈ આદર ન કરે, તો તમારે વિચાર ન કરવો. તમારે પાછા વળી જવું. પાછાં વળતાં શય્યંભવભટ્ટ સાંભળે તેમ આ બે લીટી ત્યાં બોલવી.

મુનિઓ પણ આવે છે. મોટો વિશાળ યજ્ઞમંડપ છે. ક્રોડો ધ્વજાપતાકાઓ બાંધેલી છે. જઇને તેઓ 'ધર્મલાભ'

બોલે છે. પણ ત્યાં એમનો કોણ આદર કરે ? કોઈ એમની સામું પણ નથી જોતું. ત્યાં શય્યંભવભટ્ટ બહાર પાટ પર બેઠા છે. મુનિઓ તો પાછાં ચાલ્યાં ગયાં. પણ જતી વખતે તેઓ બોલે છે કે :–

'अहो ! कष्टमहो ! कष्टं, तत्त्वं तु ज्ञायते नहि ।'

"ખેદની વાત છે. આ કેવળ કષ્ટ છે. આ યજ્ઞાદિક ક્રિયાઓ કરી રહ્યાં છે, એ દુઃખનું જ કારણ છે. આ યજ્ઞમાં તત્ત્વ ક્યાં છે ? આ યજ્ઞનો પ્રભાવ આટલો બધો કેમ દેખાય છે ? તે કોઈ જાણતું નથી." આવાં બે શબ્દો બોલીને મુનિઓ ત્યાંથી ચાલ્યા જાય છે.

પણ પેલાં શય્યંભવભટ્ટના કાનમાં આ બે શબ્દો પડી ગયાં છે. અને એ વિચારે છે કે–આ મુનિઓ શું કહી કહી ગયાં ? કે–'આ યજ્ઞ એ કષ્ટનું કારણ છે. એમાં સાચું તત્ત્વ શું છે ? તે કોઇ જાણતું નથી.' આનો અર્થ વિચારતાં જ એમને થયું કે– આ મુનિઓ આવું કેમ બોલ્યાં ?

જ્યારે યજ્ઞની અમુક ક્રિયા–વિધિ પૂરી થઈ, ત્યારે એ યજ્ઞના મુખ્ય આચાર્યને બોલાવે છે, અને પૂછે છે 'આ જગતમાં સાચું તત્વ શું છે ? તે મને કહો.'

આચાર્ય કહે છે : 'સાચું તત્ત્વ જગત્માં એક જ છે. અને તે યજ્ઞ જ છે. યજ્ઞ કરવો અને એમાં હોમ કરવો; એવું જ વેદનું વિધાન છે.'

ત્યાં શય્યંભવભટ્ટ ના પાડે છે કે–'ના ના, એ તત્ત્વ

છે જ નહિ. તમે ખોટું બોલો છો. જૈન ધર્મના મુનિઓ કોઈ દિ' અસત્ય બોલે જ નહિ, એવો મને નિશ્ચય છે.'

કેટલી એને ખાત્રી હશે?. અને પરમાત્માના ધર્મની છાયા (પ્રભાવ) કેટલી હશે? આ શય્યંભવભટ્ટ જૈન ધર્મનો કટ્ટર વિરોધી બ્રાહ્મણ હતો, મિથ્યાત્વી હતો, છતાં એને જૈન મુનિઓ માટે કેવો નિશ્ચય હતો?

જે ત્યાગ પ્રભુના ધર્મમાં છે, એવો ક્યાંય નથી. એ પ્રભાવ પ્રભુના ત્યાગધર્મનો છે. અમારો એક નાનામાં નાનો સાધુ હશે કે સાધ્વી હશે, પણ એ પંચ મહાવ્રતધારી અને ત્યાગી ગણાશે. અને ગમે તેવો મહંત હોય, કે ગાદીપતિ હોય, તો ય એ ત્યાગી નહિ કહેવાય. એને કાંઈક ને કાંઈક વ્યસન હશે જ. કાં તો એ મદ્યાદિથી ટેવાયેલો હશે, ને કાં તો બીજું કાંઇ વ્યસન હશે. આપણામાં કોઇ છઠ્ઠ (બે ઉપવાસ) કરે, અઠ્ઠાઇ કરે, પંદર દિવસના ને મહિનાના ઉપવાસ પણ કરે. પણ એવી મહાન્ તપશ્ચર્યા-ત્યાગવૃત્તિ-બીજા કોઇ ધર્મમાં જોવા નહિ મળે.

એક નાનામાં નાનો મુનિ કે સાધ્વી ભરઉનાળામાં રસ્તે ચાલતાં હશે, ત્યાં એને ગમે એવી તરસ લાગી હશે, ને રસ્તામાં નદી કે તળાવ આવશે, તો પણ એ એમ નહિ કહે કે 'આ પાણી મારે પીવું છે.' એ સમજે છે, એના મનમાં નિર્ણય છે કે 'મેં પ્રભુનો ત્યાગધર્મ સ્વીકાર્યો છે. મારે આ પાણી ન જ કલ્પે.

એટલું જ નહિ, પણ તમે એને ફળ, ફૂલ, ને ઝાડથી ભરેલા બગીચામાં એકલો મૂકી દો. તો એ ત્યાં ગુલાબનું કે કોઈ પણ પ્રકારનું ફૂલ કે વનસ્પતિ નહિ તોડે. એને અડશે પણ નહિ. એ નાના સાધુ જેવો ત્યાગ ગમે તેવા સંન્યાસીમાં પણ જોવા નહિ મળે. એ પ્રભુના ધર્મનો જ પ્રભાવ છે.

મને યાદ છે, અમારાં મહારાજજી કહેતાં હતાં. બહુ વર્ષોની વાત છે. ભાવનગરના એક વકીલ હતા. બહુ જ વિદ્વાન અને હુશિયાર માણસ હતા. એમનું નામ ભાનુશંકરભાઈ. એમને સંન્યાસ લેવો હતો. સંસાર પરથી એમને વૈરાગ્ય–સાચો વૈરાગ્ય–આવી ગયેલો, એટલે તેમને સંન્યાસ લેવાનું મન થયેલું. એમને મહારાજજી પ્રત્યે ઘણો અનુરાગ હતો. મહારાજજી પાસે ઘણીવાર આવતાં જતાં. પણ સંન્યાસ લેતાં પહેલાં નહિ આવેલાં.

એ એ માટે કાશી ગયા. ત્યાં જઈને કોની પાસે સંન્યાસ લેવો? એની પરીક્ષા તો એ વિદ્વાન હતાં એટલે કરે ને? એટલે કોણ સારાં યોગ્ય સંન્યાસી છે? એની તપાસ એમણે કરી. પણ એમને કોઈ યોગ્ય ન મળ્યું. ક્યાં ય મન નથી માનતું. પણ છેવટે એમને સંન્યાસ તો લેવો જ હતો. વૈરાગ્ય તો સાચો હતો. ઘરે પાછા જવું જ નહોતું. એટલે એમણે પોતાની જાતે સંન્યાસ લઈ લીધો.

સંન્યાસ લીધો તો ખરા, પણ એ ત્યાં કાશીમાં ક્યાં અને કઈ રીતે પાળવો? એટલે એમણે વિચાર કર્યો કે–

પાછાં ભાવનગર જવું, અને ત્યાં એક આશ્રમ- કુટિર-બાંધીને હું રહીશ.

તે વખતે પાછાં ફરતાં વચમાં અમદાવાદ આવ્યું, ત્યાં મહારાજજી પાસે મળવા આવે છે. તે વખતે તેમણે કહ્યું કે: 'સાહેબ ! જૈનધર્મનો જેવો ત્યાગ છે, એવો ત્યાગ મેં ક્યાંય નથી જોયો.' પછી તેઓ બોલ્યા છે કે: 'કોઈ બિલ્લાં, કોઈ બકુલા, પહેરા ફકીરા ખિલકા, કોઇ સફા ના દેખા દિલકા.

એનો અર્થ શો છે? તો આ જગતમાં કોઈ બિલ્લી જેવાં દેખાયાં. ક્યારે ઉંદર આવે ને પકડી લઉં ? કોઇ વળી બગલા જેવાં દેખાયા. ક્યારે માછલી આવે ને પકડીને ખાઇ જઉં ? સંન્યાસી હોવા છતાં અમારામાં કોઇનું દિલ સાફ નથી. હવે તો મેં સંન્યાસ લીધો એ લીધો. હવે ઘરે નહિ જાઉં. જુદો આશ્રમ કરીને રહીશ, ને પ્રભુભજનમાં દિવસો પસાર કરીશ.

આ બતાવે છે કે '**પ્રભુ મહાવીરના ધર્મ' જેવો પ્રભાવ જગતમાં કોઇનો નથી.**

ત્યાં શય્યંભવભટ્ટ પેલાં આચાર્યને પૂછે છે કે 'સાચુ બોલો. ખરું તત્ત્વ શું છે?' મારા હૃદયમાં શંકા શાથી આવી ? તો–

अचिन्तयच्चोपशमप्रधानाः साधवो ह्यमी ।
न मृषावादिन इति, तत्त्वे संदेग्धि मे मनः ॥

'**આ વીતરાગ-જૈનધર્મના મુનિઓ ઉપશમ**

પ્રધાન છે. કોઇ દિ' હાસ્યથી કે ભયથી, રાગથી કે દ્વેષથી, કોઇ રીતે એ અસત્ય ન જ બોલે. અને—

शान्ता महर्षयो, नैते, वदन्ति वितथं क्वचित् ।
वीतद्वेषा वीतरागा, निर्ममा निष्परिग्रहा· ॥

'આ જૈન મુનિઓ આવીને જે બોલી ગયાં–' અહો ! કષ્ટં' એ એમનું વચન કોઇ દિવસ અસત્ય ન હોય. કારણ કે–જેમને રાગ નથી, દ્વેષ નથી, શરીર પર પણ જેમને મમત્વ નથી, જગત્ પરથી જેમણે મોહ–મમત્વ છોડી દીધા છે, અને દરેક જાતના પરિગ્રહથી રહિત છે, એ કદી પણ અસત્ય ન જ બોલે. માટે ખરું તત્વ શું છે? તે સાચે સાચું કહી દો. નહિ તો તમારો શિરચ્છેદ કરીશ.'

મનુસ્મૃતિમાં કીધું છે : જ્યારે આપદ્ધર્મ આવે, મરણ આવે, મસ્તક કપાવાનો સમય આવે, ત્યારે જેવું હોય તેવું કહી દેવું. સાચું કહી દેવું. ત્યાં સુધી સાચું ન બોલવું.

'कथ्यं यथातथं तथ्यं, शिरश्छेदे हि नान्यथा ।'

અહીં પણ પેલાં આચાર્ય કહે છે : 'આ યજ્ઞનો જે સ્તંભ છે, તેની નીચે અરિહંત મહારાજની–શાંતિનાથ ભગવાનની એક પ્રતિમા છે, એમના પ્રભાવથી આ યજ્ઞ નિર્વિઘ્ને ચાલે છે. અને એ જ સાચું તત્ત્વ છે. અત્યાર સુધી મેં તમને છેતર્યા છે. માટે આજથી હું તમારો ગુરૂ નથી. જે સત્ય ગુરૂ હોય તેને તમે શોધી લેજો.'

શય્યંભવને ખાત્રી થઈ જાય છે કે 'સાચું તત્ત્વ આ જ છે.' એટલે એના આચાર્યને એ કહે છે કે : 'નહિ, તમે જ મારાં સાચાં ગુરૂ છો. તમે જ મને આજે સાચું

તત્ત્વ બતાવ્યું છે.' આમ કહીને એમને સોનું રૂપું વગેરે અનેક વસ્તુઓ ભેટ આપે છે.

ત્યારપછી એ પેલાં મુનિઓને શોધવા નીકળે છે. તપાસ કરતાં કરતા ઉપાશ્રયે જાય છે, ને ગુરૂમહારાજાને સાચું તત્વ પૂછે છે. ત્યારે તેઓ પાંચ મહાવ્રત બતાવે છે,—

"विरयामो पाणाइवायाओ, विरयामो मुसावायाओ, विरयामो अदिन्नादाणाओ, विरयामो मेहुणाओ, विरयामो परिग्गहाओ."

કોઇ જીવને ત્રાસ, ભય, પરિતાપ ન આપવો.

કોઈ દિવસ પ્રાણાંતે પણ અસત્ય બોલવું નહિ.

કોઇ દિ' કોઇનું ન આપેલું લેવું નહિ.

નિષ્કલંક બ્રહ્મચર્ય પાળવું.'ऊर्ध्वरेता भवेत्प्राज्ञः, सर्वतो मैथुनं त्यजन्' અખંડ શુદ્ધ બ્રહ્મચર્ય જે પાળે છે, તે ઊર્ધ્વરેતા બને છે.

અને અપરિગ્રહી રહેવું. કોઇ જાતનો મોહ-મમતા ને પરિગ્રહ ન રાખવો.

આ પાંચ મહાવ્રતો પાળવાં, એ અમારો ધર્મ છે. અને એ જ સાચું તત્ત્વ છે.

આ સાંભળીને એ જ વખતે શય્યંભવભટ્ટ ગુરૂમહારાજા પાસે પ્રવજ્યા લે છે, અને અભ્યાસ કરીને ચૌદપૂર્વધર થાય છે.

એમની દીક્ષા વખતે એમની સ્ત્રી ગર્ભવતી હતી. એ વખતે એના કુટુંબીઓ ને સ્વજનો કહે કે: 'આવો વિદ્વાન્ અને સમજુ બ્રાહ્મણ છતાં સ્ત્રીની પણ દયા ન રાખી,

અને ચાલ્યો ગયો. અને 'अपुत्रस्य गतिर्नास्ति' પુત્ર ન હોય, એને સદ્દગતિ ન મળે, માટે પુત્ર પેદા કરીને જવું, આમ શાસ્ત્રમા કીધું છે, ને આ તો એમ ને એમ ચાલ્યો ગયો. કેવો મૂર્ખ છે?

પછી લોકો એની પત્નીને પૂછે છે: 'તમને કાંઈ (ગર્ભ) છે? તો સ્ત્રી કહે છે: હા, 'मनाक्–मणय' કાંઈક છે. મને મહિનાઓ જાય છે.

પૂરે માસે એ પુત્રને જન્મ આપે છે. પહેલાં 'मणय' કંઇક છે. એમ કીધેલું તે પરથી એનું નામ 'મણય–મનક' એવું રાખે છે. એ મોટો થાય છે, આઠ વર્ષનો થાય છે. એકવાર છોકરાઓમાં માંહોમાંહે મશ્કરી થાય છે. એમાં કોઈ કહે છે 'તારો બાપ નથી. તું નબાપો છે.

એટલે આ મનક માતાને પૂછે છે: 'મારાં બાપા ક્યાં છે?' તે મને કહો.' ત્યારે માતા કહે છે: 'તારાં પિતા એકવાર યજ્ઞ કરતા હતા ત્યારે કોઈ ધૂતારા જૈન સાધુઓ આવીને એમને લઈ ગયાં છે.'

બાળક સમજદાર હતો. એ પિતાને શોધવા નીકળે છે. ત્યારે શય્યંભવસૂરિ મહારાજા ચંપાનગરીમાં બિરાજે છે. મહાવીરસ્વામીની પાટે સુધર્માસ્વામી ભગવાન થયા. એમની પાટે જંબૂસ્વામી થયા. એમની પાટે પ્રભવસ્વામી ને એમના પટ્ટધર શય્યંભવસૂરિ મહારાજા થયાં છે. તેઓ અત્યારે ચંપાનગરીમાં વિચરતા હતા.

બાળક ફરતો ફરતો ત્યાં ગામ બહાર આવે છે. ત્યાં

શય્યંભવસૂરિ મહારાજા પણ સ્થંડિલ જવા માટે તે વખતે આવ્યા છે. બંને એક બીજાને જુએ છે. ને બંનેને એક બીજા ઉપર પ્રેમ ઉભરાય છે. શય્યંભવસૂરિ મહારાજા પૂછે છે : 'તું કોણ છે? કયાંથી આવ્યો છે?

મનક પોતાનું વૃત્તાંત કહે છે કે: 'મારાં પિતા શય્યંભવ નામના છે. તેઓ જૈન સાધુ થઈ ગયા છે. તેમને શોધવા હું નીકળ્યો છું. મારે એમની પાસે પ્રવ્રજ્યા લેવી છે. તમે કોણ છો?'

ત્યારે શય્યંભવસૂરિ મહારાજા કહે છે કે: 'હું જ તારો પિતા છું, એમ માની લે. શય્યંભવ અને હું ખાસ મિત્રો છીએ. મારું શરીર અને એ અભિન્ન છે. માટે મારી પાસે ચાલ, ને પ્રવ્રજ્યા લે. એમ કહીને તેઓ એને ઉપાશ્રયે લઈ જાય છે. ત્યાં એને પ્રવ્રજ્યા આપે છે. પછી ઉપયોગ મૂકીને એનું આયુષ્ય જુએ છે, તો છ માસ જ જુએ છે. એટલે એને ટૂંકા સમયમાં બોધ થાય; એટલાં માટે દશવૈકાલિક સૂત્રની પોતે રચના કરે છે.

ચૌદ પૂર્વધર કે દશપૂર્વધરો એવો સમય કે એવું પ્રયોજન આવે, ત્યારે પૂર્વમાંથી અમુક વસ્તુ ઉદ્ધરે છે. એમ એમણે પણ પૂર્વમાંથી આ દશવૈકાલિક સૂત્ર ઉદ્ધર્યું. એ સૂત્ર નાનો સાધુ પણ છ મહિનામાં ભણી શકે છે. એ પોતે મનકને ભણાવે છે. મનક સંપૂર્ણ ભણે છે, ને છ મહિને એ કાળ કરી જાય છે.

ત્યારે ત્યાં શય્યંભવસૂરિ મહારાજાની આંખમાં આંસુ

આવી જાય છે. એ જોઇને શિષ્યો પૂછે છેઃ 'હે પ્રભો ! આજે આપની આંખમાં આંસુ કેમ ? આપે ઘણા મુનિઓને નિઝામણા ને આરાધના કરાવી છે. કોઈ દિ' નહિ ને આજે આંસુ કેમ ?'

ત્યારે તેઓ કહે છે કે–ભાઈ ! 'पुत्रस्नेहो हि दुस्त्यजः' મનક મારો પુત્ર હતો. એ મારી પાસેથી પામી ગયો, નિઝામણા લઇને ગયો, એના હર્ષના આંસુ મને આવે છે.

શિષ્યો કહે છેઃ 'હે પ્રભો ! તો અમને પહેલાંથી કેમ ન કીધું ? અમને ખબર હોત તો અમે પણ એમની ભક્તિનો લાભ લેત ને ? કારણ કે–શાસ્ત્રમાં કહ્યું છે કે–ગુરુને ને ગુરુના પુત્રને સરખું માન આપવું જોઈએ.'

ત્યારે ગુરુમહારાજા કહે છે કેઃ 'ભાઇ ! તમને પહેલાં કીધું હોત તો તમે એનું બહુમાન કરત. તો એ પ્રમાદમાં પડી જાત અને જે એ પામી ગયો, એ પામત નહિ. માટે મેં તમને નથી કીધું".

એમણે રચેલાં દશવૈકાલિકસૂત્રની ગાથા ગઇકાલે મેં કીધી હતી. આમ આ શય્યંભવસૂરિમહારાજાનું વૃત્તાન્ત શું બતાવે છે ? કે જેવો જૈનધર્મમાં ત્યાગ છે, એવો કોઇ જગ્યાએ નથી.

આમ ત્યાગી પુરુષોને પોતાના પાપ પખાળવાનું તીર્થ 'સત્ય' છે.

અન્યના જે શાસ્ત્રો છે, એ કેવાં છે ? તો એમાં અસત્યનો ઉપદેશ છે. 'हिंसोपदेशकं ह्येतत्'–એમાં હિંસાનો ઉપદેશ છે.

તે દિવસે જ બતાવ્યું હતું કે-હેમચંદ્રસૂરિ મહારાજા કહે છે કે–હે પ્રભો ! જ્યાં હિંસાનો જ કેવળ ઉપદેશ આપ્યો છે, જે અસર્વજ્ઞ એવાં પુરુષે રચેલાં છે, અને ક્રૂર–નિર્દય માણસોએ જેનો આદર કર્યો છે, એવાં પારકાં શાસ્ત્રો મારે પ્રમાણ નથી. મારે તો હે પ્રભો ! તારું આગમ જ પ્રમાણ છે. તારાં આગમમાં દરેક જીવનું એકાંત હિત ચિંતવ્યુ છે. કોઇનું ય અહિત નથી ચિંતવ્યું. કોઈનું બૂરું ચિંતવવાની ના કીધી છે. પ્રભાતમાં ઊઠીને મૈત્રી, પ્રમોદ–કરુણા અને માધ્યસ્થ્ય, આ ચાર ભાવના ભાવવાની કીધી છે.

मा कार्षीत् कोऽपि पापानि, मा च भूत् कोऽपि दुःखित ।
मुच्यतां जगदप्येषा, मतिर्मैत्री निगद्यते ॥

જગત્માં કોઈ જીવો પાપ ન કરો. જીવો તો પાપ કરશે જ, એ પાપ છોડવાના નથી, પણ તારે તો આવી જ ભાવના રાખવી કે 'કોઇ જીવ પાપ ન કરો. કોઈ જીવ દુઃખી ન થાવ. અને આખું જગત્ કર્મથી મુક્ત થાવ.' આવી મૈત્રી ભાવના છે.

બીજી પ્રમોદ ભાવના છે. જગતમાં કોઇ જ્ઞાની હોય, કોઇ દાની હોય, ત્યાગી હોય, પરોપકારી હોય, અનેક ગુણવાળાં જીવો હોય. ગૃહસ્થને પણ એવાં ગુણ હોય. કોઇ દાનેશ્વરી હોય, કોઇ બ્રહ્મચારી પણ હોય, તો એનો તું હૃદયમાં આનંદ માનજે. પણ ઈર્ષ્યા ન કરીશ. કારણ કે –તું ઈર્ષ્યા કરીશ, તો એ એની ઇર્ષ્યા નથી, પણ એના ગુણમાં તને ઈર્ષ્યા છે. અને એના ગુણમાં જો તું ઈર્ષ્યા

કરીશ. તો તને આ ભવમાં તો એ ગુણ નથી મળ્યો, પણ ભવાંતરમાં પણ નહિ મળે.

કોઇ દુઃખી આત્મા દેખ, તો હૃદયમાં દયા લાવજે, કરુણા લાવજે. એનું દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરજે. આ કરુણા ભાવના છે.

અને જગતમાં અવગુણી આત્મા ઘણાં મળશે. ગુણવાન્ ઓછાં મળશે. અને તને પ્રેમ કયાં થશે? તો હમેશાં ગુણ પ્રત્યે જ પ્રેમ થાય, અવગુણમાં નહિં. તો પણ એ અવગુણવાળાં પ્રત્યે પણ દયાભાવ, અનુકંપા જ બતાવજે. એનો દ્વેષ ન કરીશ.'अनुकम्पैव सत्त्वेषु, न्याय्या धर्मोऽयमुत्तमः ।'

આવી મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય–ચારે ભાવના ઉચ્ચકોટિની ભગવંતે કીધી છે. એ માટે જ કહે છે કેઃ તારૂં આગમ જગતનું એકાંત હિત કરનારૂં છે, કોઇનું ય અહિત નહિ.

ત્યારે અન્ય આગમમાં તો કીધું છે કે—

यज्ञार्थं पशवः सृष्टाः, स्वयमेव स्वयम्भुवा ।
यज्ञोऽस्ति भूत्यै सर्वस्य, तस्माद् यज्ञे वधोऽवधः ॥

બ્રહ્માએ યજ્ઞને માટે જ પશુઓ સર્જ્યાં છે, અને યજ્ઞમાં હોમ કરવાથી જ તેમની આબાદી છે. એ માટે યજ્ઞનો વધ એ અવધ છે, વધ નથી. અને—

एष्वर्थेषु पशून् हिंसन् वेदतत्त्वार्थविद्द्विजः ।
आत्मानं च पशूंश्चैव, गमयत्युत्तमां गतिम् ॥

આ ત્રણ વાનામાં—મધુપર્કમાં, શ્રાદ્ધમાં અને યજ્ઞમાં —હિંસા કરનારો, માંસ ખાનારો, એવો વેદના તત્ત્વને

જાણનારો જે બ્રાહ્મણ છે, એ બ્રાહ્મણ કેવો થાય ? તો આત્માને-પોતાને-અને યજ્ઞમાં જેને હોમે છે. તે પશુઓને દેવલોકની ગતિમાં લઈ જાય છે. હવે શું કહેવું ? હિંસા કરે એને દેવલોક મળે, તો હિંસા ન કરે એને તો હવે નરકમાં જ જવું પડશે ?

આટલું જ નહિ, પણ ત્યાં કહે છે કે-'જ્યારે જગત્માં વધુ પડતાં હિંસા ને માંસાહાર થઈ ગયાં, ત્યારે એને નિયમમાં લાવવા માટે યજ્ઞમાં હિંસા ને માંસાહાર કરવાનાં કીધાં છે. તારે માંસ ખાવું હોય તો યજ્ઞ સિવાય, શ્રાદ્ધ સિવાય ને મધુપર્કની ક્રિયા સિવાય ખાઈશ નહિ.' આવું કોઇ કહે તો એ વાત પણ ખોટી છે. કારણકે એવું જો હોય, તો 'તું શ્રાદ્ધાદિમાં માંસ ખાજે, બીજે ન ખાઇશ. અને શ્રાદ્ધમાં, યજ્ઞમાં ને મધુપર્કમાં તું જો માંસ નહિ ખાય, તો તને પ્રત્યવાય-પાપ લાગશે.' એવો વિધિ અને નિયમ ન કરત. ત્યાં કીધું છે કે-

नियुक्तस्तु यथान्याय्यं. यो मांसं नात्ति मानवः ।
स प्रेत्य पशुतां याति. संभवानेकविंशतिम् ॥

યજ્ઞમાં, શ્રાદ્ધમાં ને મધુપર્કમાં જો માંસ ન ખાય તો તે મરીને એકવીશ અવતાર સુધી પશુનો અવતાર પામે.' આવો વિધિ ને એનો પ્રત્યવાય બતાવ્યો છે.

વિધિ કોને કહેવાય ? નિયમ કોને કહેવાય ? અને પરિસંખ્યા કોને કહેવાય ? એ તો જ્યારે આગળ આવશે. ત્યારે ખબર પડશે. જ્યાં દેશવિરતિધર્મ અને સર્વવિરતિ-

ધર્મનો અધિકાર આવશે, ત્યાં દેશવિરતિભાવમાં ભાંગા કઈ રીતે પડે છે? તો ગૃહસ્થને શેનું પચ્ચકખાણ છે? ત્રસ અને સ્થાવર–બંનેનું નહિ, પણ ત્રસનું જ પચ્ચકખાણ છે. તો શું એણે સ્થાવરને મારવાં? નહિ, મારવા નહિ. પણ સર્વથા ન રહેવાય તો ત્રસના તો પચ્ચક્ખાણ કરવાં જ જોઈએ. આનું નામ પરિસંખ્યા છે.

ત્યારે બીજે તો હિંસાનો ઉપદેશ છે. ત્યાં કીધું કે–તું યજ્ઞમાં પશુઓને મારજે. નહિ મારે તો પ્રાયશ્ચિત્ત આવશે. આવું તો એ શાસ્ત્ર છે.

માટે હે પ્રભો! મારે તો તારું વચન એ જ પ્રમાણ છે. તારું પ્રવચન મને મળ્યું હશે તો આ ભવમાં હું ભલે ઓછી આરાધના કદાચ કરીશ, પણ મને ભાવાંતરમાં તો જરૂર મોક્ષ મળશે જ.

આવું જે પરમાત્માનું શાસન છે, પ્રવચન છે, એમાં આવેલો જીવ જ્યારે સમજે છે કે આ સંસાર દુઃખમય છે, એમાંથી છૂટવું જોઈએ ને મોક્ષ મેળવવો જોઈએ. ત્યારે એણે પરોપકાર કરવામાં પ્રયત્ન કરવો જોઈએ એ પરોપકારના દ્રવ્ય અને ભાવ–એમ બે ભેદ છે. કોઈને અન્નવસ્ત્ર વગેરે આપવું, એ દ્રવ્યથી પરોપકાર છે. અને કોઈ ધર્મ ન પામ્યો હોય એને ધર્મ પમાડવો, અને પામ્યો હોય એને એમાં સ્થિર કરવો, એ ભાવથી પરોપકાર છે.

એના બે પ્રકાર છેઃ શ્રુતધર્મ અને ચારિત્રધર્મ. કોઈને જ્ઞાન આપવું એ શ્રુતધર્મ, ને કોઈને ચારિત્ર આપવું એ

ચારિત્રધર્મ. એમાં પહેલો શ્રુતધર્મ મુખ્ય છે. એ હશે તો જ ક્રિયા અને દયા છે.

પ્રભુનું જે પ્રવચન, તે શ્રુતધર્મરૂપ છે. એમાં અગિયાર અંગો છે. એ પ્રભુએ પોતે અર્થથી આપણને આપ્યાં છે. અને એ પરંપરાએ આપણી પાસે આવ્યાં છે. એ પ્રવચનનો અર્થ જો બરાબર ન થાય, તો આપણને બોધ ન થાય માટે 'प्रवचनानुयोगः कर्तव्यः' પ્રવચનનું વ્યાખ્યાન-વિવેચન કરવા રૂપ ભાવપરોપકાર કરવો જોઈએ. એ કરીએ તો જ બાળ-જીવોને બોધ થાય. અને એ કરીએ તો એને પણ એક મંગળસ્વરૂપ કહ્યું છે.

અહીં મંગળ કયું છે? તો 'નંદી.' નંદી એટલે સમૃદ્ધિ. એ હોય તો હર્ષ અને આનંદ હોય માટે એ હર્ષ અને આનંદ આપનારું નંદી શાસ્ત્રમાં પહેલું કરવું જોઇએ. એ કઈ રીતે કરવું? તો એના પણ પ્રકાર છે. દરેક વાચક શબ્દો ચાર ભાગમાં-ચાર અર્થમાં-વહેંચાયેલાં છે.

જેમ 'ઘડો' છે. એના ચાર અર્થ થાયઃ નામ ઘડો, સ્થાપનાઘડો, દ્રવ્યઘડો ને ભાવઘડો. એમ 'જિનેશ્વર' શબ્દ છે. એના ય ચાર અર્થ. નામજિન, સ્થાપનાજિન, દ્રવ્યજિન ને ભાવજિન. આમ દરેક શબ્દોના અનેક અર્થો છે, અનેક નિક્ષેપા છે, પણ એમાંથી એના ચાર નિક્ષેપા તો કરવાના જ છે.

કોઇને કહીએ કેઃ ઘડો લાવ. તો એ માટીનો ઘડો લાવશે. બીજું કાંઇ નહિ લાવે. એ નામઘડો કહેવાય.

નિશાળમાં અનેક ચિત્રો હશે. હાથીના હશે, ઘોડાના હશે, ઘડાના પણ એમાં હોય. ત્યાં માસ્તર છોકરાને કહે કેઃ ઘડો લાવ. તો એ ત્યાં માટીનો ઘડો લાવશે ? ના, એ સાચો ઘડો નહિ લાવે, પણ એ તો ઘડાનું ચિત્ર લાવશે. એ ચિત્રને ય ઘડો કહેવાય. એનું નામ સ્થાપના ઘડો.

માટીના પિંડામાંથી જ્યારે કુંભાર ઘડો બનાવતો હોય, ત્યારે એને પૂછો કેઃ શું બનાવે છે ? ત્યાં એ શું કહે ? ઘડો બનાવું છું". પણ ત્યાં ઘડો ક્યાં છે ? હજી તો માટીનો પિંડો છે. છતાં એને ઘડો કહેવાય છે. કારણ કે– એમાંથી ઘડો બનશે. એનું નામ દ્રવ્ય ઘડો.

અને માટીનો ઘડો તૈયાર હોય, એમાં પાણી ભર્યું હોય, અને એ માથે લઇને પનિહારી જતી હોય, તો એને ય ઘડો કહેવાય. એનું નામ ભાવઘડો.

એમ નંદી શબ્દના પણ નિક્ષેપા છે. એનું સ્વરૂપ કઈ રીતે ? તે અગ્રે અધિકાર....






तत्र परमार्हन्त्यमहिमोपशोभितभगवद्वर्धमानस्वामिनिवेदितमर्थमवधार्य गणभृत्सुधर्मस्वामिना तत्सन्तानवर्त्तिभिश्चान्यैरपि सूत्रप्रदानमकारि, न च सूत्रादविज्ञातार्थादभिलषितार्थावाप्तिरुपजायते, ततः प्रारंभणीयः प्रवचनानुयोगः। स च परमपदप्राप्तिहेतुत्वाच्छ्रेयोभूतः, श्रेयांसि च वहुविघ्नानि भवन्ति, यत उक्तं—'श्रेयांसि बहुविघ्नानि, भवन्ति महतामपि। अश्रेयसि प्रवृत्तानां, क्वापि यान्ति विनायकाः॥ इति, ततोऽस्य प्रारम्भ एव सकलप्रत्यूहोपशमनाय मङ्गलाधिकारे नन्दिर्वक्तव्यः॥

શાસ્ત્રકાર મહારાજા શું કહે છે? તો પહેલું બતાવ્યું કે– પરોપકાર કરવામાં માણસે પ્રવૃત્તિ કરવી જોઈએ. પછી એ પરોપકાર બે પ્રકારનો બતાવ્યો: એક દ્રવ્યથી ને બીજો ભાવથી. કોઈને ધર્મ પમાડવો એ ભાવથી પરોપકાર છે. એ ધર્મ બે પ્રકારનો છે. એક શ્રુત ધર્મ ને બીજો ચારિત્રધર્મ.

શ્રુતધર્મ કોને કહેવાય? તો 'सुयधम्मो सज्झाओ'–શ્રુતધર્મ એટલે સ્વાધ્યાય, શ્રુતજ્ઞાન, જ્ઞાનદશા. અને શ્રુતજ્ઞાન મેળવ્યા પછી કોઈને સંયમ પમાડવો, એનું નામ ચારિત્રધર્મ.

એ બંને ધર્મમાં શ્રુતધર્મ એ અમુક અપેક્ષાએ મુખ્ય છે. કારણ કે– શ્રુતજ્ઞાન પામેલો હોય, એ જ ચારિત્રધર્મ–સંયમ–પાળી શકે છે. અને એ માટે જ દશવૈકાલિકસૂત્રમાં કહ્યુ છે કે 'पढमं नाणं तओ दया'–તું પહેલું શ્રુતજ્ઞાન ભણીશ

પછી જ દયા પાળી શકીશ. પછી જ ચારિત્રધર્મ આચરી શકીશ. પણ જો તને જ્ઞાન નહિ હોય, તો તું કોની દયા પાળી શકીશ ?

जो जीवेवि वियाणेइ, अजीवे वि वियाणइ ।
जीवाजीवे वियाणंतो, सो हु नाहीइ संजमं ।'

જ્યારે આત્મા સમજે કે–'આ જીવ છે. આની દયા કરવી જોઈએ. અને આ થાંભલો અજીવ છે.' આવું બધું જાણ્યું હોય તો દયા પાળી શકાય. જો થાંભલાને ય જીવ માની લે તો ? માટે એ બધી સમજણ હોય, તો જ આત્મા સંયમનું પરિપાલન કરી શકે છે. એ માટે જ્ઞાનને–શ્રુતધર્મને મુખ્ય કહ્યો છે.

પણ એ અમુક અપેક્ષાએ. કારણકે–ગમે તેટલું જ્ઞાન હશે, તોય છેવટે ચારિત્રધર્મ વિના મોક્ષ નથી મળવાનો. અમને તો 'ज्ञानक्रियाभ्यां मोक्षः'–જ્ઞાન અને ક્રિયા–બંને હોય તો જ મોક્ષ છે. એકલું જ્ઞાન ભણવાથી કે એકલી ક્રિયા કરવાથી મોક્ષ ન મળે.

માટે જ કહ્યું છે કે: 'आचारः प्रथमो धर्मः'–ગમે તેટલું ભણ્યો હોય, ગમે તેવો વિદ્વાન્ ને પંડિત હોય, પણ આચાર જ્યાં સુધી ન હોય ત્યાં સુધી ધર્મ નથી. તને ગમે તેવું ઔષધનું જ્ઞાન હોય કે 'આ ઔષધથી વાયુ મટે, આનાથી પિત્ત નાશ પામે, આ ઔષધથી આ રોગ જતો રહે,' આમ ઘણું જ્ઞાન હોય, પણ એકલાં એ જ્ઞાનથી શું વળે ? જો તું એ ઔષધનું સેવન ન કરે તો એ રોગ નહિ મટે. માટે આચાર–ક્રિયા પણ જોઈએ જ. કર્મયોગ પહેલો જોઈએ.

कर्मयोगं समभ्यस्य, ज्ञानयोगसमाहितः ।
ध्यानयोगं समारुह्य, मुक्तियोगं प्रपद्यते ॥

આત્માને મોક્ષયોગ ક્યારે મળશે? સંપ્રજ્ઞાત ને અસંપ્રજ્ઞાત, સબીજ ને નિર્બીજ, આવી બે સમાધિઓ ક્યારે મળશે? તો પહેલાં ધ્યાનયોગમાં–ધ્યાનદશામાં–આવીશ તો જ મોક્ષ મળશે. આત્મા પરમાત્મામાં એકતાન બની જાય, તો જ મોક્ષ મળે. ધ્યાનયોગ અનેક જાતના છે:

'अध्यात्मं भावना ध्यानं, समता वृत्तिसंक्षयः ।'

અધ્યાત્મયોગ, ભાવનાયોગ, ધ્યાનયોગ, સમતાયોગ, ને વૃત્તિસંક્ષયયોગ, ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ, ને સામર્થ્યયોગ, આવી બધી ધ્યાનયોગની દશાઓ મળશે, ત્યારે જ મોક્ષ મળશે.

ત્યારે ધ્યાન એટલે શું? ધ્યાન કોને કહેવાય?

તો ત્યાં ધારણા, ધ્યાન ને સમાપત્તિ, એમ ત્રણ દશા બતાવી છે. પહેલાં ધારણા છે. 'देशबन्धश्चित्तस्य धारणा' ચિત્તને એક દેશમાં–પરમાત્માના સ્વરૂપમાં–રોકવું, એનું નામ ધારણા.

પછી ધ્યાન. જેમાં ધ્યાતા હોય, ધ્યેય હોય, ને ધ્યાન હોય. આ ત્રણે હોય ત્યારે ધ્યાન કહેવાય. પરમાત્માના ધ્યાનમાં હમેશાં ત્રણ વાનાં હોય છે. એક તો ધ્યાન. એમાં દ્રવ્યની, ગુણની ને પર્યાયની વિચારણા હોય. 'આત્માના ગુણ શું છે? પર્યાય શું છે? દ્રવ્ય કોને કહેવાય?' અને એવી જ રીતે પરમાત્માના ગુણનું, એના સ્વરૂપનું ચિંતન કરવું એનું નામ ધ્યાન કહેવાય.

એ ધ્યાન કોણ કરે છે? તો 'હું કરું છું.' એ કરનાર જે હોય, એનું નામ ધ્યાતા.

અને હું કોનું ધ્યાન કરું છું? તો પરમાત્માનું, એના સ્વરૂપનું.' એનું નામ ધ્યેય.

આમ ધ્યાનમાં ત્રણ વસ્તુ છે. अहं ध्याता' હું ધ્યાતા છું. 'अयं ध्येयः' આ પરમાત્મા ધ્યેય–ધ્યાન ધરવા લાયક છે. અને ધ્યાન શું? તો 'तत्प्रत्ययैकतानता ध्यानं'–પ્રત્યય એટલે જ્ઞાન. 'પરમાત્મા એ જ હું છું' એવી પરમાત્માની સાથે જ્ઞાનની એકતાનતા થઈ જવી, પરમાત્મસ્વરૂપ સાથે તન્મય બની જવું, એનું નામ ધ્યાન.

અને જ્યારે ધ્યાનની પરાકાષ્ઠા એવી થઇ જાય; કે એ ધ્યાતાને ને ધ્યાનને બેયને ભૂલી જાય. 'હું ધ્યાતા છું' એવું પોતાનું સ્વરૂપ પણ ભૂલી જાય. ને 'હું ધ્યાન ધરું છું' એ પણ ભૂલી જાય. કેવળ પરમાત્માસ્વરૂપ જ થઈ જાય, એનું નામ સમાધિ–સમાપત્તિ કહેવાય.

આવાં ધારણા, ધ્યાન ને સમાધિરૂપ ધ્યાનયોગ જીવને થાય ત્યારે જ મોક્ષ મળે.

સભામાંથી પ્રશ્ન: 'સાહેબ! આવું ધ્યાન તો આઠમા ગુણઠાણા પછી જ હોય ને?'

જવાબ: 'ધર્મધ્યાન તો ચોથા ગુણઠાણે પણ હોય છે. ચોથે, પાંચમે ને છઠ્ઠે ગુણઠાણે ધર્મધ્યાન હોય. અને શુક્લધ્યાન સાતમા ગુણઠાણાથી શરુ થાય. સાતમે, આઠમે, નવમે, દશમે, ને અગિયારમા ગુણઠાણા સુધી શુક્લધ્યાનનો પહેલો પાયો હોય. એને મનના, વચનના ને કાયાના વ્યાપારરૂપ યોગ હોય. એમાં ઘડીક શબ્દના ધ્યાનમાં હોય,

ઘડીક શબ્દના અર્થના ધ્યાનમાં હોય, ઘડીકે વળી દ્રવ્યનું ધ્યાન હોય, વળી ગુણનું હોય, એના પર્યાયોનું ધ્યાન કરતો હોય, આમ એના ધ્યાનમાં પરિવર્તન થયા કરે. એ પહેલો શુક્લધ્યાનનો પાયો કહેવાય.

જ્યારે આત્મા બીજા પાયામાં આવે, ત્યારે દ્રવ્ય, ગુણ ને પર્યાયમાંથી એકનું જ ધ્યાન હોય. કાં તો દ્રવ્યનું, કાં તો ગુણનું, અને કાં તો પર્યાયનું—એમ એકનું જ ધ્યાન હોય. શબ્દ કે એના અર્થ–એમાંથી પણ એક જ રહે. એમ મન, વચન, કાયાના યોગોમાંથી પણ એક જ રહે. બીજાં ન રહે. એ શુક્લ ધ્યાનનો બીજો પાયો કહેવાય. એ જ્યારે આવે, ત્યાં જીવને વચમાં કેવળજ્ઞાન અને કેવળ-દર્શન થાય. જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, મોહનીય અને અંતરાય, આ ચાર ઘાતી કર્મો છે. એ આત્માના ગુણનો નાશ કરનાર છે. એનો નાશ કરીને કેવળજ્ઞાન પામે છે.

બાકીના ચાર જે કર્મો છે, એ આત્માના ગુણનો નાશ નથી કરતાં, માટે એને અઘાતી કર્મ કીધાં છે. પણ એ ભવોપગ્રાહી કર્મ છે. જીવને સંસારમાં પકડી રાખે છે. એ કર્મો રહ્યાં હોય ત્યાં સુધી આત્માએ સંસારમાં રહેવું પડે છે. આત્માને ક્ષાયિકભાવે કેવળજ્ઞાન થાય, ક્ષાયિક ચારિત્ર પણ મળે, બધું જ મળે, પણ આ ચાર કર્મો હોય ત્યાં સુધી એને સંસારમાં રહેવું જ પડે છે.

આમ, શુક્લધ્યાનના બીજા પાયામાં કેવલજ્ઞાન થાય.

ત્રીજા પાયામાં તો યોગનિરોધ હોય છે. કેવળજ્ઞાનીને

મોક્ષનું અંતર્મુહૂર્ત બાકી રહે, ત્યારે એ મન-વચન-કાયાના યોગનો નિરોધ કરે છે. કારણ કે જ્યાં સુધી યોગ છે, ત્યાં સુધી જીવ કર્મ બાંધ્યા જ કરે છે. તેરમે ગુણઠાણે ભલે શાતાવેદનીય બાંધે છે; પહેલે સમયે બાંધે છે, બીજે સમયે ભોગવે છે, પણ બાંધે છે તો ખરો જ. અને જ્યાં સુધી કર્મનો બંધ છે ત્યાં સુધી કર્મો સર્વથા નાશ નહિ જ પામે. માટે કર્મબંધ ટાળવા માટે અયોગી અવસ્થા કરવી જ પડે છે.

જીવને કર્મબંધના ચાર કારણો છે: મિથ્યાત્વ, અવિરતિ, કષાય ને યોગ.

અદેવમાં દેવની બુદ્ધિ થવી, અગુરુમાં ગુરુની બુદ્ધિ થવી, અતત્ત્વમાં તત્ત્વની બુદ્ધિ થવી, એ બધું મિથ્યાત્વ કહેવાય. એ પહેલાં ગુણઠાણાં સુધી હોય.

બીજે, ત્રીજે, ચોથે, ગુણઠાણે અવિરતિભાવ હોય, કષાય હોય ને યોગ હોય. એ પણ કર્મબંધના કારણ છે. એમાં અવિરતિભાવ દેશવિરતિગુણઠાણા સુધી રહે. એને વિરતિ છે. પણ એ દેશથી છે, સર્વથી નહિ. એને સર્વવિરતિ નથી, થોડીક પણ અવિરતિ છે. સર્વવિરતિભાવ તો મુનિને જ હોય.

મુનિને પચ્ચક્ખાણ હોય છે કે ત્રસ કે સ્થાવર કોઈ જીવોને ન મારવા. ત્યારે ગૃહસ્થને ત્રસના પચ્ચક્ખાણ હોય છે. કોઈ ત્રસજીવને ન મારવા, એવાં પચ્ચક્ખાણ હોય, પણ સ્થાવરની જયણા હોય. કારણ કે એ ગૃહસ્થાવાસમાં છે.

એમાં પણ મુનિને તો સંકલ્પથી કે આરંભથી-કોઈ

રીતે-કોઇ જીવને ન મારવો, એવાં પચ્ચક્ખાણ હોય છે. પણ ગૃહસ્થને તો એ ઘરે છે, માટે એને રસોઈ કરવી પડે, શાક, લીલોતરી વગેરે લાવવું પડે, કાપવું પણ પડે, એવાં એવાં અનેક આરંભના કાર્યો એને કરવાના હોય છે, માટે એને આરંભથી જયણા હોય. પણ સંકલ્પથી કોઇને ન મારવો, એવાં એને પચ્ચકખાણ હોય.

એમાં પણ કોને મારવો ? તો–જીવ બે પ્રકારના હોય છે. એક સાપરાધી ને બીજો નિરપરાધી. જેણે તમારો ગુનો કે અપરાધ કર્યો હોય તે સાપરાધી છે. અને જેણે તમારી ભૂલ નથી કરી, અપરાધ નથી કર્યો, એ નિરપરાધી છે. એમાં ગૃહસ્થને નિરપરાધીના પચ્ચકખાણ હોય છે. 'જેણે મારી પ્રત્યે કોઈ જાતનો અપરાધ નથી કર્યો, એને મારે મારવો નહિ, આવાં એને પચ્ચકખાણ હોય. પણ સાપરાધીની એને જયણા હોય

ચેડા મહારાજાને બારે વ્રત હતાં અને એમણે લડાઇઓ પણ ઘણી કરી. છતાં એમને હિંસા નથી લાગી. કારણ કે એમને પચ્ચકખાણ હતાં કે 'સાપરાધીને જ મારે મારવો કલ્પે. નિરપરાધીને નહિ.' એટલે લડાઇમાં સામો બાણ મારે પછી જ પોતે બાણ મારતાં એટલે એમને વ્રતભંગ ન થયો.

પણ મુનિને તો સાપરાધી ને નિરપરાધી કોઇને નથી મારવાનો. એને તો બંનેના પચ્ચક્ખાણ હોય.

એમાં પણ બે પ્રકાર છે. એક સાપેક્ષભાવે, ને બીજો નિરપેક્ષભાવે. કેટલાંક અપરાધી હોવા છતાં એની અપેક્ષા હોય છે, ને કેટલાંક નિરપેક્ષ હોય છે. એમાં ગૃહસ્થને નિરપેક્ષભાવના પચ્ચકખાણ હોય. અપરાધી હોવા છતાં, એની કોઇ અપેક્ષા ન હોય. નિરપેક્ષભાવ હોય તો એને એ ન મારે. અને સાપેક્ષભાવની જયણા હોય. સાપેક્ષના એને પચ્ચક્ખાણ ન હોય. જેમ એનો દીકરો દુર્માર્ગે-અનાચારે ચડી ગયો હોય, કહ્યું ન માનતો હોય, તો એના હિત માટે એને મારવો પડે છે. એ સાપેક્ષભાવે કહેવાય. એ દીકરાની એને અપેક્ષા છે, માટે એને મારે છે.

ત્યારે મુનિઓને તો સાપેક્ષભાવે કે નિરપેક્ષભાવે-બંને ભાવે-મારવાના પચ્ચકખાણ હોય છે. માટે મુનિને વીશ વસા દયા થઈ, ને ગૃહસ્થને સવા વસા દયા થઈ.

કારણકે-ગૃહસ્થને ત્રસ અને સ્થાવરમાં ત્રસના પચ્ચકખાણ અને સ્થાવરની છૂટ. એટલે દશ વસા સ્થાવરના ગયા. એમાં પણ સંકલ્પ અને આરંભમાંથી આરંભની છૂટ હોય, એટલે આરંભની પાંચ વસા દયા ઓછી થઈ. પાંચ વસા જ રહી. એમાં પણ સાપરાધીને મારવાની છૂટ હોય, એટલે એનાં અઢી વસા ઓછાં થયા. અને એમાં ય સાપેક્ષભાવ હોય તો મારવાની છૂટ છે, એટલે અઢીમાંથી સવા વસા ઓછાં થયા. અને ફક્ત સવા વસા જ દયા બાકી રહી.

આમ મુનિને બધી રીતે દયા છે, એટલે એને સર્વ-વિરતિભાવ છે. અને ગૃહસ્થને દેશવિરતિ જ કીધી છે. ગમે

તેવો શ્રાવક હોય, તોય એને થોડો—અનુમોદના જેટલો પણ—અવિરતિભાવ હોય જ. માટે અવિરતિભાવ પાંચમા ગુણઠાણા સુધી થોડો હોય, અને છઠ્ઠે ગુણઠાણે સંપૂર્ણ સર્વવિરતિભાવ હોય.

એક શ્રાવક દેશવિરતિના ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ અધ્યવસાય સ્થાનકવાળો હોય;— દેશવિરતિના અધ્યવસાય સ્થાનક અસંખ્યાતા છે, અને મુનિના ચારિત્રના અધ્યવસાયસ્થાન-સંયમસ્થાન પણ અસંખ્ય છે.—એમાંથી સર્વવિરતિનું જઘન્યમાં જઘન્ય સંયમસ્થાન હોય, તો પણ એ દેશવિરતિના ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ અધ્યવસાયસ્થાનક કરતાં અનંતગુણ વિશુદ્ધિવાળું છે. માટે જ કહ્યું કે ગમે તેવું, પણ ચારિત્ર ક્યાં છે?—

"છઠ્ઠું ગુણઠાણું ભવ અડવી, ઉલ્લંઘન જેણે કરિયું,
તાસ સૌભાગ્ય સકળ મુખ એકે, કિમ કરી જાયે કહિયું
ધન્ય તે મુનિવરા રે, જે ચાલે સમભાવે...."

છઠ્ઠું ગુણઠાણું કેવું છે? તો આ સંસારરૂપી અટવીને ઉલ્લંઘન કરાવનારું પરમાત્માનું એ છઠ્ઠું ગુણઠાણું છે. ત્યાં તો ધર્મધ્યાન કરતાંયે આર્તધ્યાનની મુખ્યતા છે. છતાં એ ગુણઠાણું જેને થોડો વખત પણ ફરસ્યું છે, થોડો વખત પણ જેના પરિણામમાં એ આવી ગયું છે, એનું જે સૌભાગ્ય અને ઉત્તમતા છે, એ બધાં ય મોઢે કહીએ, તોય ન કહી શકાય.

ત્યારે એ ખબર પડે ખરી કે આને છઠ્ઠું ગુણઠાણું ફરસ્યું છે?

હા, ખબર પડે જ. જેને એ ગુણઠાણું ફરસ્યું હોય. એના ગુણો, એનું આચરણ ને એની પરિણતિ જ એ વસ્તુ બતાડી દે છે કે આને આ ગુણઠાણું પરિણમ્યું છે.—

'ગુણઠાણાની પરિણતિ જેને, ન છીપે ભવજંજાળે,

રહે શેલડી ઢાંકી રાખી, કેતો કાળ પરાળે? ધન્ય તે....'

તમે શેલડીને ગમે તેટલીવાર પરાળથી દબાવીને રાખો, પણ એ તો એ પરાળને પણ હટાવીને ઊંચી આવવાની જ છે. એમ જેનામાં છઠ્ઠું ગુણઠાણું આવ્યું છે, ત્યાગવૃત્તિ આવી છે, એ છાનું નથી રહેતું. એના વચન ને એના ગુણો એ બધાં ઢાંકયાં ન રહે. એ કહી જ દે કે–આને છઠ્ઠું ગુણઠાણું છે. આવાં છઠ્ઠાં ગુણઠાણામાં જ જીવને સર્વવિરતિભાવ હોય. એ માટે જ કીધું કે–પાંચમા ગુણઠાણા સુધી તો અવિરતિ છે, અને એ કર્મબંધનું કારણ છે.

પછી કષાય. એ દશમા ગુણઠાણા સુધી રહે. દ્વેષ વહેલો જાય. પણ રાગ–લોભ બહુ ચીકણો છે. એ દશમા સુધી પડયો રહે. જીવ જયારે શ્રેણિ માંડે ત્યારે લોભકષાયના અપૂર્વ સ્પર્ધકો કરે. એની બાદર કિટ્ટીઓ કરે. એનું સ્વરૂપ બહુ ઝીણું–કઠણ છે. એ અત્યારે કહેવાય નહિ. પણ એ બધું કરે ત્યારે દશમે ગુણઠાણે લોભ નાશ પામે કે–અહીંથી ભાગો. હવે અહીં આપણું કામ નથી.

પણ લોભ મહામજબૂત છે બધાં કષાયોમાં ખરાબમાં ખરાબ છે. કષાયોનું ફળ શું? તેથી શું ગેરલાભ થાય? તો કહે છે—

'क्रोहो पीइं पणासेइ, माणो विणयनासणो ।
माया मित्ताणि नासेइ, लोहो सव्वविणासणो ॥'

તને ક્રોધ થયો. ગમે તેના પર ક્રોધ થયો. પણ એ ક્રોધથી શું થયું? તો એની તારાં પરની પ્રીતિ નાશ પામી, ને તારી એના પરની પ્રીતિ નાશ પામી.

અભિમાન આવ્યું કે-મારાં જેવો કોણ છે? મને કહેનાર ને પૂછનાર કોણ છે? આવું મિથ્યાભિમાન આવી જાય એટલે વિનયગુણ નાશ પામે. અને વિનય નાશ પામે. તો બધું જાય. શાસ્ત્રમાં કીધું છે કે—વિનય અને વિવેક, એ આત્માના મુખ્ય ગુણ છે. એ હશે તો બીજા ૯૯ ગુણો આવશે અને એ નહિ હોય તો બધાં ય ગુણો એકડાં વિનાના મીંડાં જેવાં છે. ત્યાં કીધું છે કે-'હે ગૃહસ્થ! તું ભલે ગૃહસ્થાવાસમાં રહ્યો, પણ તારું ગૃહસ્થપણું ક્યારે શોભશે? તો–

'सद्दानेन गृहारम्भो, विवेकेन गुणव्रजः ।'

જો તારામાં દાનગુણ હશે, તો તારું ગૃહસ્થપણું શોભશે. એકલો પ્રતિક્રમણ ને સામાયિક કર્યા કરીશ, તો એથી તારું ગૃહસ્થપણું નહિ શોભે. એવી રીતે 'विवेकेन गुणव्रजः'–તારામાં જો વિવેક ને વિનયગુણ હશે તો તારામાં જે ગુણો હશે, પરોપકાર હશે, દયા હશે, એ તમામ ગુણો શોભશે. પણ

વિનય-વિવેક હશે નહિ, તો એ એકેય ગુણ નહિ શોભે. માટે જ કીધું કે- 'विवेको दशमो निधिः'-નવ નિધાન તો ચક્રવર્તીને કીધાં છે. પણ વિવેક એ દશમો નિધિ છે. તારામાં વિવેક નહિ હોય તો બધાં નિધિ નકામાં છે. અને વિવેક હશે તો બધાં નિધિ તારી પાસે આવી જશે.

આ વિનયનો-વિવેકનો નાશ કરનાર અભિમાન છે.

અને તારામાં જો માયા હશે, તો તારો કોઈ વિશ્વાસ નહિ કરે. માયાને તો કેટલી ઉપમા આપી છે?—

कुशलजननवन्ध्यां सत्यसूर्यास्तसन्ध्यां
कुगतियुवतिमालां मोहमातङ्गशालाम् ।
शमकमलहिमानीं दुर्यशोराजधानीं
व्यसनशतसहायां दूरतो मुञ्च मायाम् ॥

કલ્યાણરૂપી પુત્રને માટે એ વાંઝણી છે. એ જ્યાં હોય ત્યાં કલ્યાણ-કુશળ હોય જ નહિ. અને સત્યરૂપી સૂર્યના અસ્ત માટે એ માયા સંધ્યા જેવી છે. વળી દુર્ગતિ રૂપી જે યુવતિ છે, તેની વરમાળા જેવી એ માયા છે. અને મોહરૂપી હાથીઓની શાળા જેવી છે. એટલું જ નહિ, પણ શમ કહેતાં શાંતિ, તે રૂપી જે કમળ છે, તેને બાળી નાખવા માટે એ બરફની વૃષ્ટિ જેવી છે. અને અપયશની તો એ રાજધાની છે. એ માયા જ્યાં હશે ત્યાં સેંકડો દુઃખો આવીને ઊભાં રહેશે. આવી એ માયા મિત્રોનો નાશ કરે છે.

અને લોભને કેવો કીધો છે? 'लोहो सव्वविणासणो'

—સર્વગુણનો નાશ કરનાર લોભ છે. એ હોય ત્યાં સરળતા ન હોય. વક્રતા જ હોય. ત્યાં વિનય પણ ન હોય.

આ જગતમાં જીવો દુઃખો શાથી પામે છે? તો કેવળ લોભથી જ પામે છે. 'लोभमूलानि पापानि।'

હે માનવ! આ લોભને તું છોડી દે. નહિ તો તને સુખ નહિ મળે. તું જેટલાં પાપ કરીશ, એ બધાં લોભને લીધે કરીશ. તું અઢાર પાપસ્થાનક કરે છે, તે કોને માટે? તો તારાં હૃદયમાં લોભ પડયો છે, માટે જ કરે છે. સંતોષ હોય તો પાપ ન કરે.

એક મહાપુરુષે કીધું છે કે—આ જગતમાં આશ્ચર્ય કોને કહેવાય? રાજા હોય ને ધર્મિષ્ઠ હોય, એને આશ્ચર્ય કહેવાય? બ્રાહ્મણ હોય ને વિદ્યાવાન્ હોય, એને આશ્ચર્યમાં ગણાય? તો કહે છે કે—ના ના, એ બધું આશ્ચર્ય નથી. તો આશ્ચર્ય શું છે? ત્યાં બતાવે છે કે:—

किं चित्रं यदि राजनीतिनिपुणो राजा भवेद्धार्मिकः?
किं चित्रं यदि वेदशास्त्रनिपुणो विप्रो भवेत् पण्डितः?।
तच्चित्रं यदि रूपयौवनवती साध्वी भवेत् कामिनी
तच्चित्रं यदि निर्धनोऽपि पुरुषः पापं न कुर्यात् क्वचित्।

મહાપુરુષે નીતિમાં કીધું છે કે—રાજા ધર્મિષ્ઠ હોય, રાજનીતિમાં કુશળ હોય, ને પ્રજાને આનંદ આપે, તો એ આશ્ચર્ય નથી. એ તો એની ફરજ છે. એનું કર્તવ્ય છે.

એક બ્રાહ્મણ છે, ને ઉત્તમકુળમાં ઉત્પન્ન થયો છે. એ ચારે વેદ ને વિદ્યામાં પારંગત થયો, એ પણ આશ્ચર્ય નથી: એ પણ એનો ધર્મ જ છે.

ત્યારે આ જગતમાં આશ્ચર્ય શું છે ? એ તો કહો.

તો આ જગતમાં ખરેખરું આશ્ચર્ય એ છે કે રૂપવાન હોય, યુવાન હોય, એવી જે કુલીન સ્ત્રી, એ આ જગતના મોહ ને જંજાળ છોડીને ત્યાગમાં–સર્વવિરતિભાવમાં આવી જાય, એ એક આશ્ચર્ય છે.

અને બીજું પણ એક આશ્ચર્ય છે. શું છે ? તો જીવ ગમે તેવી નિર્ધન અવસ્થામાં આવી જાય, છતાં એને એમ ન થાય કે હું પાપ કરું, ખરાબ કામ કરું. પણ એને એમ જ થાય કે—જે સ્થિતિમાં કુદરત, કાળ ને કર્મ મૂકે, એમાં આનંદ માનવો જોઈએ. એનું જ નામ જીવન છે.

જિંદગી અને મરણ, લાઈફ (life) અને ડેથ (Death) એટલે શું ?

તો જે સ્થિતિમાં કુદરત મૂકે એમાં આનંદ માનવો, એનું નામ જિંદગી. કોઈ કહે : તારી બૈરી ભાગી ગઇ. તો 'ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજીશું શ્રીગોપાળ,' એવું એને થાય. તારી લક્ષ્મી ગઇ, તો કહે : ભલે ગઇ. તારો દીકરો ગયો, તો કહેઃ ભલે ગયો. કોઈ કહેઃ આ દુઃખ આવ્યું, તો કહેઃ ભલે આવ્યું. આમ કર્મ જે સ્થિતિમાં મૂકે, એ સ્થિતિમાં આનંદ માને, પણ હાયવોય ન કરે, એનું નામ જિંદગી.

અને હાયવોય કરે કે—આ લક્ષ્મી મળી. આ છોકરો મળ્યો. આનું કેમ થશે ? કેમ સચવાશે ? જતાં રહેશે તો ?

આમ ક્ષણે ક્ષણે જે ઉદ્વેગ થાય, ને ક્રોધ-માન-માયાની વૃત્તિઓ થયાં કરે, એનું નામ જ મરણ કહેવાય.

માટે જ્ઞાનીઓ કહે છે કે 'એવો જે જીવ હોય કે જે ગમે તેવી સ્થિતિમાં મૂકાય, છતાં એને પાપ કરવાનું મન ન થાય, એ એક આશ્ચર્ય છે. કારણ કે-પાપ કરવાનું મન શાથી થાય? લોભ હોય તો. પાપ એ લોભના ઘરનું છે. જેને લોભ નથી, એને એવું મન ન જ થાય.

આવો લોભ સર્વગુણનો વિનાશ કરનાર છે. એ દશમે ગુણઠાણે જાય. આમ દશમે ગુણઠાણે બધાં કષાયો ચાલ્યાં જાય છે, ત્યાર પછી કર્મબંધનું એક કારણ 'મન-વચન-કાયાના યોગ' રહ્યાં.

યોગ પણ કર્મબંધનું કારણ છે. એનાથી શાતા-વેદનીય બંધાય છે. એ પણ કર્મ તો છે જ ને? એ જ્યાં સુધી બંધાય, ત્યાં સુધી મોક્ષ કઈ રીતે મળે? માટે કેવલીભગવંતો યોગનિરોધની પ્રક્રિયા કરે. એ પ્રક્રિયા બહુ મોટી છે.

ત્યાં એ શું કરે? એમનું આયુષ્ય કર્મ ઓછું હોય, ને બીજાં ત્રણ કર્મો આયુષ્ય કરતાં વધારે પડયાં હોય, તો એનો નાશ કરવા માટે એને આયુષ્યની સાથે સમાન કરવા માટે, એ કેવળીસમુદ્‌ઘાત કરે છે. એ આઠ સમયનો છે. એનાથી બધાં ય કર્મો સરખાં થઈ જાય. એ પછી પોતે ત્રણ યોગનો નિરોધ કરે. એટલે

નવું કર્મ આવતું બંધ થાય. ત્યાં એને શુક્લધ્યાનનો ત્રીજો પાયો હોય.

આ રીતે જીવ ધ્યાનયોગથી કર્મનો નાશ કરે છે. એ ધ્યાનયોગ ક્યારે થાય? તો કર્મયોગનો અભ્યાસ કરે ત્યારે જ. એ કર્મયોગ પણ જ્ઞાનપૂર્વક કરે, ત્યારે જ તેને ધ્યાનયોગ આવશે. પછી મોક્ષ મળશે.

આમ ત્યાં કર્મયોગ અને જ્ઞાનયોગ–બંને યોગ સાથે બતાવ્યા છે. એકલો કર્મયોગ કે એકલો જ્ઞાનયોગ નથી કીધો. 'ज्ञानक्रियाभ्यां मोक्षः' જ્ઞાનયોગ અને કર્મયોગ બંને હોય તો જ જીવનો મોક્ષ થાય.

કોઈ જીવો અત્યારે કહી રહ્યાં છે કેઃ આ ક્રિયા શા માટે કરવી જોઈએ? તપ–જપનું શું કામ છે? આત્માનું સ્વરૂપ જ જાણી લ્યો. એટલે મોક્ષ મળી જશે.

પણ એ બધી વાતો ખોટી છે. એકલાં જ્ઞાનથી–ક્રિયા વિનાના જ્ઞાનથી–મોક્ષ હોઈ શકે જ નહિ. એ જ માટે ભગવંતે આચારાંગસૂત્રમાં પણ આચારને મુખ્ય કહ્યો છે. અને એ જ માટે કહ્યું કે–

'ધન્ય તે મુનિવરારે, જે ચાલે સમભાવે,
ભવ સાયર લીલાએ ઉતરે, સંયમ કિરિયા નાવે.'

એ મુનિવરોને ધન્ય છે કે 'જે સમભાવે ચાલે છે. સંયમ અને ક્રિયારૂપી નાવડું એમને મળ્યું છે, અને એથી આ સંસાર સાગરને તેઓ તરી જાય છે.

પણ એકલાં જ્ઞાનયોગથી જીવો તરતાં નથી. અને

એકલાં નિરાલંબન—કોઇ આલંબન વિનાનાં—ધ્યાનથી પણ કોઈ ન જ તરે. ધ્યાનમાં પણ આલંબન જોઇએ જ છે.

અન્ય દર્શનીઓએ પણ કીધું છે કે—કલિકાલમાં એવાં પણ જીવો થશે કે જેઓ કહેશે કે—એકલાં આત્માને જ જાણી લ્યો. બીજું બધું કરવાની કાંઈ જરૂર નથી.

એ બધું કઇ રીતે કીધું છે?. તેનું સ્વરૂપ અગ્રે અધિકાર....






आचारशास्त्रं सुविनिश्चितं यथा,
जगाद वीरो जगते हिताय यः ।
तथैव किञ्चिद् गदतः स एव मे,
पुनातु धीमान् विनयार्पिता गिरः ॥

જ્ઞાનીભગવંતે કીધું છે કે–પરોપકારના બે પ્રકાર છે. એમાં દ્રવ્યથી પરોપકાર–અન્ન વસ્ત્રાદિક આપવા તે છે. પણ એ પરોપકાર એકાંતિક અને આત્યંતિક નથી. તે સદાકાળ નથી રહેવાના. પણ ભાવપરોપકાર એકાંતિક અને આત્યંતિક છે. એનાથી મોક્ષફળ મળવાનું જ છે. અને એ મોક્ષફળ સદાકાળ રહેવાનું જ છે. માટે એ એકાંતિક અને આત્યંતિક છે.

એ ભાવપરોપકાર કોને કહેવાય? તો 'जिनधर्मसंपादनं' 'જિનેશ્વર ભગવંતનો ધર્મ અન્યને પમાડવો, એનું નામ ભાવપરોપકાર કહેવાય. એ બે પ્રકારનો છે. એક શ્રુત ધર્મ ને બીજો ચારિત્રધર્મ. એમાં શ્રુતધર્મ એ મુખ્ય છે.

પણ એકલો શ્રુતધર્મ જ મોક્ષનું કારણ નથી. મોક્ષ તો જ્ઞાન અને ક્રિયા બંને હોય તો જ મળે. કર્મયોગના અભ્યાસપૂર્વકના જ્ઞાનયોગથી જ મોક્ષ મળશે. એકલો જ્ઞાનયોગ જ માને, એકલાં નિશ્ચયનય ઉપર જતો રહે, તો એને મોક્ષ નહિ મળે. અને એ જ રીતે એકલાં ક્રિયા-

યોગને જ માને. વ્યવહારનય ઉપર જ જતો રહે, જ્ઞાનને ન માને તો ય મોક્ષ ન મળે.

નિશ્ચયનય તો હજુ ઘણો છેટો છે. જે એમ કહેતો હોય કે 'ક્રિયાકાંડની કાંઈ જરૂર નથી. નિશ્ચયનયથી ને જ્ઞાનયોગથી જ મોક્ષ મળી જશે.' તો એ જગતને છેતરવાની વાતો છે. જો તારામાં શુદ્ધ વ્યવહાર નહિ હોય તો નિશ્ચયદૃષ્ટિ તને નહિ મળે.

નિશ્ચયદૃષ્ટિ હૃદયમાં રાખવી જરૂર. 'આત્માને કર્મનો બંધ થતો નથી. એ તો શુદ્ધ આત્મસ્વરૂપ છે. એ કર્મથી લેપાતો નથી.' આવી નિશ્ચયદૃષ્ટિ જાણવી તો જોઇએ જ. પણ એ સમજીને ક્રિયાકાંડ કરવા જોઇએ.

'નિશ્ચયદૃષ્ટિ હૃદય ધરીજી, જે પાળે વ્યવહાર,
પુણ્યવંત તે પામશેજી, ભવસમુદ્રનો પાર.'

નિશ્ચયદૃષ્ટિને હૃદયમાં ધારણ કર. કારણકે—એની સમજણ તો જરૂર જોઇએ. પણ એની સાથે વ્યવહાર તો પાળવો જ જોઈએ. અને આવો જે કોઈ જીવ હોય, તે ખરેખર પુણ્યવાન છે. અને તે ભવસમુદ્રનો પાર પામે છે.

જેમાં નહિ ક્રિયાકાંડ, નહિ પ્રભુપૂજા, નહિ વ્રત, નહિ નિયમ, એવાં એકલાં નિશ્ચયની વાતો કરનારા તો દુનિયામાં ઘણાં છે. પણ એમના ઊંડાણમાં જોશો તો કાંઇ નહિ હોય. એ તો કહેશે કે 'આ જગતમાં ચારિત્ર જ ક્યાં છે? શુદ્ધ–ઉત્કૃષ્ટ ચારિત્ર છે જ નહિ. માટે આ

બધી ક્રિયાઓ શું કરવા કરવી જોઈએ? આ બધું ખોટું છે.' આવી ભાવના પણ આપણને ન થવી જોઈએ. આવો વિચાર પણ આપણે ન કરવો જોઈએ.

અન્ય દર્શનીઓમાં પણ કહ્યું છે કેઃ

'कलौ वेदान्तिनो भ्रान्ति, फाल्गुने बालका इव।'

કલિકાલમાં એકલાં અધ્યાત્મની અને આત્માની વાતો કરનારા તો ઘણાં નીકળશે, પણ દુકાને બેઠા હોય ને કોઈ કાંઈ લેવા આવ્યું હોય તો ત્યાં છેતરતાં વાર ન થાય.

મહુવામાં એક લવજીભાઈ નામના ગૃહસ્થ હતાં, બહુ કુશળ વેદાંતી હતાં. વેદાંતના ઘણાં જાણકાર હતાં. એ આખો દિવસ આત્માની જ વાતો કરે 'આત્મા તો બ્રહ્મ છે, એ સત્ છે, ચિત્ છે, અને આનંદસ્વરૂપ છે. એને કોઈ કર્મનો લેપ નથી. આ દુનિયા તો પ્રપંચ છે, માયા છે', આવી આવી અધ્યાત્મની વાતો કર્યા કરે.

એમને ગોળનો વેપાર હતો. એક દિવસ દુકાને બેઠાં હતા, ત્યાં એક ભદ્ર–ભોળો માણસ એમને ત્યાં ગોળ લેવા આવ્યો. એને વિશ્વાસ હતો કે 'લવજીભાઈ બહુ જ્ઞાની માણસ છે, એને ત્યાં આપણે નહિ છેતરાઈએ.' એણે આવીને લવજીભાઈને કહ્યું : 'સારામાં સારો ગોળ આપો.'

ત્યારે લવજીભાઈ કહે : 'તને તો સારો ગોળ જ આપવાનો હોય. ખરાબ તે અપાય ?' આમ કહીને એને જૂનો, કડછો, કાળો પડી ગયેલો, મોઢામાંય ન ઉતરે, એવો ગોળ આપ્યો.

પેલો તો વિશ્વાસે રહીને ઘરે લઇ જાય છે. ત્યાં એની સ્ત્રીએ ગોળ જોઇને જરાક ચાખ્યો, તો એને તો એકદમ કડછો ને ખાટો લાગ્યો. એણે કીધું: આ તમે શું લઈ આવ્યા છો? આવો ખરાબ ગોળ ક્યાંથી લઈ આવ્યા?' ત્યારે પેલો કહે: 'હેં? આ ગોળ તો લવજીભાઇને ત્યાંથી લાવ્યો છું. એ આવો ગોળ આપે?' પણ સ્ત્રીએ કહ્યું: 'જાઓ, એને પાછો આપી આવો.'

પેલો પાછો આપવા ગયો. એને જોઇને લવજીભાઈ સમજી ગયાં ને બોલી ઊઠ્યાં–'તું કેમ પાછો આવ્યો, ભાઈ? તને ગોળ ખાટો લાગ્યો? પણ એમાં તારાં આત્માને શું? જા જા, પાછો લઇ જા. આત્મા તો સચ્ચિદાનંદમય છે, એને બધું ય સરખું છે.' આમ કહી પેલાને પાછો કાઢયો, ને ગોળ પાછો ન લીધો.

આવાં આ દુનિયામાં દરેક કાળમાં ઘણાં અધ્યાત્મીઓ હોય છે. માટે જ કીધું કે 'કલિકાલમાં નહિ વ્રત, નહિ જપ, નહિ તપ, કાંઈ ન હોય ને વાતો અધ્યાત્મની કરે; એવાં ઘણાં હોય છે. કોની જેવાં? તો જેમ ફાગણ મહિનામાં બાળકોના આખાં શરીરે રંગના લપેડા કરેલા હોય, કાળો અને ધોળો, એમ અનેક રંગ શરીરે ચોપડેલાં હોય, એ જેમ જોવાં ય ન ગમે, એની જેવાં આ અધ્યાત્મીઓ હોય છે.

યાજ્ઞવલ્ક્ય નામના એક મોટાં ઋષિ થઇ ગયા.

એમણે પોતાની પત્ની મૈત્રેયીને કલિકાલનું વર્ણન કરતાં કહ્યું છે કે : હે મૈત્રેયિ ! યાદ રાખજે કે–

सर्वे ब्रह्म वदिष्यन्ति, संप्राप्ते तु कलौ युगे ।
नानुतिष्ठन्ति मैत्रेयि !, शिश्नोदरपरायणाः ॥

આ કલિકાલ ભયંકર આવવાનો છે. એકલો ભયંકર આવશે તો તો વાંધો નથી. પણ એમાં લોકો કેવાં થશે ? બધાં વિદ્વાન હશે ને પંડિત હશે. પણ કેવળ બ્રહ્મની વાતો કરનારાં જ થશે. પણ હે મૈત્રેયિ ! એમાં કોઈ સદાચાર-વાળાં નહિ હોય. ઉત્તમ આચાર, વિચાર ને આવશ્યક ક્રિયાઓ કરનારા કોઇ નહિ હોય. એ તો કહેશે કે 'આ બધું શા માટે કરવું પડે ? આત્માને દુઃખ-કષ્ટ આપવાનું કોણે કીધું ? મનને આનંદમાં રાખવું. પછી ગમે તે કામ કરીને આનંદ મળતો હોય. અનાચાર કરો, અભક્ષ્યને ભક્ષ્ય કરો, અકર્તવ્યને કર્તવ્ય કરો, તો ય વાંધો નથી. પણ મનને આનંદમાં રાખો. બાહ્ય ક્રિયાકાંડની જરૂર નથી.'

અને એ બધાં કેવાં હશે ? એકલાં આહારના ને રસના જ લોલુપી હશે. વિષયવાસનામાં જ પરાયણ હશે. જ્ઞાનની તો વાતો કરનારાં હશે. માટે જ કીધું કે—એકલાં નિશ્ચયનયની—એકલાં જ્ઞાનયોગની વાતો કરનારાં હોય, ત્યાં મોક્ષ નથી. મોક્ષ તો જ્ઞાન અને ક્રિયા-બંને હશે ત્યાં જ છે.

એ માટે જ આપણામાં જે છઠ્ઠું, ગુણઠાણું છે,—જેમાં સર્વવિરતિભાવ ને મુનિપણું કીધાં છે, અને જેને એ

ગુણઠાણું ફરસ્યું હોય એને સંસારરૂપી અટવીને ઉલ્લંઘન કરી જનાર સમજવો. એ કદાચ આ ભવમાં મોક્ષે નહિ જાય તો ભવાંતરમાં, ત્રણ ભવે અને છેવટે सत्तट्ठभवाइं नाति क्कमंति' સાત આઠ ભવમાં તો એ મોક્ષે જાય જ.— એ છઠ્ઠાં ગુણઠાણામાં પણ અસંખ્યાતા અધ્યવસાયસ્થાનક કીધાં છે.

કષાયોના ઉદય સહિત આત્માનો જે પરિણામ, એનું નામ અધ્યવસાય. કષાયનો ઉદય તો આપણને હોય જ છે. આપણે બધાં બેઠાં છીએ, એમાં દરેકને અધ્યવસાય તો હોય જ. પણ બધાંને એક સરખાં ન હોય. બધાંના અધ્યવસાયની તરતમતા હોય. કોઈનો નિર્મળ હોય, કોઈનો વધુ નિર્મળ-નિર્મળતર હોય, નિર્મળતમ હોય. કોઈના ઓછાં વિશુદ્ધ હોય, કોઈના બે ચાર અંશે વધુ વિશુદ્ધ હોય.

એમાં જે જીવને છઠ્ઠા ગુણઠાણાનું જઘન્યમાં જઘન્ય —છેલ્લામાં છેલ્લું અધ્યયસાયસ્થાનક હોય, જે ઓછામાં ઓછી અધ્યવસાયની વિશુદ્ધિવાળો હોય, તો પણ એ દેશ-વિરતિ ગુણઠાણાના સૌથી ઉત્કૃષ્ટ–ઉચ્ચકોટિના અધ્યવસાય સ્થાનક કરતાં ય અનંતગુણી વિશુદ્ધિવાળો હોય.

બારવ્રતધારી શ્રાવક તો ઘણાં હોય. પણ ઉત્કૃષ્ટમાં-ઉત્કૃષ્ટ–ઉચ્ચકોટિનો દેશવિરતિધર કોણ હોય? તો જેને માત્ર 'અનુમતિ' જ રહી હોય, અને 'કરવું' ને કરાવવું' ન હોય, એને ઉત્કૃષ્ટ દેશવિરતિધર કહેવાય.

ત્યાં અનુમતિ ત્રણ પ્રકારની બતાવી છે. એક 'પ્રતિ-

સેવના અનુમતિ.' પોતે કાંઈ કામ ન કરે, કરાવે પણ નહિ; પણ એને એના દીકરા-દીકરી-સ્ત્રી-કુટુંબીઓ કાંઈક પૂછે તો જવાબ આપે. એને એટલી પ્રતિસેવના-વિરાધના છે, માટે એ શ્રાવકને પ્રતિસેવના અનુમતિ કીધી.

બીજી 'પ્રતિશ્રવણ અનુમતિ.' ઘરના લોકો કહે એ સાંભળે ખરો. હજી ગૃહસ્થપણામાં છે, માટે સાંભળવું તો પડે. પણ એ કહે નહિ કે આમ કરજે, તેમ કરજે. એવાં શ્રાવકને પ્રતિશ્રવણ અનુમતિ હોય.

અને એનાથી પણ ઉત્કૃષ્ટ-છેલ્લામાં છેલ્લી કોટિનો શ્રાવક હોય, એને 'સંવાસાનુમતિ' હોય. ઘરના કુટુંબીઓ એને કહે તો એ સાંભળે પણ નહિ. એને કહે પણ નહિ કે તું આમ કરજે. પણ હજી એને મમત્વભાવ હોય, 'इदं मम' આ મારું છે, એવી વાસના પડી હોય. આ ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ શ્રાવક છે. એ બારવ્રતધારી હોય. અગિયાર પ્રતિમાધારી હોય. અને એને બારમા દેવલોકમાં જવાનો અધિકાર પણ છે. એવાં શ્રાવકને પણ હજી આવી અનુમતિ-આવો મમત્વભાવ છે.

એનો કેટલો ઉચ્ચકોટિનો અધ્યવસાય હોય? દેશ-વિરતિ ગુણઠાણાનો ઉત્કૃષ્ટમાં ઉત્કૃષ્ટ વિશુદ્ધિવાળો અધ્ય-વસાય એને છે. તો પણ છઠ્ઠા ગુણઠાણાના જઘન્ય અધ્ય-વસાયવાળા મુનિનું સ્થાનક એના કરતાં અનંતગુણ વિશુ-દ્ધિવાળું હોય.

આવાં મુનિપણામાં-છઠ્ઠાં ગુણઠાણે પણ ધર્મધ્યાનની ગૌણુતા હોય, અને આર્ત્તધ્યાનની પ્રધાનતા આવી જાય. છતાં એને હજુ સંયમભાવ છે. અને એને ય આલંબનની જરૂર છે.

अस्तित्वान्नोकषायाणा मत्रार्त्तस्यैव मुख्यता ।
आज्ञाद्यालम्बनोपेत धर्मध्यानस्य गौणता ॥

છઠ્ઠા ગુણઠાણે આર્ત્તધ્યાનની મુખ્યતા છે. કારણ કે-ત્યાં હજી કષાયો અને નોકષાયો પણ પડયાં છે. ત્યાં ક્રોધ છે, માન છે, માયા છે, ને લોભ છે. હાસ્ય છે, રાગ ને દ્વેષ છે, પુરુષવેદ વગેરે વેદ પણ છે. એને લઈને ત્યાં આર્ત્તધ્યાનની મુખ્યતા છે. અને આજ્ઞાવિચય, અપાયવિચય, વિપાકવિચય ને સંસ્થાનવિચયરૂપ જે ધર્મધ્યાન, તેની ત્યાં ગૌણુતા છે. એટલે એને પણ સંયમરૂપ આલંબનની જરૂર છે.

ત્યારે ગૃહસ્થો કહે કે-અમારે સંયમની શી જરૂર છે? આલંબનની શી જરૂર છે? મારે આવશ્યકક્રિયાની જરૂરી નથી. હું તો શુદ્ધ જ્ઞાન જ ભણીશ'. તો ત્યાં કહેવું જોઇએ કે-આવાં મુનિને પણ જો આલંબનની જરૂર હોય છે, તો તું તો ગૃહસ્થ છે. તારે તો એની પહેલી જરૂર હોય. એકલાં નિશ્ચયની વાત કરીશ તો નહિ ચાલે.

અને આવો કોઈ આત્મા હોય કે જે પ્રમાદમાં પડેલો છે, અને કેવળ પ્રમાદને લઈને જ આવશ્યકક્રિયાનો ત્યાગ કરે છે, ને વળી પાછો ધ્યાનની ને નિશ્ચયની વાતો

કરે છે, તે જીવ–"योऽसौ नवागमं जैनं, वेत्ति मिथ्यात्वमोहितः" પરમાત્માના આગમનું ખરેખરું રહસ્ય જાણતો નથી. અને એને હજી મિથ્યાત્વભાવ કીધો છે. માટે તું નિશ્ચયની વાતો કરજે, પણ વ્યવહાર છોડીશ નહિ.

શુદ્ધ નિશ્ચયદૃષ્ટિ પણ કયારે મળે છે? વ્યવહાર જો શુદ્ધ હોય તો—

"શુદ્ધનયધ્યાન તેને સદા પરિણમે,
જેહને શુદ્ધ વ્યવહાર હિયડે રમે,
મલિનવસ્ત્રે યથા રાગ કુંકુમ તણો,
હીન વ્યવહાર ચિત્ત એહથી નહિ ગુણો."

જેના હૃદયમાં શુદ્ધ વ્યવહાર નય રમી રહ્યો છે, અને જે શુદ્ધ ક્રિયાકાંડ, તપ–જપ, વ્રત–નિયમ નિર્દોષપણે કરી રહ્યો છે, એને શુદ્ધ નિશ્ચયનય પરિણમે છે. જેમ આ લૂગડું–આ વસ્ત્ર–કાળું મેશ થઇ ગયું હોય, મેલું થઈ ગયું હોય, ને એને રંગ લગાડો, તો એ રંગાય ખરું? નહિ જ રંગાય. પણ એનો મેલ ધોઈ નાખો, અને સાફ કરો, તો એ તરત રંગાય. એમ મલિનતા દૂર થશે, ત્યારે જ નિશ્ચયનય મળશે. માટે જ્ઞાની ભગવંતોએ કીધું છે કે 'નિશ્ચયનયની વાતો ન કરીશ. પણ જ્યારે તારો પરિપાક થશે, ત્યારે એ આપો-આપ તને મળી જશે.

"ઉચિતક્રિયા નિજશક્તિ છંડી, જે અતિવેગે ચડતો,
પણ ભવથિતિ પરિપાક થયા વિણ, જગમાં દીસે પડતો,
ધન્ય તે મુનિવરા રે, જે ચાલે સમભાવે...."

તું તારાં સ્થાનમાં–તારાં ગુણસ્થાનમાં–તારી મર્યાદામાં રહીને જો શુદ્ધ વ્યવહારની આરાધના નહિ કરે, ને એમ ને એમ કહી દે કે—'અમે એકદમ ઉપર ચડી જઈશું' તો તું સીધો નીચે પડી જઈશ. તું જે સ્વરૂપમાં છો, ગૃહસ્થધર્મમાં કે મુનિધર્મમાં છો, એને લાયક જે ક્રિયાઓ કીધી છે, એ છોડીને એકલાં નિશ્ચયમાં કે એકલાં ધ્યાનમાં જ જો બેસી જઈશ, તારી શક્તિ વિનાની વાત કરીશ, તો હેઠો જ પડીશ.

કોઇ કહે છે–'હું જિનકલ્પ લઇ લઉં' પણ જો તું જિનકલ્પની વાતો કરીશ, તો તને જિનકલ્પ તો નથી મળવાનો. પણ તારું બધું ખોઇ બેસીશ.

જિનકલ્પની વાતો કરનારાં કહે છે—'અત્યારે પણ જિનકલ્પ છે. નથી એમ ન કહેવાય. એમ કહેવામાં આપણી ખામી છે., પણ આ બધી વાતો જગતને છેતરવાની છે. પોતાના પંથનો પ્રચાર કરવાની ને એને પ્રકાશમાં લાવવાની આ વાતો છે. એના કહેવાથી અમે એ વાત માની ન લઇએ. એને તો 'અત્યારે પણ જિનકલ્પ છે, યથાલંદક છે, ને પરિહારવિશુદ્ધિ છે,' એમ કહીને તીર્થંકરો એ, ગણધર ભગવંતોએ ને પૂર્વધર મહારાજાઓએ રચેલાં શાસ્ત્રોને ખોટાં કહેવડાવવાં છે. એ કહેવાનો મોઢ અમારે નથી. અમે એવાં હૈયાકૂટયાં નથી. અને એની

વાતોને સારી કહીએ તો આપણું સમકિત પણ હારી જઈએ.

એ તો શાસ્ત્ર વાંચો ને જાણો, ત્યારે ખબર પડે કે–જિનકલ્પ કોણ કરી શકે? પહેલાં તો એ વજ્રઋષભનારાચ સંઘયણનો ધણી હોવો જોઈએ. અત્યારે કયું સંઘયણ છે? છેવટ્ઠું સંઘયણ છે. અને એને જ્ઞાન કયું હોવું જોઈએ? ઓછામાં ઓછું નવમા પૂર્વની ત્રીજી 'વસ્તુનું' એને જ્ઞાન હોય, ત્યારે એ જિનકલ્પ–પરિહારવિશુદ્ધિકલ્પ કે યથાલંદક કલ્પ લઇ શકે. એકલી જિનકલ્પની વાતો કરવાથી જ જો કલ્યાણ થઈ જતું હોય તો જગતમાં કાંઈ કરવાનું જ નહિ રહે.

લોકો અડદના ને મગના પાપડ બનાવે છે. એમાં પહેલાં એના ગોયણાં બનાવે છે, પછી એના પાપડ વણે છે. એ ગોયણાં જેવાં ઊંટના લીંડાં ય હોય છે. પણ એના પાપડ ન થાય. થાય? ન જ થાય. થતાં હોય તો બનાવી જોજો. અને એનાં જો પાપડ બનવા માંડશે તો અડદનો ને મગનો કોઇ ભાવે ય નહિ પૂછે.

'એવું શા માટે ન થાય? આપણે પણ જિનકલ્પ કેમ ન કરી શકીએ?' આવી વાતો કરવાથી જ જો કલ્યાણ થશે, તો પછી મગ ને અડદની જેમ જિનકલ્પના પણ કોઈ કોઈ ભાવ નહિ પૂછે. હું બતાવીશ કે આવાં કલ્પો કોણ કરે?

એક સ્થાનકવાસી મુનિએ ચાર–પાંચ વર્ષ પહેલાં

મોટી તપશ્ચર્યા કરી. બરાબર યાદ નથી, પણ એંસી કે પંચ્યાસી ઉપવાસ કર્યાં હતાં. એમાં તેઓ કાળધર્મ પામ્યાં. હવે પાછળથી લખાણ આવ્યું કે, એ પાંચમા દેવલોકમાં ગયાં છે.'

અલ્યા, પણ જે શાસ્ત્રમાં નથી કીધો, એ પાંચમો દેવલોક એને અત્યારે આવ્યો ક્યાંથી? પછી પાછળથી વળી ખુલાસો આવ્યો કે 'આ વાત ખોટી છે. ને એ માટે સંઘની જવાબદારી નથી.' આવી જ વાત અત્યારે 'જિનકલ્પાદિક કલ્પો છે.' એવું કહેનારાઓની છે.

એ કલ્પ લેનારાને જ્ઞાન કેવું હોય? એને તો સૂત્રના પરાવર્તનથી ને સ્વાધ્યાયથી જ ખબર પડી જાય કે– સૂર્ય ઊગી ગયો. સૂર્ય આથમ્યો. નવકારશી થઈ. પોરસી થઈ. આટલાં વાગ્યાં છે. એને ચંદ્રની ને સૂર્યની ને ગ્રહોની જરૂર ન પડે. આવું તો એને જ્ઞાન હોય.

એટલું જ નહિ, પણ એ કયા સમયમાં હોય ને થાય? તો જેમ–ક્ષાયિકસમ્યક્ત્વ કોને થાય? તો જે કેવળીભગવંતના સમયમાં જન્મ્યો હોય, એને જ થાય. જેમ આપણાં છેલ્લાં કેવળજ્ઞાની જંબૂસ્વામી થયાં. તો એ વખતમાં જે જન્મ્યો હોય, એને ક્ષાયિક સમ્યક્ત્વ થઈ શકે. પછીના ને નહિ.–એવી રીતે આમાં પણ છે.

અત્યારે અવસર્પિણીનો પાંચમો આરો ચાલે છે. જિનકલ્પ કોણ લઈ શકે? તો જે ત્રીજા કે ચોથા આરામાં

જન્મેલો હોય, એ લઈ શકે. અને એ પાંચમા આરામાં વર્તી શકે. ચોથામાં જન્મેલો હોય, એ પાંચમામાં હોઈ શકે ખરો. પણ જન્મ તો ત્રીજા કે ચોથામાં જ હોવો જોઇએ. તો જ જિનકલ્પ લઈ શકે. પરિહારવિશુદ્ધિ પણ તે જ લઇ શકે. એનું મનોબળ પણ કેટલું મજબૂત હોય ? ત્યારે જ એ આવાં કલ્પો લઇ શકે.

સંપૂર્ણ દશપૂર્વધર ભગવંતો કોઇ પણ કલ્પ લઇ શકે નહિ. કારણકે-એમની દેશના અમોઘ કીધી છે. એમની દેશના કોઇ દિ' નિષ્ફળ જાય નહિ. એ ગમે ત્યારે દેશના આપે, ત્યારે પ્રવચનની પ્રભાવના જ થવાની છે. એનાથી જગત્નો ઉપકાર જ થવાનો છે. માટે એ કલ્પ લે, એના કરતાં આમાં એમને વધુ લાભ છે. વધુ કર્મનિર્જરા કીધી છે. માટે એ કલ્પ લઇ ન શકે. ત્યારે કોણ લઇ શકે ? તો જેને નવમા પૂર્વની ત્રીજી વસ્તુ સુધીનું જ્ઞાન હોય તે જ લઇ શકે.

માટે જ કીધું કે-જે કાળમાં, જે સંઘયણમાં, પોતાની જે ઉચિત ક્રિયા હોય, તેને છોડી દઈને જે નિશ્ચયનયની, જ્ઞાનની ને કેવળ ધ્યાનની જ વાતો કરે, એ બધાં કેવાં છે ? હજી એમની ભવસ્થિતિનો પરિપાક થયો નથી. એટલે એ જગત્માં હેઠાં પડતાં જ દેખાશે.

માટે એકલાં જ્ઞાનની વાતો ન કરીશ. એકલાં જ્ઞાનથી મોક્ષ નથી. જ્ઞાન અને ક્રિયા-બંનેથી જ મોક્ષ કીધો છે. આચારને જ પ્રથમ ધર્મ કીધો છે.

ભગવાન મહાવીર મહારાજાએ બાર અંગ કીધાં છે. એમાં પહેલું આચારાંગ કીધું છે. પછી બીજું સૂત્રકૃતાંગ છે, ત્રીજું સ્થાનાંગ છે, ચોથું સમવાયાંગ છે, અને ભગવતીજી પાંચમું કીધું છે. આ બધાં 'પહેલા' નથી કીધાં, પણ આચારાંગ જ પહેલું કીધું છે. એમાં આચારનું સ્વરૂપ બતાવ્યું છે. કઈ રીતે મુનિઓએ વર્તવું ? કઈ રીતે ચાલવું, બેસવું, ઊઠવું ? કઈ રીતે બોલવું ? અને કઇ રીતે ભોજન કરવું ? એ બધાં મુનિઓના આચાર, વિચાર ને કર્મયોગ એમાં બતાવ્યા છે. એ આચારની મુખ્યતા દેખાડવા માટે ભગવંતે આચારાંગ–આચારશાસ્ત્ર પહેલાં કીધું છે. એની ટીકા કરતાં શ્રીશીલાંકાચાર્યમહારાજા મંગલાચરણ કરે છે કેઃ—

'आचारशास्त्रं सुविनिश्चितं यथा,
जगाद वीरो जगते हिताय यः ।
तथैव किञ्चिद्गदतः स एव मे,
पुनातु धीमान् विनयार्पिता गिरः ॥

જે ભગવંત મહાવીર મહારાજાએ નિશ્ચયે કરીને આ આચારનું સ્વરૂપ બતાવ્યું છે, એનું જે આ શાસ્ત્ર છે, એનું હું વિવરણ કરું છું. કઈ રીતે ? તો જે રીતે ભગવાન સ્વયં કહી ગયાં છે, અને જે રીતે પરંપરાએ મહાપુરુષો કહી ગયાં છે, એ રીતે હું એનું વિવરણ કરું છું. એ બધું તો હું શું કહેવાનો હતો ? પણ હું કાંઈક કહીશ. એ આ સૂત્રના વિવરણરૂપ મારી વાણી, કે જે

મેં પ્રભુની પાસે વિનય પૂર્વક સમર્પિત કરી છે, એને તે ભગવંત મહાવીરમહારાજા પવિત્ર કરો.

મહાપુરુષોના હૃદયમાં વિનય કેટલો હોય છે? અભિમાન તો જરાય ન હોય. ત્યારે જ એ જગત્નો ઉપકાર કરી શકે છે.

ત્યારે ત્યાં પણ આચારને પહેલો કીધો.

પતંજલિ નામના મહાન્ ઋષિ થઈ ગયાં. એમણે યોગનું સ્વરૂપ બતાવવા માટે 'યોગાનુશાસન' બનાવ્યું છે. એમણે પણ કીધું છે કે–अथ योगानुशासनं–હવે હું યોગાનુશાસન કહીશ. એમાં યોગ એટલે શું ? તો–योगश्चित्तवृत्ति-निरोधः–ક્રોધ–માન–માયા–લોભ–રાગ–દ્વેષ ને મોહ–અવિદ્યા–અસ્મિતા–અભિનિવેશ, એ બધી ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો, એનું નામ યોગ છે.

ત્યારે આ બધી વૃત્તિઓનો નિરોધ થાય ક્યારે ? તો કીધું છે કે– 'अभ्यासवैराग्याभ्यां तन्निरोधः'–અભ્યાસ અને વૈરાગ્ય, એ બંને વડે એ ચિત્તની વૃત્તિઓનો નિરોધ થાય. અભ્યાસ એટલે શું ? તો 'यमनियमादिपरिपालन मभ्यासः –યમ અને નિયમનું પાલન કરવું, એ અભ્યાસ છે.

કોઈ જીવને મારે ત્રાસ–ભય–પરિતાપ આપવો નહિ. મને જિહ્વા મળી છે, તો એનાથી મારે અસત્ય ન બોલવું. કોઇનું ન આપેલું લેવું નહિ. શુદ્ધ બ્રહ્મચર્ય પાળવું. અને કોઇ જાતનો પરિગ્રહ–મમત્વભાવ ન રાખવો. આ પાંચ

યમ કહેવાય. અને શૌચ–સંતોષ–તપ–સ્વાધ્યાય ને ઈશ્વરનું ધ્યાન, એ પાંચ નિયમ કહેવાય. એ બંને ને (યમ–નિયમને) અભ્યાસ કહેવાય. એ અભ્યાસ અને વૈરાગ્ય વડે ચિત્તની વૃત્તિઓ શાંત થશે. આ બધાં યમ અને નિયમ એ શું છે? એ કર્મયોગ જ છે, આચાર જ છે.

એ પતંજલિએ બીજા અધ્યાયમાં કર્મયોગ કીધો. એ કર્મયોગ શા માટે જોઈએ? તો એક તો– 'चित्तसमाधि-भावनार्थ'' ચિત્તની સ્થિરતા માટે. તું પૂજા કરવા ગયો, ત્યાં તારું ચિત્ત સંસારમાં કે ઘરમાં ગમે ત્યાં જતું રહે, તો ત્યાં વિચાર આવશે કે–'હું આ પ્રભુના મંદિરમાં છું, મારાંથી આવો વિચાર કેમ થાય?' આમ તારું ચિત્ત ત્યાં સ્થિર થશે. એ 'પ્રભુપૂજારૂપ કર્મયોગ' હતો તો થશે. અને બીજું–क्लेशतनूकरणार्थ''–કદાચ તને પૂજા કરતાં ક્રોધના ને માનના સંયોગો–વિચારો આવી પણ જાય, તો તને થશે કે–અહીં આ સ્થાનમાં મારે આવું ક્યાં કરવું? આવું ક્યાં વિચારવું? એટલે અંશે પણ તારાં કષાય ઓછાં થશે.

પ્રભુની, પૂજા, સામાયિક, આવશ્યક ક્રિયાઓ, વ્યાખ્યાન શ્રવણ–એ બધાં ચિત્તની સ્થિરતા કરવાના ને કષાયોને પાતળાં કરવા માટેના કર્મયોગો છે.

માટે જ્ઞાનયોગ ને કર્મયોગ બંને હોય તો જ આત્મા કષાયોને પાતળાં પાડશે. તો જ ચિત્તની સ્થિરતા કરશે, અને તો જ મોક્ષ મેળવશે.

કલિકાલસર્વજ્ઞ ભગવાન હેમચંદ્રાચાર્ય મહારાજાએ પણ કહ્યું છે કે તું અત્યારે નિશ્ચયનયની ભાવના ભાવજે. મનોરથો કરજે. પણ એનું આચરણ કરતો નહિ.

ત્યાં શિષ્ય પૂછે છેઃ હે પ્રભો! કહો તો ખરાં કે નિશ્ચયના અને ધ્યાનના કેવાં મનોરથો કરવાં જોઈએ ?

એના જવાબમાં ગુરુમહારાજા એને મનોરથો બતાવે છે. એ કેવાં છે ? એનું સ્વરૂપ અગ્રે અધિકાર....






वने पद्मासनासीनं, क्रोडस्थितमृगार्भकम् ।
कदाऽऽघ्रास्यन्ति वक्त्रे मां, जरन्तो मृगयूथपाः ॥
शत्रौ मित्रे तृणे स्त्रैणे, स्वर्णेऽश्मनि मणौ मृदि ।
मोक्षे भवे भविष्यामि, निर्विशेषमतिः कदा ॥
अधिरोढुं गुणश्रेणिं, निःश्रेणिं मुक्तिवेश्मनः ।
परानन्दलताकन्दान्, कुर्यादिति मनोरथान् ॥

શાસ્ત્રકાર ભગવંતે કહ્યું છે કે 'ज्ञानक्रियाभ्यां मोक्षः' એકલાં જ્ઞાનથી મોક્ષ ન મળે. કર્મયોગ પણ જોઈએ જ. ચિત્તને સંસારની ઉપાધિઓમાંથી પાછું વાળવા માટે અને કષાયોને પાતળાં પાડવા માટે પણ કર્મયોગ પહેલો જોઇશે.

શરીરમાં આત્મબુદ્ધિ માને એ અવિદ્યા, અશુચિને શુચિ માને એ અશુચિતા, 'હું આવો ને હું આ' એવું અભિમાન એ અસ્મિતા, અને અભિનિવેશ કહેતાં કદાગ્રહ, આવી બધી ચિત્તની વૃત્તિઓ નાશ ક્યારે પામશે? જો કષાય પાતળાં પડશે તો. અને રાગ–દ્વેષ–કષાય ક્યારે પાતળાં પડે? જો તું કર્મકાંડમાં રહીશ તો. 'अभ्यासवैराग्याभ्यां तन्निरोधः'–અભ્યાસ અને વૈરાગ્ય વડે ચિત્તની સ્થિરતા થશે, ને કષાયો પાતળાં પડશે. યમ–નિયમનું પરિપાલન કરવું, એ અભ્યાસ છે. એમાં શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય ને ઈશ્વરનું ધ્યાન, એ બધાં નિયમો છે.

એમાં પણ ઈશ્વરનું ધ્યાન કીધું. ધ્યાન એ જ પ્રણિધાન છે. ધ્યાન તો ગૃહસ્થપણામાં પણ થઇ શકે છે. એક પ્રશ્ન હતો કે : ગૃહસ્થને ધ્યાન હોય કે નહિ ? તો એનો જવાબ છે કે–'ગૃહસ્થને પણ ધ્યાન હોય.'

શ્રેણિક મહારાજાને ચોથું ગુણઠાણું હતું. એમને વૈરાગ્ય-ભાવ તો હૃદયમાં હોય જ. પણ એવાં સંયોગોને લીધે એનો ઉપયોગ ન કરી શક્યા. પણ એમને અરિહંત મહારાજાની ભક્તિ તો હતી જ. એવી ભક્તિ હતી કે–આજે આપણે કહીએ છીએ કે 'તું શ્રેણિકની પેઠે પ્રભુની પૂજા કરજે.'

એમને પ્રભુ પ્રત્યે એટલો બધો રાગ હતો, એમનું સમક્તિ એટલું નિર્મળ હતું કે–એ પૂજા કરવા બેસે ત્યારે પ્રભુનું ધ્યાન કરતાં. અને એથી પ્રભુ સાથે તન્મયતા આવી જતી. જેમ ઇલિકા-ઇયળ ભ્રમરીના ધ્યાનથી ભમરી બની જાય છે. એમ, શ્રેણિક મહારાજાને એવું અપૂર્વ ધ્યાન હતું કે–એ મહાવીર મહારાજા સાથે તન્મય બની ગયાં હતાં. હું ધ્યાતા છું, ને પ્રભુનું ધ્યાન ધરું છું, એ ભૂલી ગયા હતાં. 'હું જ મહાવીર છું" એવાં અભેદ ધ્યાનમાં એ લીન બની ગયાં હતાં.

એ સમાપત્તિનું–ધ્યાનનું ફળ એમને શું મળ્યું ? તો પહેલાં તીર્થંકર થયા. ભલે એમણે પહેલાં નરકનું આયુષ્ય બાંધ્યું હતું, એટલે ત્યાં જવું પડયું. પણ એકાગ્રતાને લઇને તીર્થંકર નામકર્મ તો નિકાચિત કર્યું.

જે મહેલના પાયામાં જ ધૂળ હોય, ને એની ઉપર મોટું મંડાણુ કરે, તો એ મહેલ પડી જશે.

એ રીતે આ ધર્મમાં પણ મૂળ–પાયો છે, ભીંત છે, ને પાટડાં પણ છે. એ કોણ છે? તો–

'देवो मूलं गुरुर्भित्तिः, धर्मभेदाश्च पट्टका ॥'

દેવ, એ એનો મજબૂત પાયો છે. સાચામાં સાચો દેવ જ ધર્મનો પાયો બની શકે. અને પવિત્ર એવાં ગુરુ-મહારાજા એની ભીંત છે. અને દાન, શીલ, તપ, ભાવના વગેરે ધર્મો એના પાટડાં છે. આવો જે ધર્મ હોય, એ જ મજબૂત રહી શકે.

હરિભદ્રસૂરિમહારાજાએ બત્રીસ અષ્ટકો 'અષ્ટક પ્રકરણ' નામના ગ્રંથમાં બનાવ્યાં છે. એમાં દેવનું સ્વરૂપ છે. પૂજાનું સ્વરૂપ છે. મુનિનું સ્વરૂપ છે. ગોચરીનું સ્વરૂપ છે. વૈરાગ્યનું, પાપનું ને પુણ્યનું સ્વરૂપ છે. ને છેલ્લે મોક્ષનું પણ સ્વરૂપ છે. આવાં બત્રીસ અધિકારો એ બત્રીસ અષ્ટકોમાં છે. એમાં પહેલો અધિકાર દેવનો છે. એ એટલાં જ માટે કે 'દેવમાં જો શુદ્ધિ નહિ હોય, તો આત્મા કાંઈ નહિ પામી શકે, માટે ધર્મમાં દેવ પહેલો શુદ્ધ અને નિર્મળ જોઇશે.

એ અષ્ટક ગ્રંથના ટીકાકાર જિનેશ્વરસૂરિ મહારાજ એની અવતરણા કરતાં કહે છે કેઃ' इह हि सुगृहीतनामधेयो हरिभद्राचार्यः ' જેમનું નામ પ્રભાતમાં લેવા યોગ્ય છે, એવા હરિભદ્રસૂરિમહારાજા આ અષ્ટક નામનો ગ્રંથ રચે છે.

એમણે શા માટે આ અષ્ટકપ્રકરણ બનાવ્યું? તો આ જગત્‌માં જે મિથ્યાદૃષ્ટિઓ છે, એ બધાં માંહોમાંહે ઝઘડી રહ્યાં છે કે 'તારો દેવ ખોટો ને મારો દેવ સાચો.' આવાં આવાં વિવાદમાં એ 'स्वयं नष्टान् असदुपदेशदानेन च परानपि नाशयतः'–વાદીઓ પોતે નાશ પામી રહ્યાં છે, અને ખોટો ઉપદેશ આપીને બીજાંનો પણ નાશ કરે છે.

એ દેખીને હરિભદ્રસૂરિમહારાજાને થયું છે કે અરેરે! દેવને માટે પણ ઝઘડો? આથી તો જગત્‌માં મહાન અનર્થ થશે, એનું નિવારણ કરવું જ જોઈએ. આમ આ અનર્થના નિવારણ માટે 'तदुभयमप्युपकर्तुं'–માંહોમાંહે ઝઘડીને નાશ પામેલાં એ પરવાદીઓના તથા એમના ખોટા ઉપદેશ વડે નાશ પામી રહેલાં લોકોના–એ ઉભયના ઉપકાર માટે તેઓ બત્રીસ અષ્ટકરૂપ શાસ્ત્ર બનાવે છે.

એ ગ્રંથ મંગળનું કારણ છે. એમાં પોતે પરમાત્માને નમસ્કાર કરવારૂપ ભાવમંગળ કરે છે. એમાં કોને નમસ્કાર કરે છે? તો 'असाधारणगुणगणमणिनिकरमकराकरायमाणपुरुषविषयनमस्कारकरणरूपं भावमङ्गलमुपकल्पयन्' જેનામાં અસાધારણ ગુણો છે, સાધારણ નહિ—બીજામાં પણ જે ગુણો દેખાય તે સાધારણ ગુણ કહેવાય. પરમાત્માના ગુણ સાધારણ નથી, અસાધારણ છે—એ અસાધારણ ગુણરૂપી જે મણિઓના સમુદાય, તેનું સ્થાન દરિયો–રત્નાકર, તે રૂપ જે પુરુષવિશેષ હોય, તેને નમસ્કાર કરવારૂપ ભાવમંગલ કરે છે.

આ ગ્રંથ પરલોકમાં કલ્યાણ માટે કરવાનો છે.

હમેશાં પરલોક માટે જે તપ, જપ, ધ્યાન વગેરે અનુષ્ઠાનોની પ્રવૃત્તિ કરાય છે, એ શાસ્ત્રને આધારે જ કરાય છે. શાસ્ત્રનો આધાર રાખ્યા વિના એ પ્રવૃત્તિઓ ન કરાય.

यः शास्त्रविधिमुत्सृज्य, वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति, न सुखं न परां गतिम् ॥

પોતાને ઇચ્છા થાય તે મુજબ—મનસ્વી રીતે—શાસ્ત્રની અપેક્ષા ન રાખે ને જે પ્રવૃત્તિ કરે, એને એ પ્રવૃત્તિઓ ફળ જ ન આપે.

ત્યારે શાસ્ત્ર કયું મનાય? કોણે કરેલું માનવું? તો 'तच्च पुरुषविशेषप्रणीतमेव प्रमाणं'—જે કોઈ આવો પુરુષ વિશેષ હોય, એણે બનાવેલું શાસ્ત્ર, તે જ પ્રમાણ છે. અને એમાં—એ પુરુષ વિશેષમાં—દેવમાં—તો વિપ્રતિપત્તિ છે, ઝઘડો છે કે 'સાચો દેવ કોણ? મહાન્ દેવ કોને કહેવાય? મહાદેવ નામ તો બધાંના હોય, પણ ખરો—ભાવથી મહાદેવ કોણ કહેવાય?

એનું આ અષ્ટકગ્રંથમાં સ્વરૂપ બતાવ્યું છે. એમાં બત્રીસ અધિકારો છે.

જગતમાં ઊંચામાં ઊંચો પુરૂષ કોણ કહેવાય? તો જે બત્રીસ લક્ષણવાળો હોય તે. સારાં માણસના બત્રીસ લક્ષણો બતાવ્યાં છે. તેત્રીસમું લક્ષણ તો જુદું છે. અમારાં મહારાજજી કહેતાં હતાં કે—'પોતાની પહોંચે નહિ, ને બીજાનું માને નહિ, એ તેત્રીસમું લક્ષણ કહેવાય.' પણ એ તો મૂર્ખનું લક્ષણ છે.

આ બત્રીસ લક્ષણ ક્યારે આવે? તો એક એક ઠોકર જીવ ખાય, ત્યારે એક એક લક્ષણ આવે. ગુરુમહારાજાની ઠોકરો ખાય ત્યારે એક એક લક્ષણ આવે. એ માટે આ ગ્રંથમાં બત્રીસ અધિકાર બનાવ્યાં છે. એમાં પહેલી ઠોકર ક્યાં વાગે? તો દેવનાં સ્વરૂપમાં ઠોકર વાગે કે 'સાચો દેવ કોણ?' એ માટે જ પહેલું મહાદેવાષ્ટક બનાવે છે. એમાં દેવનું સ્વરૂપ બતાવતાં કહે છે કે—

'यस्य संक्लेशजननो, रागो नास्त्येव सर्वथा ।
न च द्वेषोऽपि सत्त्वेषु शमेन्धनदवानलः ॥
न च मोहोऽपि सज्ज्ञान–च्छादनोऽशुद्धवृत्तकृत् ।
त्रिलोकख्यातमहिमा, महादेवः स उच्यते ॥'

ખરેખરો તારો દેવ કોણ છે? અમારો આગ્રહ નથી કે 'આ જ દેવ છે.' અમે તો કહીએ છીએ કે 'જે આત્માનું આવું સ્વરૂપ હોય તે જ સાચો દેવ.'

જે પુરુષમાં રાગનો સર્વ રીતે નાશ થયો છે. તે જ સાચો દેવ. કેમ કે એ રાગ કેવો છે? આત્માને મહાન ક્લેશ કરનાર છે. જીવને આર્ત્તધ્યાન ને રૌદ્રધ્યાનમાં પાડનાર કોઈ હોય તો તે રાગ છે. માટે જ કીધું કે—

'लोभमूलानि पापानि, रसमूलाश्च व्याधयः ।
स्नेहमूलानि दुःखानि, त्रीणि त्यक्त्वा सुखी भवेत् ॥'

બધાં ય પાપોનું મૂળ લોભ છે. માટે પહેલો લોભ છોડી દે. અને શરીર રોગરહિત રાખવું હોય તો રસ છોડી પથ્ય વાપર. અને જગતમાં દુઃખનું મૂળ ક્યાં છે? તો

સ્નેહમાં. સ્નેહ હોય ત્યાં દુઃખ જ છે. આ ત્રણ વાનાં છોડીશ, તો તું સુખી થઈશ.

આમાં શું બતાવ્યું? કે–રાગ મહાન દુઃખ આપનાર છે, કલેશ–કંકાસ કરાવનાર છે. આવો રાગ જેનો સર્વથા નાશ પામ્યો છે.

અને એ પુરુષમાં દ્વેષ પણ નથી. એને કોઈ શત્રુ પણ નથી, ને મિત્ર પણ નથી. કોઈ ગમે તેવાં અપરાધ કરે, એને એના પર પણ દ્વેષ નથી. એ દ્વેષ કેવો છે? તો ઉપશમભાવ–સમતા એ આત્માનો મુખ્ય ગુણ છે. એ ગુણરૂપ જે ઇંધણાં, એને બાળી નાખવા માટે આ દ્વેષ દાવાનલ–અગ્નિ સમાન છે. જેમ ઇંધણાં-લાકડા પડયાં હોય, ને અગ્નિ પ્રગટે, તો એને બાળી નાખે છે. તેમ ઉપશમ–ભાવરૂપ લાકડાને બાળી નાખનાર દ્વેષ અને ઇર્ષ્યા છે. જેનામાં દ્વેષ–ઇર્ષ્યા હોય, એનામાં સમતા નહિ હોય. આવો દ્વેષ પણ જે પુરુષમાં નથી.

અને જે પુરુષમાં મોહદશા–અજ્ઞાનતા પણ નથી. એને લઈને જ અવિવેક પણ નથી. કારણ કે–જીવને અસ-દાચારમાં–અશુદ્ધ આચરણમાં–પ્રવૃત્તિ કરાવનાર મોહ છે. એ પણ જેનામાં નથી.

અને ત્રણે લોકમાં જેનો મહિમા વિખ્યાત છે. દેવોને પણ જેમના પ્રત્યે પૂજનીય બુદ્ધિ છે. આવો જગતમાં જે કોઈ પુરુષ હોય, તેનું નામ મહાન દેવ કહેવાય. અને આવાં દેવ, એ 'ધર્મ'નો પાયો કહેવાય.

એનાથી મારાં કપડાં મેલાં થઈ જાય, તો પણ એને સારૂં કરવાનું પણ મન ન થાય, મને સ્નાનની અભિલાષા પણ ન થાય, આવી સ્થિતિ ભલે હો, પણ તારો ધર્મ અને ત્યાગ મને મળો.

અને આવું જે મુનિપણું છે; એમાં હું ગુરુકુળવાસમાં રહું ને હમેશાં જ્ઞાનાભ્યાસમાં જ રહું. ગોચરી પણ કેવી રીતે લાવું? તો ભમરાની જેમ.

'जहा दुमस्स पुप्फेसु, भमरो आवियइ रसं ।
ण य पुप्फं किलामेइ, सो य पीणेइ अप्पयं ॥'

જેમ જુદાં જુદાં અનેક ફુલોને વિષે ભમરા ફરે છે, ને એમાંથી રસ પીએ છે, એ એવી રીતે થોડો થોડો રસ પીએ કે જેથી ફુલોને કોઈ જાતની કિલામણાં ન થાય. એવી રીતે ગૃહસ્થને ફરીવાર પોતાને માટે કે મુનિને માટે રાંધવું ન પડે, એવી એષણાવૃત્તિવાળો,-પિંડૈષણા, ગવેષણા, આહૈષણા ને ગ્રાસૈષણા વૃત્તિવાળો મુનિભાવ મને કયારે મળશે?

આવી ભાવના તું કરજે. વળી—

'त्यजन् दुःशीलसंसर्गं, गुरुपादरजः स्पृशन् ।
कदाऽहं योगमभ्यस्यन्, स्पृहयेयं भवच्छिदे ॥'

હે પ્રભો! આવું સ્વરૂપ મને કયારે મળે કે–મુનિપણું લઈને પણ, અને ગૃહસ્થપણામાં પણ, મને કોઇ દુર્જનનો સંસર્ગ ન થાય?

સંગ તો સર્વથા ત્યાજ્ય છે. છતાં તું દુર્જનનો સંગ તો કદી ન કરીશ.

એક કાગડો ને હંસ એક ઝાડ ઉપર બેઠા હતાં. હંસ આનંદ કરતો એકલો બેઠો હતો, ને કયાંકથી કાગડો આવીને બેઠો છે, એની એને ખબર નથી. એ વખતે રાજા શિકારે નીકળ્યો. એ ઝાડ નીચે વિસામો ખાવા બેઠો. એ જ વખતે પેલો કાગડો ચરકયો, ને રાજાનું માથું, કપડાં બધું બગાડી નાખ્યું. આથી રાજા ને તો ક્રોધ ચડયો. એણે તરત જ ઉપર જોયું તો કાગડો દેખાયો, એટલે એણે ગોળી ફેંકી. એ જોઇને પેલો કાગડો તરત ઊડી ગયો, ને ગોળી હંસને વાગી ગઇ. કાગડો કેવો હોંશિયાર? 'પંખીઓમાં કાગડાને ને બૈરાઓમાં માળણને હોંશિયાર' કીધી છે. ત્યાં પેલો હંસ નીચે પડયો. તરત ત્યાં રાજાના માણસો ભેગાં થઈ ગયાં, અને હંસને જોઇએ કહે કે: 'આ કાગડો કયાં છે?'

એ સાંભળીને હંસ કહે છે: 'नाहं काको महाराज !, हंसोऽहं विमले जले। હું પેલો કાગડો નથી. હું તો નિર્મળ માનસસરોવરમાં રહેનારો હંસ છું.'

એટલે રાજા પૂછે છેઃ તો તું કેમ આમાં આવી ગયો? મેં તો કાગડાને માર્યું હતું.'

ત્યારે હંસ કહે છે: 'नीचसङ्गप्रसङ्गेन, मृत्युरेव न संशयः' રાજન્! મને નીચનો–આ કાગડાનો–થોડીવારનો યોગ થયો, એમાં મારું મરણ આવી ગયું; માટે મહાત્મા કહે છે કે–દુર્જનનો સંગ ન કરીશ.

અને ગુરુમહારાજાના ચરણની સેવના કરજે. કારણ કે

અમારાં ધર્મના દેવ આવાં છે.

અને 'ગુરુ' એ ધર્મની ભીંતરૂપે છે. અમારાં ધર્મના ધર્મગુરૂઓ કેવાં છે? તો કંચનકામિનીના ત્યાગી, પંચ મહાવ્રતધારી, અને છકાય જીવોના પાલણહાર છે. શુદ્ધ પ્રરૂપણા કરનાર છે. હમેશાં ધર્મને જાણનાર, ધર્મને આચરનાર, ધર્મમાં જ પરાયણ રહેનાર, અને પ્રાણિમાત્રને નિષ્કામભાવે ધર્મનો જ ઉપદેશ આપનાર છે.

અને અમારો ધર્મ પણ દયામય છે. એ જ 'પાટડા' રૂપે છે.

જે ધર્મમાં આવાં દેવ છે, આવાં ગુરુ છે, અને આવો ધર્મ છે, એ ધર્મના શ્રાવકનો અવતાર જે છે, એની કયો માણસ પ્રશંસા ન કરે?

અને એટલે જ હેમચંદ્રસૂરિમહારાજા કહે છે કે—પહેલું આ શ્રાવકપણું મેળવવું જોઈએ.

આ પછી બીજી ભાવનાઓ ભાવવાની કીધી છે કે—

'जिनधर्मविनिर्मुक्तो, मा भुवं चक्रवर्त्यपि ।
स्यां चेटोऽपि दरिद्रोऽपि, जिनधर्माधिवासितः ॥'

'હે જિનેશ્વર! તારો ધર્મ મને ન મળતો હોય, ને મને ચક્રવર્તીપણું પણ મળતું હોય, તો એ મારે ન જોઈએ. પણ કદાચ હું નોકર–ચાકરના સ્વરૂપમાં રહીશ, તો ય તારાં ધર્મમાં મને મજીઠના રંગ જેવો રંગ લાગ્યો હશે, તો એ નોકરનું સ્વરૂપ મને ભલે મળે. તારો ધર્મ મને

મલ્યો હશે, મારા હૃદયમાં એ પરિણમ્યો હશે, તો મને ચક્રવર્તી, રાજા, મહારાજા, ક્રોડપતિ ને લાખોપતિ, કોઇની જરૂર નથી. કારણ કે–મને ખાત્રી છે કે તારો ધર્મ આઠે ય કર્મનો નાશ કરનાર છે. અને આ નોકર–ચાકરપણું તો અંતરાયકર્મના ઉદયથી છે. તો જે ધર્મ આઠે ય કર્મનો નાશ કરવા સમર્થ છે, એ આ અંતરાયનો નાશ અવશ્ય કરશે જ.'

આવી બે ભાવના કર્યા પછી ત્રીજી ભાવના આ કરવાની કીધી છે કે આવી સ્થિતિ મને ક્યારે મળે ? કેવી સ્થિતિ? તો

'त्यक्तसङ्गो जीर्णवासा, मलक्लिन्नकलेवरः ।
भजन्माधुकरीं वृत्ति, मुनिचर्यां कदाऽऽश्रये ? ॥'

હે પ્રભો ! આ જે તારો ધર્મ મને મલ્યો છે, એનું પરિપાલન હું કરું છું, એનાં ફળસ્વરૂપ સર્વવિરતિભાવ મને ક્યારે મળશે ? આ જગતનો સંગ હું ક્યારે છોડી દઇશ ?

કારણકે–સો વર્ષે પણ છોડવાનું છે, એ નિર્ણય છે. 'जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च '–જન્મ્યો, એને બધું છોડીને જવાનું છે, એ નક્કી છે. તો બહાદુરીથી કેમ ન છોડવું ? કાયરતાથી–પરાણે–તો બધાં ય છોડે. પણ તું એને લાત મારીને ઊભે પગે નીકળી જા. નહિ તો આડે પગે તો બધાંને કાઢશે જ. ધર્મ સમજીને નીકળી જવું એનું નામ સંયમ લીધો કહેવાય.

અને મારાં વસ્ત્રો ભલે જીર્ણ થઈ જાય, મારાં શરીરમાં મેલ હોય, એ મેલને લીધે શરીરમાં પરસેવો થાય, ને

એનાથી મારાં કપડાં મેલાં થઈ જાય, તો પણ એને સાફ કરવાનું પણ મન ન થાય, મને સ્નાનની અભિલાષા પણ ન થાય, આવી સ્થિતિ ભલે હો, પણ તારો ધર્મ અને ત્યાગ મને મળો.

અને આવું જે મુનિપણું છે; એમાં હું ગુરુકુળવાસમાં રહું ને હમેશાં જ્ઞાનાભ્યાસમાં જ રહું. ગોચરી પણ કેવી રીતે લાવું? તો ભમરાની જેમ.

'जहा दुमस्स पुप्फेसु, भमरो आवियइ रसं ।
ण य पुप्फं किलामेइ, सो य पीणेइ अप्पयं ॥'

જેમ જુદાં જુદાં અનેક ફુલોને વિષે ભમરા ફરે છે, ને એમાંથી રસ પીએ છે, એ એવી રીતે થોડો થોડો રસ પીએ કે જેથી ફુલોને કોઈ જાતની કિલામણા ન થાય. એવી રીતે ગૃહસ્થને ફરીવાર પોતાને માટે કે મુનિને માટે રાંધવું ન પડે, એવી એષણાવૃત્તિવાળો,-પિંડૈષણા, ગવેષણા, ગ્રાહૈષણા ને ગ્રાસૈષણા વૃત્તિવાળો મુનિભાવ મને કયારે મળશે?

આવી ભાવના તું કરજે. વળી—

'त्यजन् दुःशीलसंसर्गं, गुरुपादरजः स्पृशन् ।
कदाऽहं योगमभ्यस्यन्, स्पृहयेयं भवच्छिदे ॥'

હે પ્રભો! આવું સ્વરૂપ મને કયારે મળે કે-મુનિપણું લઈને પણ, અને ગૃહસ્થપણામાં પણ, મને કોઇ દુર્જનનો સંસર્ગ ન થાય?

સંગ તો સર્વથા ત્યાજ્ય છે. છતાં તું દુર્જનનો સંગ તો કદી ન કરીશ.

એક કાગડો ને હંસ એક ઝાડ ઉપર બેઠા હતાં. હંસ આનંદ કરતો એકલો બેઠો હતો, ને ક્યાંકથી કાગડો આવીને બેઠો છે, એની એને ખબર નથી. એ વખતે રાજા શિકારે નીકળ્યો. એ ઝાડ નીચે વિસામો ખાવા બેઠો. એ જ વખતે પેલો કાગડો ચરકયો, ને રાજાનું માથું, કપડાં બધું બગાડી નાખ્યું. આથી રાજા ને તો ક્રોધ ચડયો. એણે તરત જ ઉપર જોયું તો કાગડો દેખાયો, એટલે એણે ગોળી ફેંકી. એ જોઇને પેલો કાગડો તરત ઊડી ગયો, ને ગોળી હંસને વાગી ગઇ. કાગડો કેવો હોંશિયાર? 'પંખીઓમાં કાગડાને ને બૈરાઓમાં માળણને હોંશિયાર' કીધી છે. ત્યાં પેલો હંસ નીચે પડયો. તરત ત્યાં રાજાના માણસો ભેગાં થઈ ગયાં, અને હંસને જોઇએ કહે કે: 'આ કાગડો ક્યાં છે?'

એ સાંભળીને હંસ કહે છે: 'नाहं काको महाराज !, हंसोऽहं विमले जले। હું પેલો કાગડો નથી. હું તો નિર્મળ માનસસરોવરમાં રહેનારો હંસ છું.'

એટલે રાજા પૂછે છે: તો તું કેમ આમાં આવી ગયો? મેં તો કાગડાને માર્યું હતું.'

ત્યારે હંસ કહે છે: 'नीचसङ्गप्रसङ्गेन, मृत्युरेव न संशयः' રાજન્! મને નીચનો—આ કાગડાનો—થોડીવારનો યોગ થયો, એમાં મારું મરણ આવી ગયું; માટે મહાત્મા કહે છે કે—દુર્જનનો સંગ ન કરીશ.

અને ગુરુમહારાજાના ચરણની સેવના કરજે. કારણ કે

મહાન્ નિશા–રાત્રિ હોય, એમાં ગામબહાર હું કાઉસગ્ગ-ધ્યાન કરું, ને મને લોકો જીવતો ન માને, થાંભલો જ માને. મેં મારાં શરીરને પણ વોસરાવી દીધું હોય, અને તે વખતે જંગલના બળદ વગેરે જાનવરો જતાં–આવતાં હોય, એ સમજે કે–આ તો થાંભલો છે. એ મારાં શરીર સાથે પોતાનું શરીર ઘસે, મને એની ખબર પણ ન હોય, ને એને એમ કરતાં બીક પણ ન હોય. અને—

'वने पद्मासनासीनं, क्रोडस्थितमृगार्भकम् ।
कदाऽऽघ्रास्यन्ति वक्त्रे मां, जरन्तो मृगयूथपाः ? ॥'

હું કોઈ જંગલમાં શિલા પર પદ્માસન નાખીને બેઠો હોઉં, ને એવું કાઉસગ્ગધ્યાન કરતો હોઉં કે આ શરીર છે કે નહિ ? એની પણ મને ખબર ન હોય. આ માણસ નથી. પણ શિલા પડી છે, એમ જ લાગે. તે વખતે પેલાં હરણિયાના બચ્ચાંઓ મારાં ખોળામાં આવીને બેસે ને આળોટે. અને એ બચ્ચાંની પાછળ મોટાં હરણિયાઓ આવે, ને થાંભલાની જેમ મારાં મોંઢાને સૂંઘે. એને બીક પણ ન લાગે. એ એમ જ સમજે કે આ માણસ નથી. આવી ઉત્કૃષ્ટદશા મારા આત્માની ક્યારે થશે ? મારા આત્માનો આવો વિકાસ ક્યારે થશે ? અને એથી આગળ પણ—

'शत्रौ मित्रे तृणे स्त्रैणे, स्वर्णेऽश्मनि मणौ मृदि ।
मोक्षे भवे भविष्यामि, निर्विशेषमतिः कदा ? ॥'

હે પ્રભો ! એક તરફ શત્રુ હોય, ને બીજી તરફ મિત્ર હોય, તોય મારે શું ? એક તરફ ઘાસનો પૂળો પડ્યો હોય

ને બીજી તરફ રૂપવંતી સ્ત્રી હોય. પણ મને ભાન ન હોય કે આ તૃણ છે, ને આ સ્ત્રી છે. એક તરફ માટીના ઢગલા પડયા હોય ને બીજી તરફ મણિ પડયાં હોય, એક તરફ સોનું હોય ને બીજી તરફ પત્થરની શિલા પડી હોય, ત્યારે પણ મારું મન વિષમ ન થાય. અને સંસારમાં ને મોક્ષમાં પણ મને રાગદ્વેષ ન થાય.

ઉચ્ચ અપ્રમત્ત કોટિ જ્યારે આવે, ત્યારે સંસારમાં દ્વેષ ને મોક્ષમાં રાગ પણ એને ન થાય.

આવી બધી વિરોધી વસ્તુમાં પણ મારું મન સમાન બુદ્ધિવાળું–રાગ દ્વેષ વિનાનું–ક્યારે થાય ?

આ બધી ભાવનાઓ છે. અને એ ભાવનાઓને કેવી કીધી છે ? તો—

'अधिरोढुं गुणश्रेणिं, निःश्रेणिं मुक्तिवेश्मनः ।
परानन्दलताकन्दान्, कुर्यादिति मनोरथान् ॥'

આત્માને ઉપદેશ આપ્યો છે કે–અત્યારે કદાચ તું આવી સ્થિતિ ન પામી શકે, તો પણ એવા મનોરથો જરૂર કરજે કે 'આવી સ્થિતિ મને ક્યારે મળે ?' અને એ મનોરથો કેવાં છે ? તો મુક્તિરૂપ મહેલને ચડવાની નિસરણીરૂપ છે. અને પરમાનંદ કહેતાં મોક્ષ, તે રૂપી જે વેલડી, એનાં મૂળિ-રૂપ–કંદરૂપ આ મનોરથો છે. એ કંદ હોય તો વેલડી આગળ વધે.

આવાં તું મનોરથો કરજે. પણ આગળ દોડીશ નહિ.

ભગવંત મહારાજા જ્યાં કાંઇ ઉપદેશ કહે છે, તે ગુરુકુલ-વાસમાં રહેલાંને જ કહે છે. બીજાને નહિ. સુધર્માસ્વામી મહારાજા પણ જંબૂસ્વામીને એમ જ કહે છે કે– 'सुयं मे आउ संतेणं'–હે જંબૂ! ભગવંતના ચરણોમાં, એટલે કે ગુરુકુલવાસમાં રહેતા એવાં મેં જે આ જાણ્યું છે, એ હું તને નિવેદન કરૂં છું કે–ભગવાને આ કીધું છે.

તારાં આત્માનું કલ્યાણ કરવું હોય તો ગુરુકુલવાસ ન છોડીશ. ગુરુકુલવાસમાં રહેનારો જીવ કેવો થાય છે? તો

नाणस्स होइ भागी, थिरयरओ होइ दंसणे चरित्ते य ।
धन्ना आवकहाए, गुरुकुलवासं न मुंचंति ॥

ઉત્તમ પુરૂષો ગુરુકુલવાસ કોઈ દિ' છોડતા નથી. કેમ ન છોડે? તો ગુરુકુલવાસમાં જે રહે છે, એને ઉત્તરોત્તર જ્ઞાનની વૃદ્ધિ જ થાય છે. એટલું જ નહિ, પણ સમ્યગ્દર્શનમાં ને ચારિત્રમાં સ્થિરતા પણ ક્યાં મળે? તો ગુરુકુલવાસમાં જ મળે.

જીવ છે. અનેક કર્મો અને વાસનાઓ પડી છે. કોઈકવાર એને સંકલ્પવિકલ્પ પણ થઇ ગયાં હોય. તે વખતે જો એ ગુરુકુલવાસમાં રહ્યો હોય, તો ત્યાં કોઈ ભણતાં હોય, કોઇ તપસ્યા કરતાં હોય, અનેક મુનિઓ આરાધના કરતાં હોય, એ જુએ તો પેલાંને થાય કે 'ઓહો! આ બધાં આવી આરાધના કરે, ને હું આવાં સંકલ્પવિકલ્પ કરું? આમ કરતાં એ પાછો ચડી જાય.

અનેક મુનિઓવાળાં ગુરુકુળમાં રહ્યો હોય તો એને

કોઈ અકાર્ય કરવાની ઇચ્છા પણ ન થાય. અને ગુરુમહારાજાની શુશ્રૂષા પણ થાય. કારણ કે-જીવને જ્ઞાનપ્રાપ્તિનું સાધન ગુરુમહારાજની સેવના જ છે—

'गुरुशुश्रूषया विद्या, पुष्कलेन धनेन वा।
अथवा विद्यया विद्या, चतुर्थी नोपपद्यते ॥'

ત્રણ રીતે જ્ઞાન મળે છે. એક તો ગુરુમહારાજના ચરણની સેવના કરીને મેળવે. એમના આશીર્વાદથી ઉત્તરોત્તર એ જ્ઞાનમાં આગળ વધ્યે જ જાય.

બીજું-પુષ્કળ ધનથી વિદ્યા મળે. અમે પંડિતો રાખીએ ને એને ધન અપાવીને જ્ઞાન મેળવીએ તે. અથવા એક વિદ્યાથી બીજી વિદ્યા લો. તમારી વિદ્યા તમે મને શીખવો, ને મારી વિદ્યા હું તમને શીખવું. એ ત્રીજો પ્રકાર છે. ચોથો કોઈ પ્રકાર નથી. એમાં ગુરુકુળમાં રહીને-ગુરુમહારાજની સેવા કરીને જે જ્ઞાન મેળવ્યું હોય, એ જ ટકે છે. માટે જ કીધું કે 'गुरुपादरजः'स्पृशन्। कदाहं योगमभ्यस्यन्, प्रभवेयं भवच्छिदे॥' હું ક્યારે ગુરુમહારાજાના ચરણ કમળમાં રહું ને ધીરે ધીરે જ્ઞાનયોગ ને કર્મયોગ, અધ્યાત્મયોગ ને ચરણયોગ, વગેરે યોગોનો અભ્યાસ કરીને ક્યારે સંસારનો પાર કરીશ? અને—

'महानिशायां प्रकृते, कायोत्सर्गे पुराद् बहिः।
स्तम्भवत् स्कन्धकषणं, वृषाः कुर्युः कदा मयि?॥'

મારું મન, સંઘયણ, મારું શરીરબળ, એવાં મજબૂત થઈ જાય કે ગમે તેવાં ઉપસર્ગો થાય તો ય હું ન ડરું.

મહાન્ નિશા—રાત્રિ હોય, એમાં ગામબહાર હું કાઉસગ્ગ-ધ્યાન કરું, ને મને લોકો જીવતો ન માને, થાંભલો જ માને. મેં મારાં શરીરને પણ વોસરાવી દીધું હોય, અને તે વખતે જંગલના બળદ વગેરે જાનવરો જતાં—આવતાં હોય, એ સમજે કે—આ તો થાંભલો છે. એ મારાં શરીર સાથે પોતાનું શરીર ઘસે, મને એની ખબર પણ ન હોય, ને એને એમ કરતાં બીક પણ ન હોય. અને—

'वने पद्मासनासीनं, क्रोडस्थितमृगार्भकम् ।
कदाऽऽघ्रास्यन्ति वक्त्रे मां, जरन्तो मृगयूथपाः ? ॥'

હું કોઈ જંગલમાં શિલા પર પદ્માસન નાખીને બેઠો હોઉં, ને એવું કાઉસગ્ગધ્યાન કરતો હોઉં કે આ શરીર છે કે નહિ ? એની પણ મને ખબર ન હોય. આ માણસ નથી. પણ શિલા પડી છે, એમ જ લાગે. તે વખતે પેલાં હરણિયાના બચ્ચાંઓ મારાં ખોળામાં આવીને બેસે ને આળોટે. અને એ બચ્ચાંની પાછળ મોટાં હરણિયાઓ આવે, ને થાંભલાની જેમ મારાં મોંઢાને સૂંઘે. એને બીક પણ ન લાગે. એ એમ જ સમજે કે આ માણસ નથી. આવી ઉત્કૃષ્ટદશા મારા આત્માની ક્યારે થશે ? મારા આત્માનો આવો વિકાસ ક્યારે થશે ? અને એથી આગળ પણ—

'शत्रौ मित्रे तृणे स्त्रैणे, स्वर्णेऽश्मनि मणौ मृदि ।
मोक्षे भवे भविष्यामि, निर्विशेषमतिः कदा ? ॥'

હે પ્રભો ! એક તરફ શત્રુ હોય, ને બીજી તરફ મિત્ર હોય, તોય મારે શું ? એક તરફ ઘાસનો પૂળો પડયો હોય

ને બીજી તરફ રૂપવંતી સ્ત્રી હોય. પણ મને ભાન ન હોય કે આ તૃણ છે, ને આ સ્ત્રી છે. એક તરફ માટીના ઢગલા પડયા હોય ને બીજી તરફ મણિ પડયાં હોય, એક તરફ સોનું હોય ને બીજી તરફ પત્થરની શિલા પડી હોય, ત્યારે પણ મારું મન વિષમ ન થાય. અને સંસારમાં ને મોક્ષમાં પણ મને રાગદ્વેષ ન થાય.

ઉચ્ચ અપ્રમત્ત કોટિ જ્યારે આવે, ત્યારે સંસારમાં દ્વેષ ને મોક્ષમાં રાગ પણ એને ન થાય.

આવી બધી વિરોધી વસ્તુમાં પણ મારું મન સમાન બુદ્ધિવાળું–રાગ દ્વેષ વિનાનું–ક્યારે થાય ?

આ બધી ભાવનાઓ છે. અને એ ભાવનાઓને કેવી કીધી છે ? તો—

'अधिरोढुं गुणश्रेणिं, निःश्रेणिं मुक्तिवेश्मनः ।
परानन्दलताकन्दान्, कुर्यादिति मनोरथान् ॥'

આત્માને ઉપદેશ આપ્યો છે કે–અત્યારે કદાચ તું આવી સ્થિતિ ન પામી શકે, તો પણ એવા મનોરથો જરૂર કરજે કે 'આવી સ્થિતિ મને ક્યારે મળે ?' અને એ મનોરથો કેવાં છે ? તો મુક્તિરૂપ મહેલને ચડવાની નિસરણીરૂપ છે. અને પરમાનંદ કહેતાં મોક્ષ, તે રૂપી જે વેલડી, એનાં મૂળિ-રૂપ–કંદરૂપ આ મનોરથો છે. એ કંદ હોય તો વેલડી આગળ વધે.

આવાં તું મનોરથો કરજે. પણ આગળ દોડીશ નહિ.

એકલાં નિશ્ચય ને ધ્યાન ઉપર ચાલ્યાં જવું, તે ઉચિત નથી. તારાં ધર્મ ને તારાં સંઘયણ માટે વર્તમાન કાળમાં જે યોગ્ય હોય તે કરજે.

આ હેમચંદ્રાચાર્ય મહારાજાએ કહ્યું છે.

અહીં હવે શિષ્ય પૂછે છે: હે પ્રભો! પ્રસન્નચંદ્રરાજર્ષિએ સાતમી નારકીનું કર્મ બાંધ્યું હતું, છતાં દ્રવ્યચારિત્રને લીધે એ મોક્ષમાં કઈ રીતે ગયાં? એનું સ્વરૂપ બતાવો.

ગુરુ મહારાજા એ સ્વરૂપ કઈ રીતે બતાવે છે? તે અગ્રેઅધિકાર.






'श्रेणिकस्तस्य राजर्षे, श्चरितेन सुगन्धिना ।
वासितः श्रीमहावीरं, धर्मवीरो व्यजिज्ञपत् ॥'

શાસ્ત્રકાર મહારાજાએ બે ધર્મ કહ્યાં છે. એક શ્રુત-ધર્મ ને બીજો ચારિત્ર ધર્મ. બંને ધર્મની મુખ્યતા છે. પણ ચારિત્રધર્મમાં ઉત્કૃષ્ટ ભાવનાઓ કરવાની કીધી છે. અત્યારે કાળને લીધે ને સંઘયણને લીધે એવો ઉત્કૃષ્ટધર્મ ન કરી શકાય. પણ એની ભાવના તું જરૂર કરજે.

અન્યદર્શનમાં પણ ભર્તૃહરિ વગેરેએ ભાવનાઓ કહી છે કે 'ગંગા અને શત્રુંજયા જેવી મહાન્ જે નદીઓ છે, એના કિનારા પર રહેલી જે શિલાઓ, એ શિલાઓ પર હું બેસી જાઉં, ને ત્યાં પ્રભુનું ધ્યાન ધરું. ત્યાં મારે સંસારની કોઈ અપેક્ષા ન હોય. પણ પ્રભુનું ધ્યાન જ મને હોય. આવાં દિવસો મારાં ક્યારે જશે?'

યોગીને ને ત્યાગીને તો પ્રભુનું ધ્યાન જ હોય. બીજું કાંઈ ન હોય. એને ધ્યાનમાં અને ત્યાગમાં જેવું સુખ છે, એવું સુખ બીજા કોઈને નથી—

'नैवास्ति राजराजस्य, तत्सुखं नैव देवराजस्य ।
यत्सुखमिहैव साधो–र्लोकव्यापाररहितस्य ॥'

જેણે આ જગત્‌ને તૃણની પેઠે છોડી દીધું છે, એને જે

સુખ અને આનંદ છે, એ સુખ ને એ આનંદ ચક્રવર્તીને ય નથી. માટે જ કીધું કે 'ત્યાગમાં જેવો આનંદ છે, એવો ક્યાંય નથી.

ચક્રવર્તિરાજા છ છ ખંડનો વહીવટ–રાજ્ય કરે છે. પણ જ્યારે એને વૈરાગ્ય થાય છે, ત્યારે ક્ષણવારમાં બધું છોડીને એ ચાલ્યા જાય છે. ત્યારે એને એમ ન હોય કે 'આ બધા વહીવટને ઠેકાણે કરીને પછી જઉં.' અને એ જ્યારે પ્રવ્રજ્યા લઇને બધું છોડીને નીકળે, ત્યારે એ શું કહેશે? 'अहं चक्रवर्ती—હું ચક્રવર્તી રાજા છું' એમ નહિ કહે. પણ 'अहं भिक्षुः'—'હું ભિક્ષુ છું'' એમ જ કહેશે. એ શું બતાવે છે? કે–ત્યાગમાં જે આનંદ છે, એવો ભોગમાં નથી. એને 'ભિક્ષુ' કહેવામાં જે આનંદ છે, એવો આનંદ, એવો સંતોષ ને એવી મઝા એને ચક્રવતી કહેવામાં નહોતાં. અને એ મઝા જો ત્યાગમાં ન હોત તો 'હું ચક્રવર્તી છું'–ને બદલે 'હું ભિક્ષુ છું'' એમ કહેવાનું મન પણ શેનું થાય?

અને એ ત્યાગી પણ કેવો હોવો જોઈએ? તો 'लोकव्यापाररहितस्य' —લોકોના વ્યવહારથી એને રહિત થઇ જવું જોઈએ. કુટુંબનાને સંસારના કોઈ વ્યવહારમાં એનું મન ન રહેવું જોઇએ. આવો જે સંત છે, જે ત્યાગી છે. એને સુખ છે એવું કોઈને નથી.

એક મહાત્મા હતા. એ વિચરતાં વિચરતાં કોઇ ગામમાં ગયાં છે. સંધ્યા પડી ગઇ છે. એટલે મહાત્મા વિચારે છે કે

'મારે રાત્રે ચાલવું નથી. ક્યાંક રહેવું પડશે.' કારણ કે-મુનિઓ એ ઈર્યાસમિતિ પાળવી જ જોઈએ.

'लोकातिवाहिते मार्गे, चुम्बिते भास्वदंशुभिः ।
जन्तुरक्षार्थमालोक्य, गतिरीर्या सतां मता ॥'

મુનિઓને ઈર્યાસમિતિ પહેલી કીધી છે. મુનિએ એની વસતિમાંથી બહાર ક્યારે નીકળવું જોઈએ ? વિહાર ક્યારે કરવો જોઈએ ? તો જે માર્ગે મુનિને જવું છે, એ માર્ગ પર લોકોની અવરજવર શરુ થઈ ગઈ હોવી જોઈએ. ને સૂર્યના કિરણો પણ ત્યાં (રસ્તા પર) પડ્યા હોવા જોઈએ. એવે વખતે એટલે સૂર્યોદય થયા પછી, અને લોકોની આવ-જા શરૂ થયાં પછી, કોઈ પણ જંતુની વિરાધના-હિંસા ન થાય એ રીતે મુનિએ ચાલવું જોઈએ.

પેલાં મહાત્મા પણ સાંજે આ ગામમાં આવ્યાં છે. અજાણ્યું ગામ હતું. એમાં ક્યાં રહેવું ? એના વિચારમાં તેઓ ગામમાં આગળ ચાલ્યાં, તો પહેલી એક કંદોઈની દુકાન આવી. કંદોઈ દુકાન બંધ કરતો હતો. એ જોઈને મહાત્માએ એને પૂછ્યું: 'ભાઈ ! તારી મરજી ને રજા હોય તો અમારે આજની રાત અહીં સૂઈ રહેવું છે,'

આ સાંભળીને કંદોઈને થયું : મારી દુકાનમાં ચોવીસે કલાક અઢાર પાપસ્થાનક સેવનારા લોકો આવે છે. એમાં આવાં મહાત્માના પગલાં ક્યાંથી ? એ અહીં રહેશે તો મારી દુકાન તો પવિત્ર થઈ જશે. ભલેને રાત રહેતાં. એણે તરત

મહાત્માને કહ્યું: 'આપ જરૂર અહીં રહો: મારી રજા છે.' એટલે મહાત્મા તો ત્યાં રહ્યાં.

હવે એ દુકાનની બરાબર સામે રાજાનો મહેલ છે, આ દુકાનમાં તો એક તરફ ચૂલો છે. એક તરફ કોલસા છે. રખ્યા પડી છે. આંખે દેખી ન ગમે એવી એ દુકાન છે. કંદોઈની દુકાનમાં બીજું શું હોય? અને એ દુકાનની સામે રાજાનો મહેલ છે. એમાં રાજા બેઠો છે.

મહાત્મા તો થોડીવારમાં પોતાની આવશ્યક ક્રિયામાં પ્રવૃત્ત થઈ ગયાં. રાત્રે બાર વાગ્યાં સુધી આવશ્યક ક્રિયા, સ્વાધ્યાય ને ધ્યાન કર્યાં, ને બાર વાગે થોડુંક સૂઈ ગયા. અને થોડીવારમાં પાછાં જાગીને પોતાના ધ્યાનમાં બેસી ગયાં.

હવે સામે પેલાં મહેલમાં પેલા રાજા બેઠો હતો, એ આ બધું જુએ છે. એને થયું કે–દુનિયામાં આવાં કેટલાંય લોકો હશે, જેમને રહેવાની ને સૂવાની પણ જગ્યા નથી. એ લોકો કઈ રીતે જીવન ગુજારતા હશે? હું સવારના આ મહાત્માને બોલાવીને પૂછીશ.

સવાર પડી, ને રાજાનો સૈનિક મહાત્મા પાસે આવ્યો. મહાત્માને કહે: આપને રાજાજી બોલાવે છે. માટે પધારો.

મહાત્મા કહે: 'રાજાને વળી મારી શી જરૂર છે? હું તો ફકીર છું, સંત છું. મારું એને શું કામ હોય?

પેલો સૈનિક કહે: પણ આપને પધારવું જ પડશે. અને તો રાજા સાહેબનો હુકમ છે.'

ત્યારે મહાત્મા કહે: "ચાલો ભાઈ! હું આવું છું.

એમને શો વાંધો હતો? એ તો વિચારે કે-આપણા જવાથી કો'કનું હિત થતું હશે તો વાંધો નથી. નહિ તો આપણને કાંઈ દુઃખ તો નથી જ પડવાનું. આપણે તો મહાત્મા છીએ. ત્યાગી છીએ.

કોઇ કહે છે: ચારિત્રમાં-ત્યાગનાં ઘણું દુખ છે.

પણ એક વાત નક્કી છે કે-**જે માણસે જેમાં આનંદ માન્યો, એને એમાં જ સુખ મળે છે. જેણે ત્યાગમાં ને ચારિત્રમાં આનંદ માન્યો છે. એને એમાં સુખ મળે જ છે.**

કોઈ મહાત્મા રસ્તે જતાં હતાં. એમને એક જુવાનિયો મળી ગયો. એણે મહાત્માનું બાવડું ઝાલ્યું કે-ઊભા રહો.

મહાત્માએ પૂછ્યું: 'કેમ ભાઇ! તારે વળી મારું શું કામ છે?'

પેલો કહે: 'નહિ, ઊભા રહો. મારે પૂછવું છે.'

મહાત્મા કહે: લે ભાઈ! ત્યારે પૂછ. આ ઊભો.'

ત્યારે પેલો પૂછે છે: 'તમે પરલોક જોયો છે ખરો? એ મને કહો.'

મહાત્મા કહે: ના, મેં પરલોક જોયો નથી હું તો શ્રદ્ધાથી માનું છું કે 'પરલોક છે.'

'તો જો તમે પરલોક જોયો નથી, તો આ દુઃખ

શું કરવા ભોગવો છો ? આ બધું છોડી દો. ને મારી જેમ સંસારના ભોગ ભોગવો. પરલોક જેવું કાંઇ છે જ નહિ.'

ત્યારે મહાત્માએ કહ્યું : 'ભાઇ ! તેં કીધું એ બરાબર છે. પણ હું તને એક વાત પૂછું છું કે 'સુખ અને દુઃખ શું છે ?' એ વાતનો મને જવાબ આપ.

પેલો કહે : એ તો મને ખબર નથી. તમે જ કહોને.'

એટલે મહાત્માએ કહ્યું : 'જો ભાઈ ! જેણે જેમાં આનંદ માન્યો, એને એમાં સુખ મળે. કોઇએ બાસુદી ખાવામાં આનંદ માન્યો, તો એને એમાં જ સુખ છે. કોઇએ લાડવા ખાવામાં આનંદ માન્યો, તો એ લાડવા ખાઇને સુખ મેળવશે. કોઈને બીડી પીવાની ટેવ હોય તો એ બીડી પીએ તો જ એને આનંદ મળે છે. એવી રીતે તેં આ રૂપમાં, રસમાં, ગંધમાં સ્પર્શમાં ને શબ્દમાં આનંદ માન્યો, તો એમાં સુખ મળે છે. તો એ જ રીતે મેં ત્યાગમાં, પ્રભુભક્તિમાં ને ઉપદેશ આપવામાં જ આનંદ માન્યો, માટે મને ય સુખ છે. બોલ, આ બરાબર ને ? તો પહેલી વાત કબુલ કર કે 'ત્યાગમાં દુઃખ નથી.'

'કબુલ'. પેલાંએ એ વાત કબુલ કરી.

એટલે મહાત્માએ આગળ કીધું કે 'હવે હું તને પૂછું : તેં કીધું કે 'પરલોક નથી. તો 'એ નથી' એવું તેં નક્કી કર્યું છે ?'

પેલાંએ કહ્યું : 'ના, મેં નક્કી નથી કર્યું'.

તો પછી તું ના શું કરવા પાડે છે કે પરલોક નથી ? અમને તો જ્ઞાનીઓએ શાસ્ત્રમાં કહ્યું છે કે 'પરલોક છે.' એટલે નિર્ણય જ છે. પણ તને ખાત્રી છે, કે પરલોક નથી જ ? એ કહે.'

જે નાસ્તિક હોય, એને ય પરલોકની શંકા તો રહે જ. એ કહે ભલે કે 'આત્મા નથી. પરલોક નથી.' પણ મરતી વખતે એને બીક તો લાગે કે 'મેં દાન નથી આપ્યું. દયા નથી કરી. પરોપકાર નથી કર્યા. કાંઈ જ નથી કર્યું. અને હવે હું મરી જઈશ, ને કદાચ પરલોક હશે તો મારું શું થશે ?' આવી બીક તો એને હોય જ.

અહીં મહાત્મા પણ પેલાને એ જ કહે છે કે :' તું કહે છે કે 'પરલોક નથી.' અને એટલાં માટે તેં દાન, દયા, પરોપકાર, વ્રત, નિયમ–કાંઇ નથી કર્યું. હવે જો કદાચ પરલોક નીકળી ગયો, તો તારી શી દશા થશે ?'

માટે પરલોક તો છે જ. આત્મા પણ છે. આત્મા ન હોય તો કર્મ ન હોય. અને કર્મ ન હોય, તો જગતની વિચિત્ર દશા પણ ન હોય.

એક જ મા છે, ને એક જ બાપ છે. મા એ ક્ષેત્ર છે, અને બાપ બીજ સમાન છે. એક ક્ષેત્રમાં બે ફળ હોય, એમાં જેમ તરતમતા હોય છે, એમ એક મા ને એક જ બાપના બે દીકરાઓમાં ય તફાવત હોય છે. એક ડાહ્યો દેખાશે, એક મૂર્ખો હશે. એક રોગી હશે, એક નીરોગી હશે. એક રૂપવાન હોય, તો બીજો વિરૂપ હોય. એક મા

બાપના બે દીકરા વચ્ચે આવો બધો ભેદ કરનાર કોણ છે? એ વાત સામાન્ય બુદ્ધિથી તો વિચાર.

તો એ બેમાં ભેદ પાડનાર આ ભવમાં કોઈ કારણ નથી. અને ભેદ તો છે જ. એનું શું કારણ? 'न हि वीज प्रयोजनाभ्यां विना कस्यचिदुत्पत्तिरस्ति'—જેનું કોઇ કારણ નથી, ને જેનું કાંઇ ફળ નથી, એવી કોઈ ચીજ આ જગત્માં નથી. દરેક વસ્તુનું કારણ અને ફળ તો હોય જ.

તો એક મા-બાપના બે બાળકમાં જે ભેદ છે, એમાં પણ કાંઈ કારણ હોવું જ જોઈએ. 'नहि कारणं विना कस्यचित् कार्यस्योत्पत्तिर्भवति, कारणानुरोधात् कार्यव्यवस्था'—કારણ વિના કોઇ કાર્ય થાય જ નહિ. ને જેવું કારણ હોય, એવું જ કાર્ય થાય છે. ત્યારે અહીં આપણે કહેવું પડશે કે—આ ભવનું તો કોઈ કારણ નથી દેખાતું. એટલે ભવાંતરની એની કરણી જ એનું કારણ છે. કોઈની શુભ કરણી હોય ને કોઇની અશુભ કરણી હોય, એ માનવી જ પડશે.

જો તમે આત્મા ન માનો, ને કરણી પણ ન માનો તો નહિ ચાલે. પહેલાં પણ કીધું છે કે બાળક જન્મે, ને તરત જ એને સ્તનપાન કરવાની, માને ધાવવાની ઈચ્છા થાય છે, એ એને કોણે શીખવાડ્યું છે? 'ધાવવું' એ મારે સુખનું કારણ છે, એવું કોઇએ એને શીખવાડ્યું છે? ના. તો માનવું જ પડશે કે 'એને પૂર્વનો સંસ્કાર છે,' માટે જ મેં કીધું હતું કે—'જેને જે સંસ્કાર દૃઢ હોય,

એને એ વહેલાં ઉદયમાં આવે, બાળકને આહારનો સંસ્કાર દૃઢ છે, એટલે એ એને અહીં ઉદયમાં આવ્યો.

હમેશાં કોઈ પણ માણસ ગમે તે પ્રવૃત્તિ કરે, એના બે કારણ હોય છે; એક તો 'આ મારું ઇષ્ટનું સાધન છે.' બીજું-'આ મારાંથી બની શકે એવું છે.' આ બે કારણો છે. ખાવું, એ મારાં ઇષ્ટનું સાધન છે, અને એ મારાંથી બની શકે તેમ છે.' એવો બોધ હોય તો જ માણસ ખાય છે.

તમે વ્યાખ્યાનમાં ક્યારે આવો? તમને એવો બોધ હોય કે-'વ્યાખ્યાનમાં જવું એ મારા ઇષ્ટનું સાધન છે. એનાથી મને લાભ થશે. અને એ મારાંથી બની શકે એવું છે. આ હોય તો જ તમે વ્યાખ્યાનમાં આવો. એવી રીતે કોઈ પણ માણસ કાંઈ ઉદ્યમ કરે, વ્યાપાર કરે, કે ગમે તે કામ કરે. પણ એ બધામાં આ બે કારણ તો હોય જ.

આ જરા કઠિન લાગશે. અને કઠિન છે જ. અત્યારે નહિ સમજાય. પણ એ તો આમ ને આમ સાંભળશો તો કો'ક દિ' સમજણ પડશે. અત્યારે તો 'श्रुतं हरति पापानि' સાંભળેલું પણ પાપને હરે છે. ભલે અત્યારે સમજણ ન પડે. પણ સાંભળશો તો ય પાપ નાશ પામશે.

તો 'इदं मदिष्टसाधनं-આ મારું ઇષ્ટનું સાધન છે. અને ' 'इदं मत्कृतिसाध्यं '- આ મારાંથી બની શકે તેવું

છે. આ બે જ્ઞાન હોય તો જ માણસ પ્રવૃત્તિ કરે. એમાંથી એક ન હોય તો ન કરે.

જેમ પૂનમનો ચંદ્ર ઊગ્યો છે. આકાશમાં એનો પ્રકાશ ફેલાયો છે. એ વખતે કોઇ માણસ અગાશીમાં ફરતો હોય, ને એને એમ થાય કે 'આ ચંદ્રમાને મારાં ઘરમાં લાવું.' આવી ઈચ્છા એને થશે. પણ એમાં એ પ્રવૃત્તિ કરશે? નહિ કરે. કેમ? તો ચંદ્રમાને ઘરમાં લાવવો એ ઈષ્ટનું સાધન તો છે. પણ એ કૃતિસાધ્ય નથી—એના ઉદ્યમથી બની શકે એવું નથી—માટે એ પ્રવૃત્તિ નહિ કરે.

એવી રીતે એક ગટરનું ખાબોચિયું છે. એમાં ન્હાવાનું, ધોવાનું, હાથપગ સાફ કરવાનું, બધું બની શકે એમ છે. પણ એમાં કોઇ ન્હાશે ખરો? હાથ ધોશે ખરો? નહિ. કેમ? તો એ બની શકે તેવું તો છે, પણ ઈષ્ટનું સાધન નથી. અનિષ્ટનું સાધન છે. એટલે નક્કી થયું કે આ બંને જ્ઞાન હોય તો જ માણસ પ્રવૃત્તિ કરે.

અને જ્ઞાન બે જાતના છે. એક અનુભવજ્ઞાન ને બીજું સ્મરણજ્ઞાન. અત્યારે આપણે જે અનુભવી રહ્યાં હોઈએ કે 'આ ચોપડી છે. આ સ્થાપનાજી છે. આ ફુલની ગંધ સારી છે. આ વાજિંત્રનો શબ્દ સારો છે.' આવું અત્યારે, વર્તમાનમાં જે જ્ઞાન થાય, તે 'અનુભવજ્ઞાન' કહેવાય. અને 'મેં ગઈકાલે વ્યાખ્યાન સાંભળ્યું હતું. મેં કાલે આ ખાધું હતું.' આમ આજે અનુભવેલું જે બીજે

દિવસે યાદ આવે, એનું નામ 'સ્મરણ' કહેવાય. એને સ્મૃતિ–યાદ કહે છે. આમ બે જ્ઞાન છે.

ત્યારે સ્મરણ કોનું થાય ? જેનો અનુભવ કર્યો હોય એનું જ સ્મરણ થાય. આજે દુધપાક ખાધો હોય તો કાલે એનું સ્મરણ થાય કે 'કાલે મેં દુધપાક ખાધો હતો.' પણ રોટલો ખાધો હોય તો દુધપાક યાદ ન આવે. મુંબઈ ગયો હોય તો પાછાં આવ્યા પછી મુંબઈ યાદ આવે. પણ અમદાવાદ યાદ ન આવે.

અને જેણે અનુભવ કર્યો હોય તેને જ યાદ આવે. બીજાને એનું સ્મરણ થાય ? ન જ થાય.

હવે માતાને બાળક ધાવે, ત્યારે 'ધાવવું' એ મારાં ઇષ્ટનું સાધન છે, અને એ મારાંથી બની શકે તેમ છે'– આ બે કારણ હોવાં જ જોઈએ. કેમકે–માતાનું બીજું કોઈ અંગ બાળક નથી ચાટતો; પણ સ્તનને જ ધાવે છે. એમ કેમ ? તો ત્યાં માનવું જ જોઈએ કે 'એને આ બે જ્ઞાન છે જ. એ ભલે અવ્યક્ત હોય, પણ છે એ નક્કી છે.'

ત્યારે એ જ્ઞાન એનામાં આવ્યું ક્યાંથી ? અત્યારે તો કોઈએ એને શીખવાડ્યું નથી. ત્યારે માનવું પડશે કે– પૂર્વભવમાં એણે જન્મ લીધો હતો; ને સ્તનપાનનો એણે અનુભવ કર્યો હતો, એનાથી પડેલાં સંસ્કારને લીધે એ અત્યારે એને યાદ આવે છે, માટે એ સ્તનપાન કરે છે. એ રીતે આત્માની સિદ્ધિ થાય છે.

એ જ રીતે એક મા બાપના બે દીકરામાં જે બે ભેદ છે તે પણ પૂર્વ ભવના કર્મને લીધે જ છે. એથી પણ આત્મા નક્કી થાય છે.

એટલું જ નહિ, પણ જગતમાં તને જે વહાલામાં વહાલું હોય, એનું નામ આત્મા સમજવો. લાંબી વાતોની જરૂર નથી. તું ટુંકામાં આટલું સમજી લે. એ કઈ રીતે સમજાય? તો તને દુનિયામાં વહાલામાં વહાલું કોણ છે? ધન વહાલું છે? પુત્ર વહાલો છે? શરીર વહાલું છે? ઈંદ્રિયો વહાલી છે? કે પ્રાણ વહાલો છે? આ બધાંમાંથી કોણ વહાલું છે? એ પહેલાં નક્કી કરી લે. એટલે બધું સમજાઇ જશે.

'वित्तात्पुत्रः प्रियः, पुत्रात् पिण्डः, पिण्डात्तथेन्द्रियम् ।
इन्द्रियेभ्यः प्रियाः प्राणाः, प्राणेभ्योऽपि प्रियः परः ॥'

પહેલું 'वित्तं' જગતમાં માણસને ધન સૌથી પ્રિય છે. લક્ષ્મી બધાંને વહાલી છે. એને માટે ઘરને, છૈરાંને ને બધી વસ્તુને છોડીને માણુસ પરદેશ જાય છે. ટાઢ, તડકા, વરસાદ, બધું સહન કરીને પણ લક્ષ્મી માટે એ પ્રભુનું ધ્યાન પણ મૂકી દે છે. માટે સૌથી વહાલું 'ધન' છે.

ત્યારે કહે છેઃ એનાથી કોઈ વ્હાલું ખરું? તો કહેઃ હા, લક્ષ્મી કરતાંય પુત્ર વહાલો છે. ગમે તેટલું ધન હોય, પણ જો દીકરો માંદો પડ્યો હોય, એ બચે એવું ન હોય, તો ડૉકટર-વૈદ્ય કહે કે ફલાણી દવા લાવવી પડશે, તો એ માટે લાખો રૂપિયા ખર્ચવા ય એ તૈયાર થાય છે. અમને

યાદ છે કે–અંબાલાલ સારાભાઈનો પહેલો દીકરો જ્યારે માંદો પડ્યો હતો, એ બચે એવું નહોતું, ત્યારે ડોકટરના કહેવાથી અમેરિકાથી ઈંજેક્શન મંગાવ્યું હતું. એ પહેલ-વહેલું એ વખતમાં શોધાયું હતું, અને એને માટે મને યાદ છે કે–તે વખતે લાખ રૂપિયા ખર્ચી નાખ્યા હતાં, પણ છેવટે છોકરો તો ન જ બચ્યો. એટલે નક્કી થયું કે–ધન કરતાંય ' દીકરો ' વહાલો છે.

દીકરો કરતાં ય કોઈ વહાલું ખરું ? તો હા. દીકરા કરતાં ય શરીર વહાલું હોય છે. શરીર પર જ્યારે દુઃખ આવતું હોય ત્યારે માણસ ધન ને દીકરા બધું છોડી દે છે.

એક ડોશી હતી. એનો એક દીકરો હતો. એ બંને એક ઘરમાં રહેતાં હતાં. નાનું એવું ઘર હતું, ને બહાર ઓશરી હતી. બંને જણા ઓશરીમાં ખાટલા નાંખીને સૂઈ રહે. એમાં ડોશી હમેશાં પ્રભુને પ્રાર્થના કરે કે–'હે ભગવાન્ ! તું મને લઈ જજે. પણ મારાં દીકરાને બચાવજે. એને હેમખેમ રાખજે.'

એ લોકો માને છે કે જ્યારે યમરાજને કોઈને લઈ જવો હોય, ત્યારે યમરાજ પાડાનું રૂપ લઈને આવે ને લઈ જાય.

એક દહાડો રાત્રે ડોશી ને દીકરો સૂતાં છે. ડોશીમા તો રોજની જેમ દીકરાને બચાવવાની પ્રાર્થના કરતાં સૂઈ ગયાં છે. એમાં બન્યું એવું કે–પાડોશીનું પાડું હતું,

એ છૂટી ગયું, ને ફરતું ફરતું ડોશીના ખાટલા પાસે આવ્યું. પાડાને ટેવ હોય છે કે, જે એની નજરે ચડે, ગોદડું હોય, તો એને મોંમાં નાખીને ચાવવું.

પેલું પાડું અહીં આવ્યું, ને ડોશીનું ગોદડું મ્હોં વડે ખેંચીને ચાવવા માંડ્યું. ગોદડું ખેંચાયું એટલે ડોશી જાગી ગઈ. એણે મોઢું ઊઘાડી ને જોયું તો પાડો. ડોશી તો ભડકી ગઈ કે ઓહો! આ તો રોજ પ્રાર્થના કરતી હતી, તે આજે તો યમરાજ સાચેસાચ આવ્યો લાગે છે. એ તરત જ બેઠી થઈ ગઇ, ને બોલીઃ ' હે યમરાજ ! તું ખાટલો ભૂલ્યો લાગે છે. તું જેને માટે આવ્યો છે તે ખાટલો તો મારી બાજુમાં છે.

આ બતાવે છે કે–દીકરા કરતાં ય શરીર વહાલું છે.

અને શરીરમાં પણ કોણ વહાલું ? તો ઇન્દ્રિયો વહાલી છે. માણસ કો'ક વાર કદાચ પડયો હોય, ને એના હાથપગ ભાંગી ગયા હોય તો કહે કે: હાશ, હાથપગ ભાંગ્યા તો ભલે ભાંગ્યા. પણ આંખ, કાન ને નાક તો બચી ગયાં ? એટલે શરીરમાં પણ ઇન્દ્રિયો વહાલી છે.

ઇન્દ્રિયો કરતાં ય એક વસ્તુ વધારે વહાલી છે. જ્યારે માણસ માંદો પડ્યો હોય, ને એમાં આંખો ગઇ હોય, કાન પણ તૂટી ગયા હોય, કે જીભ કચરાઇ ગઈ હોય, તો માણસ શું બોલે છે? 'હાશ, આંખ ગઈ તો ભલે ગઈ, પણ મારાં પ્રાણ તો બચી ગયાં ?' આ ઉપરથી ખબર પડી જાય છે કે ઇન્દ્રિયો કરતાં ય પ્રાણ વધારે વહાલાં છે.

આમ લક્ષ્મીથી પુત્ર વહાલો. પુત્રથી શરીર વહાલું. શરીરથી ઇન્દ્રિયો વહાલી ને ઈન્દ્રિયોથી પ્રાણ વહાલાં છે. હવે એ પ્રાણ કરતાં ય કોઇ વહાલું ખરૂં ? તો કહે હા.

એ કેવી રીતે ? એ બતાવો.

ત્યારે કહે છે: જો સાંભળ. માણસ જ્યારે માંદો પડયો હોય, એને અસાધ્ય અશાતાવેદનીયનો ઉદય આવ્યો હોય, એ દુઃખ એવું હોય કે એને જ એની ખબર પડે. અને એની વેદના કોઈ લઈ ન શકે. ત્યારે તમે એની પાસે જાવ તો એ શું બોલે ? 'હવે 'મારો' પ્રાણ જાય તો સારું.' ત્યારે પ્રાણ સૌથી વહાલો હતો. એ જાય તો સારું. તો એ પ્રાણ કોનો ?–તો 'મારો'. એટલે પ્રાણ કરતાં ય જે 'મારો' બોલે છે, એ કોઇક વસ્તુ વધુ વહાલી છે એ નક્કી થયું. એ કહે છે કે–હું તો રહું. હું ન જઉં, પણ મારો પ્રાણ જાય. ત્યારે એ પ્રાણ કરતાં ય જુદી વસ્તુ છે. અને એ આપણુને વહાલી છે. એનું નામ જ આત્મા છે.

પેલાં મહાત્મા જુવાનને કહે છે: ભાઇ! પરલોક નહિ હોય, આત્મા નહિ હોય, તો મારું તો કાંઇ જવાનું નથી. મને તો અહીં આનંદ છે, અને પરલોક હશે તો ત્યાં ય મને સુખ જ છે. અને કદાચ પરલોક નહિ હોય તો ય મારું કાંઇ અહિત તો નહિ જ થાય. મેં તો આ ત્યાગમાં આનંદ માન્યો, માટે મને એમાં સુખ જ છે.

અને તું તો આત્મા કે પરલોક કાંઈ નથી માનતો.

એટલે તેં કાંઈ સારું કામ નથી કર્યું. અને પછી જો કદાચ પરલોક નીકળી જાય, તો તારું શું થશે એનો વિચાર કર્યો?

ત્યારે અહીં કહેવાનું શું છે? કે જેણે જેમાં આનંદ માન્યો, એને એમાં સુખ છે.

પણ પેલાં મહાત્મા કંદોઇને ત્યાં રાત રહ્યાં છે, સવારે રાજા પાસે ગયા છે. રાજા એમને મોઘમમાં પૂછે છેઃ 'મહાત્મન્ કૈસી બીતી ?'

એને એમ કે આમને આખી રાત દુઃખ વીત્યું છે. ઉંઘ પણ નથી આવી. માટે કહેશે કે 'હું તો હેરાન થઇ ગયો.' પણ એને ક્યાંથી ખબર હોય કે આ તો ત્યાગી મહાપુરુષ છે. એમને વળી દુઃખ કેવું ?

રાજાનો પ્રશ્ન સાંભળીને મહાત્માને લાગ્યું કે 'આ રાજાને અભિમાન છે. એ એમ સમજે છે કે 'જગત્માં મને જ સુખ છે. હું જ સુખી છું. બીજા બધાં દુઃખી છે.' માટે મારે એના ઉપકાર માટે પણ જવાબ તો આપવો જ જોઇએ. એટલે એ કહે છે:

'રાજન્ ! અધીં તેરે જૈસી, ઔર અધીં તેરેસે અચ્છી'.

શું કહ્યું ? મારી અર્ધી રાત તારાં જેવી વીતી છે, ને અર્ધી તારાં કરતાં ય સારી વીતી છે.

આ જવાબ સાંભળીને રાજાને ગુસ્સો થઈ જાય છે. એને થાય છે કે–આનું સૂવાનું ઠેકાણું નથી, રહેવાનું ઠેકાણું નથી, ને વળી મારાં કરતાં સારું ? એ તો ગુસ્સામાં ને

ગુસ્સામાં કહે છે : 'મહાત્મા ! કાંઇ ભાન છે કે નહિ ? મગજ ઠેકાણે છે કે નહિ ? આ શું કહો છો ?'

રાજા ગુસ્સામાં આ બોલે છે. અને એને ગુસ્સો હોય એનું કારણ છે. એની પાસે ચાર વાનાં છે. એ ચારમાંથી એકેક હોય તો પણ અનર્થ કરાવે છે, તો રાજાને તો એ ચારે ય છે. એટલે એ ગુસ્સો કરે એમાં નવાઈ શી ?

એ ચાર વાનાં કયાં ? તો–

'यौवनं धनसंपत्तिः, प्रभुत्वमविवेकिता ।
एकैकमप्यनर्थाय किमु यत्र चतुष्टयम् ॥'

આમાં ચાર વાનાં છે, એક યૌવન. બીજી ધનસંપત્તિ. ત્રીજો અધિકાર. ચોથો અવિવેક.

યૌવન અવસ્થા મહાન્ અનર્થ કરનાર છે. ધનસંપત્તિ જો ધર્મ ન મળ્યો હોય તો મહાઅનર્થ કરાવે છે. કારણકે– લક્ષ્મી પણ બે જાતની છે. સુકૃતની ને દુષ્કૃતની. સુકૃતની હોય તો ઠીક. નહિ તો અનર્થ જ કરાવે.

અને પ્રભુત્વ–અધિકાર–એ પણ અનર્થ કરાવે છે. એક પાંચ રુપિયાનો પગારદાર પોલિસ હોય, તો ય એ એમ કહે કે–અહીં કેમ બેઠો છે ? આમ કેમ કરે છે ? એ એને એનો અધિકાર બોલાવે છે.

અને ચોથો અવિવેક. એતો મેં કીધું છે કે–સો ગુણ હોય પણ વિવેક વિનાના એ ગુણો એકડાં વિનાના મીંડાં જેવાં છે. વિવેક તો દશમો નિધિ છે. 'सद्दानेन गृहारम्भो,

विवेकेन गुणव्रजः'—જેમ ગૃહસ્થનો ગૃહારંભ દાન વડે જ શોભે છે. કંજુસાઈ હશે તો કાંઈ નહિ શોભે. એમ જો તારામાં વિવેક હશે તો જ બધાં ગુણો આવશે.

અહીં રાજામાં આ ચારે ય વાનાં હતાં. એ યુવાન હતો. વૈભવ હતો. અધિકારે ય હતો. અને અવિવેક તો હોય જ. અવિવેક તો આવું બોલાવે છે, ગુસ્સો કરાવે છે. પછી એ મહાત્માને શેનો ગણે?

પણ મહાત્માને તો એને બોધ આપવો હતો. એ સમજતાં હતાં કે—આપણે કોઇનો ઉપકાર કરવો હોય તો સહિષ્ણુતા ગુણ રાખવો જોઈએ, સહન કરવું જોઈએ. એમણે રાજાને કહ્યું 'તમારે મારી વાત સમજવી હોય તો સાંભળો. તમને જિજ્ઞાસા હોય તો કહું. રોષ કરવાનું કામ નથી. અને ન સમજવી હોય તો મારે કાંઈ સમજાવવાની જરૂર નથી.

ત્યારે રાજા કહે કે: 'ના ના, આપ જરૂર કહો. મને આપની વાત સમજાવો.'

ત્યારે મહાત્મા એને સમજાવે છે. એ કઈ રીતે? એ અગ્રે અધિકાર.






'श्रेणिकस्तस्य राजर्षे श्चरितेन सुगन्धिना ।
वासितः श्रीमहावीरं, धर्मवीरो व्यजिज्ञपत् ॥'

આપણે ત્યાગધર્મની વાત ચાલે છે. એને શ્રમણધર્મ કહીએ, દીક્ષા કહીએ કે પ્રવ્રજ્યા કહીએ, બધું એક જ છે. જ્ઞાનીએ બતાવ્યું છે કે–ત્યાગધર્મમાં જ ખરો આનંદ છે. ભોગમાં નહિ.

અહીં એક મહાત્માનો દાખલો આપ્યો છે. રાજાના પ્રશ્નના જવાબમાં મહાત્મા કહે છે કે 'અધીં તેરે જૈસી ઔર અધીં તેરેસે અચ્છી બીતી'. આ સાંભળીને રાજાને ગુસ્સો થઈ જાય છે. અને એને ગુસ્સો થાય, એ સ્વાભાવિક છે. કારણ કે એને સત્પુરુષોનો સમાગમ નહોતો, એટલે એનામાં અવિવેક હતો. જેને સાધુપુરૂષોનો ને ગુરુઓનો સમાગમ ન હોય, એને અવિવેક હોય જ.

માટે જ મુનિઓને કીધું કે–હે મુનિઓ! તમે ગુરુકુલવાસ કોઈ દિ' ન છોડશો. કેમ કે–

'नाणस्स होइ भागी, थिरयरओ होइ दंसणे चरित्ते अ ।
धन्ना आवकहाए, गुरुकुलवासं न मुंचंति ॥'

તારે જો જ્ઞાન મેળવવું હોય, સમ્યગ્દર્શનમાં દૃઢ મન રાખવું હોય, પ્રભુનું જે ચારિત્ર તને મળ્યું છે–એમાં તારે

સ્થિરતા કરવી હોય, અને સંયમમાંથી મનને બહાર ન જવા દેવું હોય, તો એ માટે તારે ગુરુકુલવાસમાં રહેવું જ પડશે. જે ધન્ય પુરુષો છે, તેઓ આ પ્રમાણે કરે છે.

ગુરુકુલવાસમાં રહીને ગુરુમહારાજાની સેવા અને શુશ્રૂષા હમેશાં કરજે. એમનો વિનય કરજે. એમના વચનોને તું હૃદયમાં યથાર્થ ધારણ કરજે. તો જ તને સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, ને સમ્યક્ચારિત્રમાં સ્થિરતા મળશે. કારણકે–વિનયગુણ બધામાં મુખ્ય છે. વિનયનું ફળ શું છે? તો–

'विनयफलं शुश्रूषा, गुरुशुश्रूषाफलं श्रुतज्ञानम् ।
ज्ञानस्य फलं विरति विरतिफलं चाऽऽश्रवनिरोधः ॥
संवरफलं तपोबल मथ तपसो निर्जरा फलं दृष्टम् ।
तस्मात् क्रियानिवृत्तिः क्रियानिवृत्तेरयोगित्वम् ॥'
'योगनिरोधाद्भवस--न्ततिक्षयः सन्ततिक्षयान्मोक्षः ।
तस्मात् कल्याणानां, सर्वेषां भाजनं विनयः ॥'

વિનયનું ફળ શુશ્રૂષા છે. તારામાં વિનય હશે તો તું વડીલોની ને ગુરુની શુશ્રૂષા કરી શકીશ. માતા, પિતા, વડીલો ને ગુરુમહારાજા, આ બધાં આપણાં ઉપકારી છે. આ જગત્માં આપણાં સૌથી પહેલાં ઉપકારી મા ને બાપ છે. એમનો ઉપકાર કેવો છે? તો 'दुष्प्रतीकारौ मातापितरौ' જે ઉપકારનો બદલો ન વાળી શકાય એવો છે. અને આપણો જે સ્વામી-માલિક છે, એ પણ આપણો ઉપકારી છે. અને ગુરુમહારાજા તો કેવાં છે? તો 'सुदुष्करतरप्रतीकार'–કોઈ દિ' એમના ઉપકારનો બદલો નહિ વાળી શકાય. માટે

એમનો વિનય ને એમની શુશ્રૂષા તો હમેશાં કરવી જોઈએ. એ જ વિનયનું ફળ છે.

અને એ ગુરુશુશ્રૂષાનું ફળ શું? તો ગુરુશુશ્રૂષાથી શ્રુતજ્ઞાન મળે. અને શ્રુત-જ્ઞાનનું ફળ શું? તો 'ज्ञानस्य फलं विरतिः'—જ્ઞાનનું ફળ વિરતિ છે. વિરતિ એટલે વિરમવું, અટકવું. કોઈ પ્રાણીની હિંસા ન કરવી. કોઇ દિ' અસત્ય ન બોલવું. નહિ આપેલી વસ્તુ લેવી નહિ. જગત્‌માં કોઈ વસ્તુ કાયમ નથી રહી, તો નહિ આપેલી વસ્તુ કેટલા દિવસ રહેશે? અને શુદ્ધ બ્રહ્મચર્ય પાળવું. કોઇ જાતનો પરિગ્રહ ન કરવો. આનું નામ વિરતિ. એ જો જ્ઞાન હોય તો જ મળે. માટે જ્ઞાનનું ફળ વિરતિ છે.

અને વિરતિનું ફળ શું? 'તો આશ્રવનો નિરોધ.' આશ્રવ એટલે કર્મની ખાળો. એનો નિરોધ કરવાનું–એને બંધ કરવાનું સાધન વિરતિ છે. એનાથી અનાદિકાળનો કર્મબંધ રોકાઇ જાય. સંવર થાય.

અને સંવરનું ફળ શું? તો સંવરભાવ મળે ત્યારે આપણે તપશ્ચર્યા કરી શકીએ.' એ તપશ્ચર્યા કેવી છે? અણાહારી જે મોક્ષ પદ છે, એની વાનગીરૂપ છે. મોક્ષમાં કેવું સુખ હશે, કેવો આનંદ હશે? એનો થોડો આસ્વાદ તપશ્ચર્યામાં મળે છે. તપશ્ચર્યા ન હોય ત્યાં સુધી ઇન્દ્રિયોનો નિરોધ ન થાય. ગીતાજીમાં શ્રીકૃષ્ણે પણ કહ્યું છે કે:

'विषया विनिवर्तन्ते, निराहारस्य देहिनः ॥'

આત્માને જ્યારે નિરાહારભાવ થાય છે, ત્યારે એને તૃષ્ણા હોય, એ ઓછી થાય છે.

સારાં રૂપ મળે, ત્યાં આંખ દોડે. સારાં શબ્દ સાંભળે તો કાન દોડે. સારાં ગંધ મળે ત્યાં નાક ફેફડાટ કરે. સારાં સ્પર્શ મળે તો શરીર ત્યાં જાય. સારાં રસ મળે તો જીભ લોલુપતા કરે. કારણ કે–વિકારી ઇન્દ્રિયો છે. પણ જયારે તમે ઉપવાસ કરશો, છઠ્ઠ કે અઠ્ઠમ કરશો, કે એવી બીજી તપશ્ચર્યા કરશો ત્યારે તમારી ઇન્દ્રિયો શિથિલ થશે, વિષયોની અભિલાષા ઓછી થઈ જશે. અને ત્યારે તમને થશે કે 'નવરાં બેસી રહેવા કરતાં ચાલો, વ્યાખ્યાનમાં જઈએ'. એમ તમારાં વિષયો દૂર થશે. માટે જ તપશ્ચર્યા એ મોક્ષની વાનગી છે.

એ તપશ્ચર્યાનું ફળ શું ? તો એનાથી આત્માને કર્મની નિર્જરા થાય.

'कृतकर्मक्षयो नास्ति, कल्पकोटिशतैरपि ।
अवश्यमेव भोक्तव्यं, कृतं कर्म शुभाशुभम ॥

કરોડો કલ્પો ને કરોડો યુગો ચાલ્યાં જાય, પણ કરેલાં જે નિકાચિત કર્મો છે, તે તો ભોગવવાં જ પડે છે. એમાં છૂટકો જ નથી. છતાં એને પણ જો તોડનાર અને ખપાવનાર કોઈ હોય તો તે તપશ્ચર્યા જ છે. કર્મની નિર્જરા તપશ્ચર્યાથી જ મળે છે.

અને કર્મનિર્જરાથી શું થાય? જીવને જેમ જેમ વિશુદ્ધિ આવે, એમ એમ એને અનંતગુણી કર્મનિર્જરા થતી જાય. એ થાય એટલે મનની, વચનની ને શરીરની

ક્રિયાઓ જે થાય છે, તે બંધ થાય. આ ક્રિયાઓ તેરમા ગુણઠાણા સુધી હોય.

સયોગી કેવલીને, તીર્થંકર મહારાજાને પણ વચનની ક્રિયા છે. એમને ઉપદેશ આપવો જ પડશે. એમને શરીરની પણ ક્રિયા છે. શરીર હલાવવું, વિહાર કરવો વગેરે. અને મનની પણ ક્રિયા છે. એ બીજી કોઈ નહિ, પણ અનુત્તર વિમાનવાસી દેવતાઓ, જે હમેશાં દ્રવ્ય, ગુણ ને પર્યાયની જ વિચારણા કરતાં હોય, એમાં એને જ્યારે સંશય થાય કે આમ કેમ હશે ? તો એ કોને પૂછે ? એ અહીં આવી શકે એમ નથી. એની પાસે આહારક શરીર પણ નથી. એ તો ચૌદ પૂર્વની લબ્ધિવાળા મુનિને જ હોય. અને આમને તો અવિરતિ-ભાવ હોય. ત્યારે એ સંશય એ કઈ રીતે નિવૃત્ત કરે ?

ત્યારે એ ત્યાં બેઠાં બેઠાં મનથી ભગવાનને પૂછે કે-'હે પ્રભો ! આમ કઈ રીતે છે ?

ભગવાન્ એના મનોવર્ગણાના પુદ્ગલોને જુએ છે. પછી ભગવાન શું કરે ? તો મનોવર્ગણાના પુદ્ગલોને ગ્રહણ કરે. વચનથી તો જવાબ નથી આપી શકવાના. કેમકે એ તો અસંખ્યાત યોજન દૂર છે. એટલે મનોવર્ગણાના દ્રવ્યો લે છે.

વર્ગણાઓ આઠ છે. ઔદારિક વર્ગણા, વૈક્રિયવર્ગણા, આહારકવર્ગણા, તૈજસ વર્ગણા, ભાષાવર્ગણા, શ્વાસોચ્છવાસ વર્ગણા, મનોવર્ગણા, અને આઠમી કાર્મણવર્ગણા. જેમ આપણું શરીર ઔદારિક છે, તે ઔદારિક વર્ગણાના દળિયાનું બનેલું છે. દેવતા ને નારકીને વૈક્રિયવર્ગણાનું શરીર છે.

અને ચૌદ પૂર્વધરને આહારકવર્ગણાનું શરીર હોય છે. એમ–જીવને મનોવર્ગણા હોય છે. આપણે કાંઇ વિચારવું હોય તો પહેલાં મનોવર્ગણાના પુદ્ગલો લઈએ. પછી એને વિચારરૂપે વિસર્જન કરીએ.

ત્યારે ભગવંત મહારાજા પણ મનોવર્ગણાના દ્રવ્યો ગ્રહણ કરે, એને મનપણે પરિણમાવે, અને મૂકે. એ પેલાં અનુત્તરવાસી દેવતાઓ અવધિજ્ઞાનથી જુએ. એને એવું ઉત્કૃષ્ટ અવધિજ્ઞાન હોય. જોઈને એ અનુમાન કરે કે 'ભગવંત મહારાજાએ આ વાતના જવાબમાં મને આમ કીધું.'

આમ તીર્થંકર મહારાજાને પણ મનોયોગ હોય છે.

જ્યાં સુધી અયોગિભાવ ન મળે, ત્યાં સુધી એમને શાતાવેદનીય કર્મ બંધાય છે. એ માટે એમને અન્તર્મુહૂર્તનો યોગનિરોધ કરવો પડે. મન, વચન, કાયાની તમામ ક્રિયાઓ એમણે નિવૃત્ત કરવી પડે. એ માટે જ કીધું કે 'કર્મનિર્જરા થાય એટલે ક્રિયાઓની નિવૃત્તિ થાય.'

અને ક્રિયાનિવૃત્તિ થાય, એટલે અયોગિભાવ મળે. યોગનો નિરોધ થાય, ત્યાં શુક્લધ્યાનનો ત્રીજો પાયો આવે. શુક્લધ્યાનનો પહેલો પાયો સાતમા ગુણઠાણાથી હોય. બીજો પાયો જ્યારે કેવળજ્ઞાન પામતો હોય ત્યારે હોય અને ત્રીજો પાયો અહીં, જ્યારે યોગનિરોધ કરે ત્યારે આવે. એનું નામ સૂક્ષ્મક્રિય અપ્રતિપાતી. એમાં પહેલાં કાયયોગને રોધે, પછી વચનયોગને રોધે. એ પછી મનોયોગને રોધે. એ

વખતે સૂક્ષ્મક્રિયાઓ કરે, માટે એ ધ્યાનને સૂક્ષ્મક્રિયાવાળું કીધું. અને એ ધ્યાન અપ્રતિપાતી હોય.

એ પછી શુક્લધ્યાનનો ચોથો પાયો અયોગી અવસ્થામાં કરે. ત્યાં એને કોઇ ક્રિયા ન હોય. 'અ–ઈ–ઉ–ઋ–લૃ–, એ પાંચ હ્રસ્વાક્ષર બોલો, એટલા કાળમાં એ સિદ્ધ અવસ્થાને પ્રાપ્ત કરી લે, મોક્ષે જાય. એ જ કહે છે કે–ક્રિયાનિવૃત્તિથી યોગનો નિરોધ થાય. અને યોગનિરોધનું ફળ શું ? ' योगन्निरोधाद् भवसन्ततिक्षयः '–જ્યારે યોગનો નિરોધ થાય, ત્યારે સંસારનો પ્રવાહ નાશ પામી જાય. પછી આત્માને મોક્ષનું સ્વરૂપ મળે છે.

આ બધાંનું મૂળ ક્યાં છે. 'तस्मात् कल्याणानां, सर्वेषां भाजनं विनयः' હે જીવ ! આ જગત્‌માં જેટલા કલ્યાણો છે, એનું મુખ્ય કારણ વિનય છે. ગૃહસ્થપણામાં પણ વિનય કલ્યાણનું કારણ છે. આત્માએ જો ગુરુમહારાજાના વચનનું શ્રવણ કર્યું હોય, શુશ્રૂષા ને સેવના કરી હોય, તો જ વિનય આવે. જે ઘડામાં તરાડ પડી હોય, ફુટલો ઘડો હોય; એને ટપલી મારો તો શું થાય ? ફુટી જ જાય. એમ જેણે ગુરુમહારાજાના વચનો ન સાંભળ્યા હોય, એ ફુટેલા ઘડા જેવો જ સમજવો.

ગુરુમહારાજના કઠોર વચનો પણ જેણે સાંભળ્યાં છે. અને સહન કર્યાં છે, એને જ વિનય મળશે. ગુરુમહારાજના વચનો કેવાં કઠોર હોય છે ? તો ત્યાં બતાવ્યું છે કે–

'गीर्भिर्गुरूणां परुषाक्षराभि,
स्तिरस्कृता यान्ति नरा महत्त्वम् ।
अलब्धशाणोत्कषणा नृपाणां,
न जातु मौलौ मणयो विशन्ति ॥'

ગુરુમહારાજની આરાધનામાં–સેવનામાં જેઓ સદા રહ્યા છે, અને ગુરુમહારાજાની વાણી, જેમાં કઠોર અક્ષરો જ પડયાં છે.–જે એકલી કર્કશ જ છે, એવી વાણી તેઓ કહે, તો ય જે એને સાંભળે ને સહન કરે છે. – આવાં શબ્દો મને કેમ કીધાં? એવું એને થાય તો થઇ રહયું. ઉત્તમ જીવને એવું ન થાય. એ તો તિરસ્કારને ય સહન જ કરે. અને એવી કઠોર વાણીથી તિરસ્કાર અને અનાદર પામેલાં જે જીવ હોય, જેમને કોઇ દિ' આવાં વચનોથી અસ્થિરતા કે અરુચિ ન આવે, એવાં જીવને શું થાય છે?

તો જગત્માં જે ખરેખરું ગૌરવ ને મોટાઇ છે, એને એ જ પામે છે. એને એવાં કર્કશ વચનો સાંભળીને ઉદ્વેગ ન થાય. પણ એને તો એમ થાય કે 'ગુરુમહારાજા મારું કેટલું હિત ચિંતવે છે? મારાં હિતને માટે જ તેઓ મને આ કહે છે.' અને એ એમ સમજે કે–'આજે મારાં ભાગ્યનો ઉદય કે ગુરુમહારાજાએ મને આવાં વચનો કીધાં, આવાં જીવને જ ખરેખરું ગૌરવ મળે છે.

અહીં દાખલો કીધો છે. તમારે ત્યાં ઘણાં મણિઓ ને હીરાઓ થાય છે. એ મણિ ને હીરાઓ રાજાના મુગટમાં ક્યારે બેસે? તો એમ ને એમ ન બેસે. પણ એને જ્યારે

શરણુ ઉપર ચડાવો, ને ઘસારા લાગે, પહેલ પડે, ત્યારે એ મુગટ પર ચડે.

જેણે શરાણુનો ઘસારો નથી ખાધો, એવાં લાખો રુપિયાના મણિઓ કે હીરાઓ હોય, પણ એ મુગટમાં નથી ચડતાં. એમ જેણે ગુરુમહારાજના કર્કશ અને કઠોર વચનો સાંભળ્યાં છે, આનંદથી હૃદયમાં ઉતાર્યાં છે, એ પ્રમાણે વર્તન પણ કર્યું છે, એ જ ગૌરવ પામે છે.

એક કવિએ તો કહી દીધું કે : ગુરુમહારાજ મારે આવાં જોઈએ. કેવળ મીઠાંભાષિયા ગુરુ મારે નથી જોઈતાં. તો કેવાં જોઇએ છે? ત્યાં કહે છે :—

'उपरि करवालधाराऽऽकाराः क्रूरा भुजङ्गमपुङ्गवात् ।
अन्तः साक्षाद्द्राक्षा–दीक्षागुरवो जयन्ति केऽपि जनाः' ॥

ગુરુમહારાજ કેવાં હોય ? તો ઉપરથી તો તરવારની ધારા જેવાં જોઇએ. એમને જુએ ત્યાં જ ફફડાટ થઈ જાય કે 'હમણાં ગુરુમહારાજ વઢશે, મારશે. હમણાં જ મારુ આવી બનશે., આવો ડર લાગે.

મોટા મહારાજ કહેતાં હતાં કે—'અત્યારે ભલે અમારાં વચનો તમને કઠોર લાગે. એનાથી ત્રાસ ભલે થાય. પણ એથી અત્યારે તમે અમારાં વચનો નહિ સાંભળો, તો પછી વાણિયાના ખાસડાં જ તમારે ખાવાં પડશે. અમારાં વચનો સાંભળ્યાં હશે તો જ તમે લોકોનો ઉપકાર કરી શકશો. નહિ તો—નહિ ભણો, નહિ ગણો, જ્ઞાન–ધ્યાન નહિ કરો, તો મરીને ભરુચના પાડા થશો."

ત્યારે અમે એ પ્રમાણે થોડુંક કર્યું છે, તો અત્યારે તમારી આગળ બે શબ્દો ઉપદેશના કહીને ઉપકાર કરી શકીએ છીએ. નહિ તો એટલું ય ન કરી શકત.

એટલે ગુરુ કેવાં જોઈએ? ઉપરથી તો કરવાલની ધારા જેવાં દેખાય. ક્રૂર હોય. અને સર્પની જેમ ફુંફાડા મારતાં હોય, પણ એમનું હૃદય કેવું હોય? તો એમના હૃદયમાં તો એક જ ભાવના હોય કે–'આનું કેમ હિત થાય? "આ આગળ કેમ આવે?' એ એક જ ઇચ્છા હોય. કોની જેમ? તો દ્રાક્ષ કેવી મીઠી હોય છે? એ દ્રાક્ષ જેવી મીઠી શિખામણ, એ જેમના હૈયામાં ભરેલી છે, અને એવી શિખામણ આપવાની જ જેમની ઈચ્છા હોય, એવાં ગુરુઓ जयन्ति–જય પામે છે.

આવાં ગુરુ હશે તો જ મારું કલ્યાણ થશે. મીઠાંભાષિયા ગુરુની મારે જરૂર નથી.

આવા ગુરુમહારાજાની સેવા જેમણે કરી હશે, વિનય કર્યો હશે, એ જ આગળ જ્ઞાન મેળવી શકશે. અને આવાં ગુરુઓનો–સત્પુરુષોનો જેને સમાગમ નથી, એવાં જીવમાં અવિવેક ને અવિનય હોય છે.

પેલાં રાજામાં યૌવન, રાજ્યવૈભવ ને અધિકાર તો છે જ, પણ અવિવેક પણ છે. એટલે એ ગુસ્સામાં બોલે છે. પણ મહાત્મા તો એ સહન કરે છે. એ સમજે છે કે 'આપણે સહન કરીશું', તો જ ઉપકાર થઈ શકશે, એ સહન કરવાની

શક્તિ ક્યાંથી મળે? જો ગુરુમહારાજાની સેવા ને વિનય કર્યા હોય તો જ મળે.

એક વાણિકનો બાળક હતો. એ તળાવે ગયો છે. એ તળાવના પાણીમાં એક વીંછી પડયો હતો. એ તરફડે છે. હમણાં જ મરી જશે એમ લાગે છે. એ આ બાળક જુએ છે. એને દયા આવે છે.

આર્યાવર્તની માતાઓએ પોતાના બાળકને પારણામાં ઝુલાવતાં ઝુલાવતાં પણ દયાનાં ગીત ગાયાં હતાં કે–

'विरयामो पाणाइवायाओ, विरयामो मुसावायाओ, विरयामो अदिन्नादाणाओ, विरयामो मेहुणाओ, विरयामो परिग्गहाओ.'

અને એથી આર્યાવર્તના બાળકોમાં જન્મતાં જ દયાના ને ઉપકારના જ સંસ્કાર પડતાં હતાં. આ બાળકમાં પણ ઉપકાર કરવાનો સંસ્કાર પડયો છે. એ આ વીંછી જુએ છે. એને તરત જ દયા આવી જાય છે કે–'ઓહો! આ બિચારો મરી જશે. લાવ, એને હું બચાવું.' એ એને પાણીમાંથી બહાર કાઢે છે. જેવો બહાર કાઢે કે–તરત જ પેલો વીંછી એને કરડયો ને પાણીમાં પડી ગયો.

બાળકને ફરી દયા આવી. પાછો બીજીવાર કાઢયો.

તો પેલો ફરી કરડયો, ને ફરી પાણીમાં પડયો. બાળક દયાળુ હતો. એ વારંવાર એને કાઢે છે, ને પેલો કરડીને પાણીમાં પાછો પડી જાય છે.

આ જોઇને એક માણસ કહે : 'છોકરા! તું એને

બહાર કાઢે છે પણ એ તો તને જ કરડે છે. અને કરડવાનો તો એનો સ્વભાવ છે. એટલે એ કરડયાં જ કરશે. માટે એને જવા દે. આ તો તારી અક્કલ વિનાની વાત છે.'

ત્યારે પેલો બાળક કહે છે કે 'હે મિત્ર! તારી વાત બરાબર છે. પણ આ એક વીંછી જેવો ક્ષુદ્રજંતુ પણ જ્યારે પોતાનો કરડવાનો દુષ્ટ સ્વભાવ નથી છોડતો, તો હું તો સજ્જન છું. હું મારો એની પર દયા કરવાનો સ્વભાવ કેમ છોડું?'

માટે જ કહ્યું છે કે-प्राणान्तेऽपि प्रकृति विकृति जायते नोत्तमानाम् -જગત્‌માં ગમે ત્યારે ગમે તેવી પરિસ્થિતિ આવે, મરણ આવે તો ય શું? પણ સજ્જન પુરુષો પોતાનો ઉપકારનો સ્વભાવ નથી છોડતાં.

અહીં મહાત્મા પણ પોતાનો સહિષ્ણુ સ્વભાવ નથી છોડતાં. એ રાજાને પૂછે છે કેઃ રાજન્! તારે સમજવું હોય તો સમજાવું, ગુસ્સો શા માટે કરે છે?

રાજાને ય જાણવું તો હતું જ. એટલે એણે હા પડી પછી મહાત્માએ એને પૂછ્યું: રાજન્! તમે રાત્રે કેટલાં વાગે સૂતાં હતાં? રાજા કહેઃ બાર વાગે સૂતો હતો.

મહાત્મા કહે બાર વાગે તો હું ય સૂતો. પણ સૂતાં પછી તો પલંગ હોય, પથારી હોય કે ધૂળ-રેતી હોય, કે રાખ હોય, બધું મારે સરખું જ છે. કાંઈ ફેર નથી. સૂતાં પછી એની ખબર નથી પડતી.

પણ તને તો રાતના બાર વાગ્યાં સુધી શાંતિ નહોતી. રાણીની ચિંતામાં, રાજકુંવરની ચિંતામાં, પ્રજાની ચિંતામાં, કાં તો અધિકારીઓની ચિંતામાં ને હાયવોયમાં–ભડકામાં તારી રાત ગઇ, પણ મારે કોઇ ચિંતા નથી. હું તો પ્રભુની ચિંતામાં ને પ્રભુના ધ્યાનમાં બેસી ગયો હતો. મને તો એક જ ધ્યાન હતું કે—

'अहौ वा हारे वा कुसुमशयने वा दृषदि वा,
मणौ वा लोष्ठे वा, बलवति रिपौ वा सुहृदि वा ।
तृणे वा स्त्रेणे वा, मम समदृशो यान्तु दिवसाः
क्वचित् पुण्यारण्ये जिनजिन जिनेति प्रलपतः ॥'

હે પ્રભો! મારાં આવાં દિવસો ક્યારે જશે? કેવાં? કે–એક તરફ સર્પ હોય, ને એક તરફ મોતીનો હાર હોય, તો મને એમ ન હોય કે–આ સર્પ છે, ને આ મોતીનો હાર છે. મોતીનો હાર હું લઈ લઉં, એવો વિષમભાવ મને ન થાય. અને હું તો કોઈ જંગલમાં શિલા પર બેસીને તારું ધ્યાન ધરતો હોઉં, આવાં મારાં દિવસો ક્યારે જશે? આવાં ધ્યાનમાં મારાં બાર વાગ્યા. ને તને તો હાયવોયમાં જ બાર વાગી ગયાં.

પછી ઊંઘી ગયા. પણ તને તો ઊંઘમાં ય સ્વપ્નાં આવ્યા હશે? મને તો કાંઈ સ્વપ્ના નથી આવ્યાં. હું તો પડયાં ભેગો ઊંઘી ગયો. અને ઊઠયાં પછી પણ તને તો હાયવોય જ હશે? નોકરને બોલાવો, જમાદારને બોલાવો, ફલાણું કરો ને આમ કરો. આવી હાયવોય હશે જ? ત્યારે મારે

એ કાંઈ નથી. માટે કહું છું કે–'અધીં તેરે જૈસી ઔર અધીં તેરેસે અચ્છી બીતી'. મારે તો ત્યાગમાં જે સુખ છે, એવું સુખ તારે નથી.

માટે જ કીધું છે કે–જગત્‌માં શાંતિ કોને મળે? સાચી શાંતિ કોને પ્રાપ્ત થાય ? તો ત્યાં કહે છેઃ

'विहाय कामान् यः सर्वान्, पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहङ्कारः, स शान्तिमधिगच्छति ॥'

સર્વ કામતૃષ્ણાને જે છોડી દે છે. અને નિશ્ચલ થઈને જગત્‌માં વિચરે છે. અને નિર્મમઃ–નિર્મમ હોય, આ જગત્‌માં મારું કોઈ નથી, એવો નિર્મમત્વભાવ એને હોય.

'एगोऽहं नत्थि मे कोइ, नाऽहमन्नस्स कस्स वि ।
एवं अदीणमणसो, अप्पाणमणुसासइ ॥'

કોઇ દિવસ સુખ મળે, કોક દિવસ દુઃખ મળે. કોઈ વાર સારું આવ્યું કે કોઈવાર નરસું આવ્યું, તો એમાં દુઃખ ન લગાડીશ. દીન ન થઇશ. પણ સંતોષ માનજે. આવો જયારે થઇશ ત્યારે તને શાંતિ મળશે.

માટે ત્યાગમાં જે આનંદ છે. એ ભોગમાં ન હોઈ શકે.

અને એ જ માટે જ્ઞાનીઓએ કીધું છે કે–જ્ઞાન ને ચારિત્ર બંને જોઇએ. આ તો ભાવચારિત્ર છે. પણ કોઈ વખતે દ્રવ્યચારિત્ર પણ કલ્યાણ કરે છે.

જે વખતે પ્રસન્નચંદ્ર રાજર્ષિ સ્મશાનમાં કાઉસસગ્ગ-ધ્યાનમાં ઊભાં છે. તે વખતે ભગવાન મહાવીર મહારાજાને

વંદન કરવા માટે શ્રેણિક રાજા નીકળે છે. એમના બે સૈનિકો પ્રસન્નચંદ્રને જુએ છે. એમને જોઈને એમાંથી એક ઉત્તમ સૈનિક બોલે છે: 'ઓહો! આ મુનિ કેવાં ઉપશમભાવમાં છે! કેવાં ત્યાગી અને ધ્યાનસ્થ છે! ખરેખર, આવાં આત્માને મોક્ષ દૂર ન હોય.' હમેશાં ઉત્તમ મુખે મધુરી ભાષા જ હોય.

આ સાંભળીને બીજો દુર્મુખ નામનો સૈનિક કહે છે: "તને ક્યાં ખબર છે કે આ કોણ છે? આ તો પ્રસન્નચંદ્ર રાજા છે. નાના દૂધપીતાં બાળકને ગાદીએ બેસાડીને એણે ચારિત્ર લીધું છે. રાજ્ય મંત્રીને સોંપ્યું છે. બિલાડી જેવાં મંત્રીને આણે રાજ્ય આપ્યું છે. એ મંત્રી હવે આ બાળકને મારી નાખશે ને એનું રાજ પડાવી લેશે. આમ 'પોતાના છોકરાનું ય જેણે અહિત કર્યું', ને પોતાની પ્રજાનું ય જેણે અહિત કર્યું છે, કોઈની ચિંતા નથી, એવાંને કોણ વંદન કરે?"

આત્મા નિમિત્તવાસી છે. એને કાંઇ નિમિત્ત મળે તો એ દોરવાઈ જાય. પ્રસન્નચંદ્રને પણ દુર્મુખના આ વચનો સાંભળીને વિચાર આવી ગયો કે 'હું આ શું કરી આવ્યો? જેના વિશ્વાસે રાજ અને રાજકુમાર સોંપી આવ્યો, એ મંત્રી મારાં દીકરાને મારીને રાજ લઇ લેશે? હું હોઉં તો જરૂર એને ઠેકાણે પાડી દઉં. આ વિચારમાં ને વિચારમાં એ સામે જુએ છે, સિંહાવલોકન કરે છે. ત્યાં એમને લાગે છે કે-આ લશ્કર જ ઊભું છે, ને લડાઈ ચાલુ છે, એમની

આગળ કાલ્પનિક સૃષ્ટિ ખડી થાય છે. સૃષ્ટિ બે જાતની છે. એક માટીની સૃષ્ટિ, ને બીજી કાલ્પનિક સૃષ્ટિ–મનની સૃષ્ટિ છે.

'मन एव मनुष्याणां, कारणं बन्धमोक्षयोः'–મનનો સંકલ્પ પણ જીવને કર્મબંધનું કારણ બની જાય છે, મન જ બંધ ને મોક્ષનું કારણ છે.

ત્યાં પ્રસન્નચંદ્રઋષિ પેલાં લશ્કરની સાથે મનથી લડે છે. હથિયાર ઉપર હથિયાર ફેંકે છે, ને અનેક સૈનિકોને પોતે મારે છે. એમ કરતાં કરતાં બધાં હથિયારો ખલાસ થાય છે. ત્યારે માથાંનું શિરસ્ત્રાણ લેવાં જાય છે, પણ શિરસ્ત્રાણ હોય તો હાથમાં આવે ને? માથું તો મુંડાવેલું છે.

ત્યાં એમને ધ્યાન આવે છે કે–ઓહો! હું તો ત્યાગી છું. મારે તો પ્રજા ય નથી, ને પુત્ર પણ નથી. મેં આ શું વિચાર કર્યો? અને તરત પોતે ધ્યાનમાં સ્થિર થઈ જાય છે. એ ક્યારે બન્યું? એમને દ્રવ્યચારિત્ર હતું તો થયું. નહિ તો ન થાત. માટે જ દ્રવ્યચારિત્રની જરૂર પહેલી છે.

એ વખતે શ્રેણિક મહારાજા એમને વંદન કરીને ભગવાન્ પાસે જઇને પૂછે છે કે 'હે ભગવંત! આ આવાં ત્યાગી–તપસ્વી મુનિને જે વખતે મેં વાંદ્યાં, તે વખતે જો એ કાળધર્મ પામ્યા હોત, તો કઇ ગતિમાં જાત?'

ત્યારે ભગવાન મહારાજા કહે છે કે 'એ સાતમી નરકમાં જાત.'

એ સાંભળીને શ્રેણિક રાજાને ઘણું આશ્ચર્ય થાય છે. એ ફરી પૂછે છે કે 'અત્યારે હું પૂછું છું, તે વખતે જો એ કાળધર્મ પામે તો કયાં જાય ?'

તો ભગવંતે કીધું કે: 'અનુત્તર વિમાનમાં જાય'.

આ સાંભળીને રાજાને આશ્ચર્ય થાય છે.

श्रेणिकस्तस्य राजर्षे श्चरितेन सुगन्धिना ।
वासित· श्रीमहावीरं, धर्मवीरो व्यजिज्ञपत् ॥

ભગવાનનું વચન સાંભળીને ધર્મવીર એવાં શ્રેણિક મહારાજા ભગવંતને પૂછે છે. કોઇ દાનવીર હોય, કોઈ દયાવીર હોય; એમ શ્રેણિક રાજા ધર્મવીર હતાં. તેઓ પૂછે છે: હે પ્રભો! હે ભગવંત! આ પ્રસન્નચંદ્ર રાજર્ષિ એક તરફ સાતમી નારકીનું કર્મ બાંધે છે, ને બીજી તરફ અનુત્તર વિમાનનું કર્મ બાંધે છે, એ ખરેખર આશ્ચર્ય છે. આવું કંઈ રીતે બન્યું ? તે અમને બતાવો.

એ સ્વરૂપ ભગવંત મહારાજા કઇ રીતે બતાવે છે ? તે અગ્રે અધિકાર વર્તમાન જોગ.



"જ્યારે ભગવાન મહાવીર મહારાજાના શ્રીમુખે રાજા શ્રેણિકે પહેલાં સાંભળ્યું કે 'પ્રસન્નચંદ્ર તે વખતે મરત તો સાતમી નરકે જાત ! અને થોડીવાર પછી સાંભળ્યું કે 'હવે એ મરે તો સર્વાર્થસિદ્ધ–અનુત્તર વિમાનમાં જાય.' આ સાંભળીને રાજાને સંદેહ થયો. તેણે પ્રભુને પૂછ્યું: ભગવન્ ! હું અજ્ઞાન છું. સર્વજ્ઞની વાણી અન્યથા હોય નહિ. છતાં મને સંદેહ થાય છે કે આ વિષયમાં આપે બે પ્રકારના ઉત્તર કેમ આપ્યાં ?'

પ્રભુએ કહ્યું : રાજન્ ! તેં એ મુનિને વંદન કર્યું ત્યારે તે રૌદ્રધ્યાનમાં પડયાં હતાં. તેથી તે વખતે તે નરકમાં જવા યોગ્ય હતાં. અને અત્યારે તે શુક્લધ્યાનમાં છે. તેથી અત્યારે અનુત્તરમાં જવા યોગ્ય છે.

એટલે રાજાએ પુનઃ પ્રશ્ન કર્યો : પ્રભો! એ મહામુનિને રૌદ્રધ્યાન ક્યાંથી આવ્યું ? અને અત્યારે શુક્લધ્યાન પાછું ક્યાંથી આવ્યું ?

સ્વામીએ કહ્યું : "રાજન્ ! તારાં લશ્કરના અગ્રભાગના બે સૈનિકોની વાતચીત પરથી પ્રસન્નચંદ્રે જાણ્યું કે 'મારા નાના દીકરા-જેને હું રાજ્ય સોંપીને આવ્યો છું, તેને મારાં જ મંત્રીઓ મારી નાખીને રાજ્ય પડાવી લેવા તૈયાર થયા છે.' આ સાંભળ્યાં પછી એ મુનિના અંતરમાં પુત્રમોહ જાગ્યો. એ પોતાના ચારિત્રને ભૂલી ગયાં. તેમણે ત્યાં જ મનોમન પેલા મંત્રીઓ સાથે લડાઈ આદરી દીધી.

જાણે એ મંત્રીઓ સામે જ ઊભાં છે, એમ માનીને પ્રસન્નચંદ્ર એમની સાથે જોશપૂર્વક યુદ્ધ કરવા લાગ્યાં. એમાં એમની પાસેના બધાં હથિયારો ખલાસ થઈ ગયાં. એથી તો એમને વધુ ક્રોધ ચડચો. એમણે વિચાર્યું કે 'આ લોકોને હું મારાં શિરસ્ત્રાણથી હણી નાખું.'

આ વિચાર આવતાં જ એમનો હાથ મસ્તક ઉપર ગયો. તો મસ્તકે તો મુંડન કરેલું હતું. એનું એમને ભાન થયું. તરત જ એમને પોતાનું ચારિત્ર યાદ આવ્યું. એમને થયું. અરે રે! આવાં ક્રૂર રૌદ્રધ્યાનમાં રાચનારા મને ધિક્કાર થાઓ. હું તો નિર્મમ છું. મારે એ પુત્રનું કે એ મંત્રીઓનું શું પ્રયોજન છે? હું તો બધું ત્યજીને આવ્યો છું.'

આ વિચારમાં ને વિચારમાં એમનો મોહ દૂર થયો. વિવેક બુદ્ધિ પ્રગટી. એ મુનિએ ત્યાં રહ્યાં રહ્યાં જ ભક્તિથી અમને વંદન કર્યું, અને પોતાના દુર્ધ્યાનની આલોચના કરીને, પ્રતિક્રમણ કરીને પાછાં શુભધ્યાનમાં તેઓ મગ્ન બન્યાં. દુર્ધ્યાનના સમૂહને બાળી નાખ્યો.'

પ્રસન્નચંદ્ર-ઋષિનું આ ઉત્તમ ચરિત સાંભળીને ભાવિત બનેલાં ધર્મવીર રાજા શ્રેણિકે ભગવાન મહાવીરને

---

૧ પૂજ્યપાદ આચાર્ય ભગવંતે ૧૭ દિવસ નંદિસૂત્ર ઉપર પ્રવચનો આપ્યાં બાદ તેઓશ્રીની તબિયત નાદુરસ્ત થતાં પ્રવચન ન આપી શકાયાં. સત્તરમા-છેલ્લાં પ્રવચનમાં આવતાં પ્રસન્નચંદ્ર ઋષિના કથાનકનો અવશિષ્ટ સંદર્ભ અહીં લખીને ઉમેર્યો છે.

૨ પરિશિષ્ટ પર્વ-સર્ગ ૧ શ્લોક ૭૭ થી ૯૧

વિનવ્યું : પ્રભો ! આ રાજર્ષિએ પોતાના નાનકડા પુત્રને રાજ્ય સોંપી દઈને પ્રવ્રજ્યા શા માટે લીધી ? તે કહો.

આના જવાબમાં ભગવાને પ્રસન્નચંદ્રનું સંપૂર્ણ ચરિત્ર[1] કહ્યું.

એ ચરિત્ર કહીને ભગવાન વિરમ્યાં, ત્યાં જ આકાશમાં દેવોનું આગમન અને દુંદુભિના નાદ થવા લાગ્યાં. રાજાએ તરત જ ભગવાનને પૂછ્યું : પ્રભો ! આ શું ? આ દેવાગમન-દુંદુભિનાદ શા માટે ?

ભગવંતે કહ્યું : "રાજન્ ! પ્રસન્નચંદ્ર રાજર્ષિને અત્યારે કેવળજ્ઞાન પ્રાપ્ત થયું છે. તેનો ઉત્સવ કરવા આ દેવો આવ્યાં છે, દુંદુભિ વાગે છે.'

અહીં કથનીય એ છે કે–પ્રસન્નચંદ્ર ઋષિને દ્રવ્ય ચારિત્ર હતું, વ્યવહાર–માર્ગ હતો, તો એ પાછાં શુભધ્યાનમાં આવ્યાં, સ્થિર થયાં ને કેવળજ્ઞાન પામ્યાં. દ્રવ્યચારિત્ર ન હોત તો એ ન બની શકત. માટે એકલી નિશ્ચયદષ્ટિ–એકલો નિશ્ચય માર્ગ કામનો નથી. વ્યવહાર માર્ગ–આચાર અને કર્મયોગ પણ ભેગો જોઈએ જ.

---

૧ પરિશિષ્ટ પર્વ, સર્ગ ૧, શ્લોક ૯૨ થી ૨૬૧



# પૂજ્યપાદ આચાર્ય ભગવંતના વ્યાખ્યાનમાંથી ઉદ્ધૃત વચનામૃતો

—સાધ્વીજી શ્રી પૂર્ણભદ્રાશ્રીજી મ.

(૧) માનવ અવતાર અને વીતરાગધર્મ પામીને જેણે સિદ્ધાન્તના વચનો સાંભળ્યાં નથી, જેણે જગતમાં કોઈનો ઉપકાર કર્યો નથી, મરણ વખતે જેણે કોઇ જીવોને ખમાવ્યા નથી, જેના કષાય અને અહંકાર ઓછાં થયાં નથી–તે જીવ શોક કરવા લાયક છે.

(૨) જેણે અનેક જાતના સુકૃત કર્યા છે. જ્ઞાનાભ્યાસ કરનારને જેણે સહાય કરી છે, જેણે પરમાત્માના આગમના વચનો શ્રવણ કર્યા છે, અને એ સાંભળી જેના કષાયો ઓછાં થયાં છે, એટલું જ નહિ, પણ જેણે જગતના સર્વ જીવોને ખમાવ્યાં છે,—તે જીવ મરતી વખતે પણ શોક કરવા લાયક નથી.

(૩) વિપત્તિ એટલે અશુભકર્મનો ઉદય. વિપત્તિ આવે ત્યારે અશુભ-કર્મ ભોગવાઈ જાય. તેથી દુઃખ ન હોય. જેમ એક લેણદાર થાપણ મૂકીને ગયો હોય, અને આપણા ઘરમાં ઘણી સંપત્તિ હોય, ત્યારે લેણદાર લેવા આવે તેમાં આનંદ જ થાય, દુઃખ ન થાય. એમ વિપત્તિમાં અશુભ કર્મ ભોગવાય છે, ઓછાં થાય છે, એટલે તેમાં પણ આનંદ જ હોય.

(૪) કુદરતની કાતર તો બધે સરખી છે. જાડું પાણકોર હોય તો મોડું કપાય, અને મલમલ હોય તો જલ્દી કપાય પણ વહેલું મોડું બંને કપાય તો ખરું જ.

(૫) મનુએ[1] ચાર આશ્રમ કીધાં છે. પહેલો બ્રહ્મચર્યાશ્રમ. એ 'સરવાળા' જેવો છે. કારણ એ આશ્રમમાં અભ્યાસ–વિદ્યા વધતાં જ જાય છે. ખેવડાતાં જાય છે.

બીજો ગૃહસ્થાશ્રમ છે. એ 'બાદબાકી' જેવો છે. એમાં ઓછું થતું જાય. જંજાળને કારણે અભ્યાસ ઘટતો જાય.

ત્રીજો 'વાનપ્રસ્થાશ્રમ' છે. એ 'ગુણાકાર' જેવો છે. કેમકે–બ્રહ્મચર્યાશ્રમમાં પડેલા સંસ્કારોને લીધે પરમાર્થવૃત્તિ વગેરે સદ્‌ગુણોની એમાં વૃદ્ધિ થતી હોય છે.

અને ચોથો સંન્યાસાશ્રમ છે. તે 'ભાગાકાર' જેવો છે. પહેલાંના ત્રણે આશ્રમમાં મેળવેલાં–અનુભવેલા-ત્યાગ, વિવેક, સંતોષ વગેરે ગુણો અને મોહ–માયા વગેરે અવગુણોનો આ આશ્રમમાં વિભાગ પડશે. અવગુણો ઉપર મીંડાં મૂકાશે, ને ગુણો સ્થિર થશે.

(૬) જીવનો લોભ સંસ્કાર ખૂબ પ્રબળ છે. એ લોભને લીધે એ ચક્રેશ્વરી માતા પાસે એક શ્રીફળ વધેરીને લાખ રુપિયાની માંગણી કરે છે. પણ માતા કાંઈ ગાંડા નથી કે તને એક શ્રીફળના બદલામાં લાખ રૂપિયા આપી દે. માતા

---

૧ સ્મૃતિકાર મનુ મહર્ષિ

પોતે જ લાખ રૂપિયામાં લાખો શ્રીફળ ન વધેરે? પણ જીવની લેવાની વૃત્તિ એવી છે કે જ્યાં મળે ત્યાંથી લઉં ને લઉં જ.

(૭) જગતમાં બે વસ્તુ દેખાય છેઃ એક પુણ્ય અને પાપ. પરોપકાર પુણ્યને માટે છે, અને બીજાંને પીડા કરવી એ પાપ છે.

(૮) અહીં મૂકી જવાની વસ્તુ બે છેઃ એક યશ અને બીજો અપયશ. કોઈ મરી જશે તો તે સારો હશે તો સારો કહેવાશે—એ યશ છે. અને બીજાને માટે કહેશે કે બધાંને ભારભૂત હતો તો ભલે ગયો—એ અપયશ છે.

(૯) રઘુવંશમાં રાજાનું વર્ણન કાલિદાસે કર્યું છે. તેમાં કહ્યું છે કેઃ બાલ્ય-કાળમાં વિદ્યાનો અભ્યાસ કરે. યુવાવસ્થામાં સંસારસુખો ભોગવે. વૃદ્ધાવસ્થામાં સંન્યાસ લે. અને યોગ વડે શરીરનો ત્યાગ કરે.[1]

અત્યારે તો એનાથી વિપરીત છેઃ અત્યારે બાલ્યકાળમાં વિદ્યાનો અભ્યાસ કરે, પણ તેમાંથી ભ્રષ્ટાચાર જ શીખે. યુવાવસ્થામાં કાંઈક વ્યસનો હોય, અને વૃદ્ધાવસ્થામાં કૂતરા જેવી વૃત્તિવાળા હોય, અને અંતે રોગ વડે શરીરનો ત્યાગ કરે[2]

---

૧ शैशवेऽभ्यस्तविद्यानां, यौवने विषयैषिणाम् ।
वार्धक्ये मुनिवृत्तीनां योगेनाऽन्ते तनूत्यजाम् ॥
(रघुवंश महाकाव्य–सर्ग १)

૨ शैशवे भ्रष्टविद्यानां, यौवने विषभक्षिणाम् ।
वार्धक्ये श्वानवृत्तीनां, रोगेणाऽन्ते तनूत्यजाम् ॥

(૧૦) ભકિતના ત્રણ ભેદ છેઃ રાજસી, તામસી અને અને સાત્ત્વિકી. આ ભવ કે ભવાંતરની ઇચ્છાથી જે ભક્તિ કરે તે રાજસી. કોઈને મારી નાખવાની કે ખરાબ કરવાની બુદ્ધિથી કરે તે તામસી. અને જેમાં નિઃસ્વાર્થભાવે સર્વસ્વ સમર્પણ કરે તે સાત્ત્વિકી.

(૧૧) કર્મનો ક્ષય, ઉપશમ, અને ક્ષયોપશમ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ, ભવ, એ–પાંચ કારણોથી થાય છે.

જેમ. મદિરાથી જ્ઞાનનું આવરણ આવી જાય અને બ્રાહ્મીથી જ્ઞાનનો ક્ષયોપશમ થાય. અહીં દ્રવ્ય (મદિરા–બ્રાહ્મી) કારણ છે.

ગિરિરાજનું (સિદ્ધાચલતીર્થનું) આલંબન પામી જીવના પરિણામ શુદ્ધ થાય, તેથી કર્મનો ઉપશમ–ક્ષયોપશમ થાય. અઢી દ્વીપમાં કોઇ એવો ખાલી ભાગ નથી કે જ્યાંથી અનંતા જીવો મોક્ષમાં ન ગયાં હોય. શત્રુંજયની ભૂમિમાં અનંત જીવો મોક્ષમાં ગયા, અને બીજે ઠેકાણેથી પણ અનંતા મોક્ષમાં ગયાં. છતાં ફેર કેમ? શત્રુંજયનું આલંબન પામીને જીવ કલ્યાણ સાધે છે, અને બીજી ભૂમિમાં નથી પામી શકતો. આનું શું કારણ? તો ઉત્તરમાં 'શત્રુંજયની ભૂમિની સ્પર્શના' એ જ નિમિત્ત છે. બીજે ઠેકાણે આવું નથી બનતું, એમાં એ ક્ષેત્રનો–એ ભૂમિનો જ દોષ સમજવો.

પુરાણમાં પણ શ્રવણનો દાખલો આવે છે કે એણે કુરુક્ષેત્રની ભૂમિમાં માત–પિતા પાસે પણ ભાડું માગ્યું. એ ક્ષેત્રનો દોષ છે.

એવી રીતે કાળ પણ કારણ છે. જેમ આઠમ, ચૌદશ પર્યુષણા વ. કાળમાં આત્માને આરાધના કરવાનું મન થાય છે. બીજા દિવસોમાં નથી થતું. તેથી કાળ પણ કર્મના ક્ષય, ઉપશમ, ક્ષયોપશમનું નિમિત્ત છે.

એ જ રીતે ભાવ–હૈયાના પરિણામ–પણ કર્મના ક્ષયાદિનું નિમિત્ત છે.

અને ભવ પણ એક કારણ છે. જેમ–મનુષ્યભવ હોય તો જીવ કર્મ ખપાવી મોક્ષે જઈ શકે. મનુષ્યગતિમાં અવધિજ્ઞાન ન હોય, પણ દેવગતિમાં ઉત્પન્ન થાય કે તરત જ ત્યાં અવધિજ્ઞાન ઉત્પન્ન થાય છે. માટે ભવ પણ કારણ છે.

(૧૨) એક માણસ સો રૂપિયા લઈ બજારમાં ચાલ્યો જતો હોય, ને રસ્તામાં કોઈ જીવ દુઃખથી અને ભૂખથી પીડાતો હોય, મરવા પડયો હોય, પેલો એને એક રૂપિયો આપે તો એનો જીવ બચી જાય તેમ છે, પોતાને ૯૯ થી ચાલે તેમ છે, છતાં પેલો એને એક રૂપિયો ન આપે તો એ મહાપરિગ્રહી જાણવો.

(૧૩) તમારાં સ્વાર્થ માટે કોઇ જીવને મારો નહિ. ભવાંતરમાં આપણે કોઇને ભય, ત્રાસ, દુઃખ, પરિતાપ આપ્યાં હોય તો આ ભવમાં આપણને પણ ભય, ત્રાસ, દુઃખ, પરિતાપ પડે છે.

(૧૪) પુરુષાર્થ ચાર છે. તેમાં અર્થ ને કામ–બે ગોલેયા જેવાં છે. વગર નોતરે જમવા બેસી જાય તેનું નામ ગોલેયા. કામદશા જીવ જન્મે એવી આવી જાય છે. એને બોલાવવા

જવી નથી પડતી. અને કામભોગોને માટે જીવ લક્ષ્મીની મહેનત પણ કરે છે. જેમ કામની વાસના વધતી જાય તેમ અર્થની વાસના પણ વધવાની. તેથી તેને પણ બોલાવવો પડતો નથી.

(૧૫) એકેન્દ્રિયજીવ પણ પરનો ઉપકાર કરે છે. એક આંબો આપણને બોધ આપે છે કે–હું વનસ્પતિકાય એકેન્દ્રિય છું; છતાં મારી બધી કેરી હું દુનિયાને આપી દઉં છું. એક પણ રાખતો નથી. ફળના ભારથી નમી જાઉં, છતાં પરના ઉપકાર માટે હું મારું દુઃખ જરાય ગણતો નથી. તો હે માનવ! તું તો પંચેન્દ્રિય છે. તારાંથી બને તેટલો દુનિયાનો ઉપકાર કરી લે. નહિતર આ મહાન પુણ્યે મળેલ માનવ જીવન નિષ્ફળ છે.

(૧૬) તંબૂરો આપણને ઉપદેશ આપે છે કે મારાં ત્રણે તાર સરખાં હશે, તો હું બરાબર વાગીશ અને આનંદ આવશે, પરંતુ ત્રણે તાર જુદાં જુદાં હશે, તો હું હું, ભું ભું થશે. આનંદ ઊડી જશે. તે જ રીતે માનવના મન–વચન–કાયાની એકાગ્રતા હશે તો તે ધર્મધ્યાન કરી શકશે. એનાથી અનેરો આનંદ આવશે. અને મન–વચન–કાયાના ત્રણે તાર જુદાં હશે તો જ્ઞાન–ક્રિયામાં આનંદ નહિ આવે.

(૧૭) આત્મા જ્યાં સુધી આકારવાળો છે, ત્યાં સુધી સામે આકાર જોઈશે. જગતના તમામ જીવોને આકૃતિની જરૂર છે. જેમ ૧૨૫ માંથી ૧૨૫ જાય તો નીચે શું રહે?

કેશું નહીં. તો પણ નીચે ત્રણ મીંડાની આકૃતિ કરે છે. કંઇ નથી, છતાં 'કંઇ નથી' એ જણાવવા માટે મીંડાની આકૃતિ છે, તો પછી સાક્ષાત્ જે પરમાત્મા છે, તેને જણાવવા માટે તો આકૃતિની જરૂર છે જ.

(૧૮) સર્વજ્ઞની દેશના એક જ હોય પણ પાત્રભેદે જુદી રીતે પરિણત થાય. વરસાદનું પાણી એક જ છે. પણ પાત્ર ભેદે જુદી રીતે ભાસે. સ્વાતિમાં વર્ષાનું પાણી છીપમાં પડે તો મોતી થાય. સર્પના મુખમાં પડે તો ઝેર થાય. તેવી રીતે દેશનાના પણ પાત્રભેદે ભેદ થાય. નયની અપેક્ષાએ દેશનાના ભેદ થાય.

(૧૯) મગજરૂપી વાસણ દુર્વાસનાઓથી ખાલી થાય ત્યારે ચિત્તને નિર્મળ બનાવાય. અને ચિત્તની નિર્મળતા થાય ત્યારે લાંબા કાળના એકઠાં થયેલાં કર્મો જે પ્રારબ્ધ અને સંચિત બે પ્રકારના છે તે કર્મો—ઓછાં થાય.

૨૦ સત્પુરુષોની દૃષ્ટિ આપણા પર હોય તો આપણું કલ્યાણ થાય. સત્પુરુષોની ભાવના આપણા કલ્યાણ માટેની હોય તો પણ કલ્યાણ થાય. અને સત્પુરુષોનો હાથ આપણા પર પડે તો પણ આપણું કલ્યાણ થાય.

૨૧ એક વિવેકવાન આત્મા છે. બીજો અજ્ઞાની છે. બંનેને કર્મ તો ઉદયમાં આવે. પરંતુ જ્ઞાની–સમજણવાળા જીવને દુઃખમાં પણ સમભાવ રહે અને અજ્ઞાની જીવ અધૈર્યથી મુંઝાય છે, તેને કલેશ થાય છે.

## "વ્હેન વીલ વી બી મેન– આપણે માનવ ક્યારે બનશું ?"

એક વખત ઈશ્વરે સૃષ્ટિ બનાવવાનો વિચાર કર્યો તેમાં સૌથી પહેલાં એમણે ગધેડાને બોલાવીને કહ્યું : 'અલ્યા ગધેડા ! તું જગત્‌માં અવતાર લે.'

ગધેડો કહે : 'બાપજી ! ત્યાં જઈને મારે શું કરવાનું ? એટલે ઇશ્વરે કહ્યું : તારે ત્યાં જઇને પોઠો ઉપાડવાની અને માલિકના ડફણાં ખાવાનાં.'

'પણ બાપજી ! મારે ખાવાનું શું ?'

'તારે લીલી ધરો ખાવાની ને અલમસ્ત થઈને આનંદ કરવાનો'.

'સારુ બાપજી ! સારું, પણ મારે આવું કામ કેટલાં વર્ષ કરવાનું ? એ તો કહો.'

ઇશ્વર કહે: 'ભાઇ, તારે ત્રીસ વર્ષ કામ કરવાનું'.

એટલે ગધેડો કરગર્યો : 'બાપજી ! આમાં કાંઇક ઓછું કરો. આટલાં બધાં વર્ષ મારે ત્યાં નથી રહેવું. ત્રીસ વર્ષ મારે નથી જોઈતાં.'

ઈશ્વરને દયા આવી. એમણે કહ્યું : જા, તારાં બાર વર્ષ કાયમ. અઢાર વર્ષ મારૂં.'

ગધેડો ચાલ્યો ગયો પછી ઈશ્વરે કૂતરાને બોલાવ્યો. એને કહ્યું : 'કૂતરા ! તું દુનિયામાં અવતાર લે.'

'સારુ' બાપજી! પણ મારે ત્યાં કામ શું કરવાનું?' કૂતરાએ પૂછ્યું.

'તારે લુચ્ચાં લફંગાને ભસવાનું, ચોકી કરવાની, માલિક જે આપે તે ખાઈને સંતોષ માનવાનો અને માલિકને વફાદાર રહેવાનું.'

'પણ મારે આ કામ કેટલા વર્ષ કરવાનું? એ કહો:

ઈશ્વરે ચોપડો કાઢયો. એમાં જોઈને કહ્યું: 'તારે ત્રીસ વર્ષ કામ કરવાનું.'

આ સાંભળી કૂતરો કહે: 'બાપજી! આટલાં બધાં વર્ષ મારે કઈ રીતે કાઢવા? થોડું ઓછું કરી આપો.

એટલે ઈશ્વરે કહ્યું: 'લે, તારે ઓછું કરવું હોય તો તારાં અઢાર વર્ષ રાખું છું. બાર વર્ષ માફ.'

કૂતરો પૂંછડી પટપટાવતો ચાલ્યો ગયો. પછી વાંદરાને બોલાવ્યો. એને પણ કહ્યું 'વાંદરા! તું જગતમાં અવતાર ધારણ કર.' એટલે વાંદરાએ પણ બધાંની જેમ પૂછ્યું: 'મારે ત્યાં કામ શું કરવાનું?'

એને ઈશ્વરે કામ બતાડયું: 'તારે એક ઝાડેથી બીજા ઝાડ પર કૂદાકૂદ કરવાની ને છોકરાઓ તારી પૂંછડી તાણે ત્યારે દાંતિયા કરવાના, ને વનસ્પતિ ખાવાની.'

'સારુ' બાપજી! પણ મારાં વર્ષ કેટલાં?'

ઈશ્વર કહે: 'ભાઈ! અહીં તો બધાંના ત્રીસ વર્ષ છે તારાં ય એટલાં જ.'

વાંદરાએ કાકલૂદીભર્યા અવાજે વિનંતિ કરી : 'બાપજી! આપ તો જગતના ઈશ્વર છો. ધારો તે કરી શકો. મારું થોડુંક ઓછું કરી આપો.' ઈશ્વરે એના દસ વર્ષ માફ કરી આપ્યાં એટલે વાંદરો કૂદતો કૂદતો ચાલ્યો ગયો.

પછી આવ્યો મનુષ્યનો વારો. ઈશ્વરે એને હુકમ કર્યો: જા, તું દુનિયામાં અવતાર લે.

મનુષ્ય કહે : 'બાપજી! મારે કામ શું કરવાનું?'

'તારે તો ઘણું કામ કરવાનું છે. બાલ્યવયમાં ભણવાનું. પછી બૈરી પરણવાની. ધન કમાવાનું. છોકરા થાય તેને તૈયાર કરવાના. અને બને તેટલો પરોપકાર કરીને જીવનને સાર્થક બનાવવાનું.'

આ સાંભળીને મનુષ્યે પૂછ્યું : બાપજી? તો મારાં વર્ષ કેટલાં ?

'ભાઈ! તારા પણ ત્રીસ વર્ષ.'

'પણ બાપજી! આટલું બધું કામ ત્રીસ વર્ષમાં કઈ રીતે થાય? મને થોડી મુદ્દત વધારી આપો તો સારુ". મનુષ્યે અપીલ કરી.

ઈશ્વરે એને સમજાવ્યો : 'ભાઈ મનુષ્ય! અહીં મારાં ચોપડામાં દરેકના ત્રીસ વર્ષ જ છે. માટે તું વધુની તૃષ્ણા છોડી દે. જેટલાં મળ્યાં છે તેમાં સંતોષ માન.'

પણ એ શાનો માને? એણે અપીલ ચાલુ રાખી : 'નહિ બાપજી! થોડાં વધારો.'

એટલે ઇશ્વર કહે : 'જા, મારાં ચોપડામાં ગધેડાના અઢાર વર્ષ વધારાના છે. તે તને આપું છું"

મનુષ્ય આ સાંભળીને કહે : 'ઘણું સારું બાપજી ! પણ ત્રીસ ને અઢાર અડતાળીશ થયાં. એટલામાં કદાચ પરણ્યો ન પરણ્યો ને છોકરા થયાં કે ન પણ થયાં. માટે હજી થોડાં વધારો તો સારું. મારા પર થોડી દયા વધારો.'

એટલે ઈશ્વરે ચોપડો જોઈને કહ્યું : 'આમાં કૂતરાના બાર વર્ષ વધારાના છે. તે તને આપ્યાં. હવે તો સંતોષ ને?'

પણ મનુષ્યને સંતોષ ન હતો. ૬૦ વર્ષ થયાં પણ એની તૃષ્ણા ઓછી ન થઈ. એણે ફરીને વિનંતિ કરી : 'હે ઇશ્વર! તમે તો ખૂબ દયાળુ છો. મને ૬૦ વર્ષમાં કદાચ છોકરાનાં છોકરાનું-પૌત્રનું-મોઢું જોવા ન મળે તો મઝા ન આવે. એમ ને એમ મરી જવું પડે. માટે હજી થોડાં વધારી આપો'.

એની તૃષ્ણા જોઈને ઈશ્વરે એને ઉપદેશ આપ્યો : 'મનુષ્ય ! તું લોભ છોડી દે. છે તેમાં સંતોષ માન. બધાંને સંતોષ થયો પણ તને નથી થતો. માટે હવે લોભ છોડ'. પણ મનુષ્યે પોતાની હઠ ન છોડી. એટલે ઈશ્વરે એને પેલાં વાંદરાનાં દસ વર્ષ વધારી આપ્યાં. ૧૦ ના ૭૫ વર્ષ આપીને એને રવાના કર્યો.

આ એક રૂપકકથા છે. પણ મનુષ્યને ૭૦ વર્ષમાં શું બન્યું ? તે ખાસ જોવાનું છે. મનુષ્યનું ત્રીસ વર્ષ સુધીનું જીવન મનુષ્ય જેવું જ હોય. અભ્યાસી જીવન હોય.

પછીના અઢાર વર્ષ ગધેડાના છે. એમાં પૈસા કમાવા માટે ગધેડા જેવું વૈતરૂં કરે. ન્યાયનીતિનો ખ્યાલ ન રાખે. અનીતિનો પૈસો એકઠો કરી પાપના પોટલાં બાંધે. પુત્ર હોય ને કાંઈ દાન પુણ્ય કરે તો કહે કે–અલ્યા! મેં ગધેડા જેવું વૈતરૂં કરીને પૈસો ભેગો કર્યો છે, તેને તું આમ વેડફી કેમ નાખે છે?' આ કોણ બોલાવે છે? પેલાં ગધેડાના અઢાર વર્ષ બોલાવે છે.

પછી કૂતરાનાં બાર વર્ષ આવે છે. એ શું કરાવે છે? તો છોકરાને મહાત્માને ઉપદેશ લાગ્યો હોય, ને કોઈ મહાજન ટીપ કરવા આવે, તે વખતે ધર્માદાની ટીપમાં છોકરો જો સારી રકમ લખાવે, તો તેને કહે; "અલ્યા, આ પૈસો મહેનત વિના મળતો નથી. આવાં ટીપવાળાં તો ઘણાંય આવશે. આટલાં બધાં રૂપિયા લખાવાતાં હશે? આમ તો તું દેવાળું જ કાઢવાનો". આમ છોકરાને કૂતરાંની જેમ ભસે છે. કારણ કે આ વર્ષ કૂતરાના છે.

આ પછીના દસ વર્ષ વાંદરાવાળા છે. ૬૦+૧૦=૭૦ વર્ષની ઉંમરમાં ડોસા બન્યા. ખૂણામાં ખાટલો ઢાળ્યો. કાંઈ ભગવાનનું સ્મરણ–ભજન કરવું નથી ગમતું. પણ પડયાં પડયાં ઘરમાં ટકટક કરે. એટલે છોકરાના છોકરાં ડોસાની પોતડી ખેંચે. એ વખતે વાંદરા જેમ દાંતિયા કરે. કેમ કે–આ વર્ષ વાંદરાના છે.

હવે એ માણસ ફરીને માણસ ક્યારે બનશે?

when will he be man? when will we be man?

---

# પરિશેષ-૨

## શ્રીસ્તમ્ભતીર્થ (ખંભાત) બંદરમાં પૂજ્યપાદ આચાર્ય મહારાજજીના થએલાં નંદિસૂત્રનાં પ્રવચનોને અનુલક્ષીને રચાએલી ગહુંલીઓ

—રચનાર : પૂ. સાધ્વીશ્રી પૂર્ણભદ્રાશ્રીજી મ.

(૧)

(મારું વતન હાં મારું વતન : રાગ)

લાખો વંદન મારાં લાખો વંદન,
સૂરિજી સ્વીકારો લાખો વંદન,
સ્તંભનપુરમાં સૂરિજી પધાર્યા,
ભવિહૈયામાં હર્ષ અમંદ....લાખો....૧

મીઠી મધુરી દેશના વરસે
હર્ષે ભવિ કુમુદાકર ચંદ....લાખો....૨

જ્ઞાની ધ્યાની ત્યાગી તપસ્વી,
દૂર કરાવે સંસાર સંગ....લાખો....૩

મુખમુદ્રા છે મોહનગારી,
મુક્તિ મારગનો લગાવે રંગ....લાખો....૪

નંદિસૂત્રના ઝરણાં વહાવે,
ઉપદેશ શૈલીનો દેરો એ મંત્ર....લાખો....૫

ધન્ય ગુરુ જેની પાટ દીપાવી,
શાસન-મુદ્રામાં ઉત્તમ નંગ...લાખો ..૬
જૈન શાસનના મોંઘેરા હીરલા
પૂર્ણભાવે મારાં કોટી વંદન....લાખો....૭

(૨)

(સારી સારી રાત તેરી યાદ સતાવે : રાગ)

મીઠી મીઠી ગુરુવર વાણી સુણાવે,
ભવી જીવોના હૈયાં ડોલાવે, વાણી સુણાવે—મીઠી
વાણી લાગે અમૃત ક્યારી, સંસાર તાપને દૂર કરનારી
શ્રોતાજનોને મુગ્ધ બનાવે, વાણી સુણાવે—મીઠી ૧
મુક્તિપુરીનો માર્ગ બતાવે, કર્મતણો પરિપાક જણાવે
મોહમાયાને દૂર કરાવે, વાણી સુણાવે—મીઠી ૨
સમતાના ભરિયા ગુણોના દરિયા, તારક ગુરુવર આજે મળિયા
જ્ઞાનની જ્યોતિ ગુરુજી જગાવે, વાણી સુણાવે—મીઠી ૩
ત્યાગી વિરાગી ગુરુવર મારા, ઝળહળતા એ શાસન સિતારા
જૈન શાસનનો ડંકો બજાવે, વાણી સુણાવે—મીઠી ૪
પૂર્ણભાવે વંદન અમારા, નંદનસૂરિગુરુ ચરણે પ્યારા
અમ અંતરમાં હર્ષ ન માવે, વાણી સુણાવે—મીઠી ૫

(૩)

(તેરે હોઠોંકે દો ફુલ પ્યારે પ્યારે)

ગુરુ ગુણ ગાવાં ભારી ભારી, શારદમાતા વાણી દેજે સારી
મારે બીજુ કાંઇ ના ગાવું, ના ગાવું—ગુરુ—

ધન્ય ભાગ્ય હમારાં જાગ્યાં, ગુરુરાજ પધાર્યા ગુણવંતા
સ્તંભતીર્થમાં પગલાં થાતાં, ભવિ જીવોના દિલ હરખાતાં
મારાં હૈયાં કેરા હાર, મારાં જીવનના આધાર–મારે બીજું-૧

વૈશાખ શુદિ બીજે આવે, શિષ્યપરિવાર સાથે લાવે,
અક્ષય ત્રીજના પારણાં કરાવે, રૂડાં શાંતિસ્નાત્ર ભણાવે
ગુરુ શાસનના શણગાર, એની વાણીમાં રણકાર–મારે બીજું-૨

ચાતુર્માસની મોસમ આવે, નંદિસૂત્રની ગંગા વહાવે,
શ્રોતાઓના દિલ ડોલાવે,મુનિપતિચરિત્ર વંચાવે–મારે બીજું-૩

તપગચ્છગગનમાં રાજે, દિનકરસમ તેજે છાજે,
સોહે તેજતણાં અંબાર, ઝળહળતાં એ શાસન સિતાર,
જ્ઞાનગુણનાં ભંડાર, દૂર કરે અંધકાર–મારે બીજું-૪

સોરઠદેશમાં બોટાદગામ, નંદનસૂરિજીનું જન્મધામ,
હેમચંદભાઈ કુલ દીપાયા, જમના માતાની કુક્ષિ સોહાયા,
નરોત્તમભાઈ નામ, જગમાં ઉત્તમ એના કામ–મારે બીજું-૫

બાલ્યકાળથી ધર્મના રાગી, એને આતમની લગની લાગી
શાસનસમ્રાટ્‌ની શીળી છાયા, ઉદયસૂરીશ્વરજી ગુરુરાયા,
પહેર્યા સંયમના ચીર, બન્યા ધીર ગંભીર–મારે બીજું-૬

નંદનવિજયજી નામ સોહાવે, ન્યાયજ્યોતિષ વિશારદ થાવે,
વળી ગ્રંથો અનેક બનાવે ગણિ–પંન્યાસ–આચાર્યપદ પાવે
મુખમુદ્રા મનોહાર, આનંદ આનંદ દેનાર–મારે બીજું-૭

ગુરુવાણી શીતળ મન ભાવે, જાણે ચંદનની શોભા હરાવે-

મોહમાયાને દૂર કરાવે, અધ્યાત્મ રંગે રંગાવે,
જ્ઞાની મસ્ત અણુગાર મુક્તિ કેરા સથવાર–મારે બીજું-૮

દિન રૂડો મહા શુદિ બીજનો એકસઠ વર્ષ ચારિત્રપ્રવેશનો
સ્તંભતીર્થસંઘના દિલ હર્ષે ગુરુ આશીષ વર્ષા વર્ષે
મંગલ દિવસ દીપે આજ સોહે શાસનના શિરતાજ–મારે બીજું-૯

વાણી વાંસલડીના સૂર બાજે જન્મશતાબ્દી મહોત્સવ આજે,
થાય ગુરુમૂર્તિની સ્થાપના ઉપધાન તપની આરાધના
અવસર આવો ન પમાય, તારક મળ્યાં
ગુરુ રાય...મારે બીજું.....૧૦

સૂરિ કુમુદ સૂર્યોદય સાથમાં, પ્રબોધ કીર્તિ રત્ન પરિવારમાં,
મહાબળ સુરેન્દ્ર શીલ દાન, ચંદ્ર ભદ્ર રત્ન હિત ચંદ્ર જાણ,
કરતાં ધર્મનો પ્રચાર, આજે આનંદનો નહિ પાર....મારે
બીજું....૧૧

વાચસ્પતિસમ ગુરુરાયા, પુણ્ય નિશ્રાએ ઉત્સવ ઉજવાયા,
ગચ્છાધિપતિ એ કહાયા, વંદન કરું શીશ નમાયા
ગાવું ભાવ ધરી પ્રીત, ગુરુ ગુણનું સંગીત....મારે બીજું....૧૨

શાસન સમ્રાટની પાટ દીપાવે, સાચો રાહ ગુરુજી બતાવે,
વિશ્વમાંહિ અજોડ કહાયા, ધન્ય સૂરિવર કુલ દીપાયા,
વાત્સલ્યથી ઝળકાય, નંદનવન સરજાય...મારે બીજું....૧૩

પૂર્ણભાવે ગુરુને વધાવો, સાચા મોતીના સાથિયા પૂરાવો,
ગુરુ શાસનમાં એક દીવો, નંદનસૂરિજી જુગ જુગ જીવો,

જયજયજય હો ગુરુરાય, નંદનસૂરિ મહારાય....
મારે બીજુ કાંઇ ના ગાવું, ના ગાવું.... ગુરુ ગુણ,....૧૪

(૪)

( જનમ જનમના દુઃખિયાને-રાગ )

જનમ જનમના દુઃખિયાને ઊગારો તો,
મોટો ભાર ગુરુજી ! નહિ પડે,
સંસાર તાપથી બળતાંને, સાચો રાહ બતાવે છે,
શાન્તમૂર્તિ ગુરુવરની, જોતાં તૃપ્તિ ન થાવે છે....જનમ૦૧
વાણી સુધાએ શ્રોતાઓ, દોડી દોડી આવે છે,
વીરવાણીનું પાન કરી, હૈયાં હર્ષિત થાવે છે...જનમ૦૨
નંદીસૂત્ર તણી વાણી, જ્ઞાન પ્રવાહને રેલાવે,
શાસનના શણગાર સૂરિજી, મુક્તિપંથને બતલાવે....જનમ૦૩
ભાગ્યોદયે તારક મળિયાં, શ્રીનંદનસૂરિજી ગુરુ વરિયા,
કુમુદ-સૂર્યોદયના સહારે, શાસનડંકા વજડાયા....જનમ૦૪
પૂર્ણભાવે આવ્યાં અમે, આજે ગુરુવર તુમ શરણે,
ભવસાગર ઉદ્ધારક એ, કોટી વંદન હો ચરણે....જનમ૦૫



# પરિશેષ—૩

વિ. સં. ૨૦૩૧ ના કાર્તક શુદિ ૨ ના દિવસે ૨૫' મી વીરનિર્વાણ કલ્યાણક શતાબ્દીના ઐતિહાસિક અવસરને અનુલક્ષીને અમદાવાદના શ્રીસંઘે યોજેલ ગુણાનુવાદસભામાં પૂજ્ય આચાર્ય ભગવંતે કરેલ પ્રવચન.

"જૈનધર્મ તો મહાન અને વિશાળ છે. એ સંકુચિત નથી. પણ એને કૂવાના દેડકા જેવા તો આપણે બનાવી દીધો છે. જૈનદર્શનમાં તો ત્યા સુધી કીધું છે કેઃ

अपुनर्बन्धकस्यापि, या क्रिया शमशालिनी ।
चित्रा दर्शनभेदेन, धर्मविघ्नक्षयाय सा ॥'

—જે આત્મા અપુનર્બન્ધકભાવમાં–મોહનીય કર્મની ઉત્કૃષ્ટ સ્થિતિ ફરી બાંધવી ન પડે એવાં ભાવમાં, આવી ગયો છે, પણ હજી સમકિત પામ્યો નથી; એની પણ જે શમશાલિની ક્રિયા–ઉપશમભાવની અને અકદાગ્રહભાવની એની જે ક્રિયા, એ ગમે તે દર્શનની હોય–ભિન્ન ભિન્ન દર્શનને અનુસરનારી હોય, તો પણ 'धर्मविघ्नक्षयाय सा —એ ક્રિયા ધર્મમાં અંતરાય આપનાર વિઘ્નોનો નાશ કરવા માટે સમર્થ છે.

એટલું જ નહિ, પણ ભગવંતે તો કીધું છે કે–જ્યાં આત્મા ચોથી દૃષ્ટિમાં વર્તતો હોય, ત્યાં એને એક જ વિચાર આવે કેઃ

સર્વજ્ઞ તો જગતમાં એક જ છે. ભલે એક જુદાં સર્વજ્ઞ કહે, બીજાં જુદાં સર્વજ્ઞ કહે, ત્રીજાં જુદાં કહે, પણ સર્વજ્ઞનું સ્વરૂપ તો ત્યાં એક જ છે. અને તે વીતરાગી પણ છે.

આવી રીતે મોક્ષનું સ્વરૂપ પણ એક જ છે. જુદું જુદું નથી. કોઈ વેદાંતીનો મોક્ષ જુદો નથી. પતંજલિનો મોક્ષ જુદો નથી. સાંખ્યનો મોક્ષ કોઇ જુદો નથી. નૈયાયિકનો જુદો નથી, તેમ જૈનનો પણ જુદો મોક્ષ નથી.

'संसाराऽतीततत्त्वं तु, परं निर्वाणसंज्ञितम् ॥'

—સંસારથી ઉલ્લંઘેલું-અતીત-જે મોક્ષ નામનું તત્ત્વ છે, તે કેવું છે ? તો 'यद् गत्वा न निवर्तन्ते, तद्धाम परमं मम'-જ્યાં જઈને પાછું નથી આવવાનું, તે મારું ધામ—મોક્ષ છે. વળી-

'यन्न दुःखेन संभिन्नं, न च भ्रष्टमनन्तरम् ।
अभिलाषापनीतं च, तज्ज्ञेयं परमं पदम् ॥'

—જે કોઈ જાતના દુઃખથી મિશ્ર નથી, મળ્યાં પછી જેનો નાશ થવાનો નથી, અને જે સ્થાન મળ્યાં પછી જગતની કોઇ જાતની અભિલાષા રહેવાની નથી, આવું ઉત્તમ સ્થાન જો કોઈ હોય તો એ મોક્ષ છે.

અને આવું જે મોક્ષ પદ, તે તો—

'तद्द्वयेकमेव नियमा च्छब्द भेदेऽपि तत्त्वतः ॥

—સાંખ્યનું પણ એક જ છે, યોગનું પણ એકજ છે,

ને જૈનનું પણ એક જ છે. શબ્દના ભલે ભેદ હોય. કોઈ એને 'પ્રકૃતિનો વિયોગ' કહે. કોઇ 'કર્મોનો નાશ' કહે. કોઈ 'દુરિતધ્વંસ' બોલે. કોઇ એને 'પરમાનંદરૂપ' માને. કોઇ 'ક્ષણિક–નૈરાત્મ્યવાદ' કહે. અને કોઇ 'માયાનો વિયોગ' કહો, પણ બધાંનું સ્થાન તો ત્યાં એક સરખું જ છે.

ચોથી દૃષ્ટિમાં રહેલ આત્માને આ ભાવના હોય છે.

આટલો બધો વિશાળ પરમાત્માનો ધર્મ છે. એ જેવો વિશાળ છે, એવો કોઇનો ધર્મ નથી. પણ એને વિશાળ કેમ કરવો? એને વિશાળતા કેમ આપવી? એ માટે આપણામાં સામર્થ્ય નથી. એ આપણી શક્તિ બહારનો વિષય છે. પણ કરીએ તો થઇ શકે.

એક જ દાખલો આપું. ઉપાધ્યાય યશોવિજયજી મહારાજાએ દિગંબરના ગ્રંથ ઉપર વિવરણ લખ્યું છે. એમણે ત્યાં પહેલો શ્લોક લખ્યો છે:

'ऐन्द्रमहः प्रणिधाय, न्यायविशारदयतिर्यशोविजयः ।
विषमामष्टसहस्री–मष्टसहस्र्या विवेचयति ॥'

—યશોવિજયજી મહારાજ બીજે ક્યાંય પોતાનું વિશેષણ મૂકતાં નથી. અહીં પોતાનું વિશેષણ મૂક્યું છે: ન્યાય વિશારદ એવો હું આત્માના સ્વરૂપને નમસ્કાર કરું છું.

તમે શું કામ કરો છો?

તો કહે છે: આ વિષમ એવો જે અષ્ટસહસ્રી નામનો ગ્રંથ છે—

—કોનો ગ્રંથ છે એ? તો દિગંબરનો ગ્રંથ છે. અને કોણે બનાવ્યો છે? તો વિદ્યાનંદ સ્વામી મહારાજે બનાવ્યો છે. એ મહાન્ ગ્રંથ છે. એના આઠ હજાર શ્લોક છે. એની ઉપર હું વિવરણ કરું છું.

એ વિવરણ કેટલાં શ્લોકોનું કરશો?

તો આઠ હજાર શ્લોકપ્રમાણવાળું વિવરણ હું બનાવું છું.

પછી કહે છે કે:

'सिताम्बरशिरोमणि र्विदितचारुचिन्तामणि
र्विधाय हृदि रुच्यतामिह समानतन्त्रे नये ।
अनर्गलसमुच्छलद्गहलवर्णतर्कोदक-
च्छटाभिरयमुत्सवं वितनुते विपश्चित्कुले ॥

—સિતાંબરોમાં શિરોમણિ એવો હું, તેઓ કોઈ ઠેકાણે આવું-પોતાનું અભિમાન બતાવે એવું-બોલ્યાં નથી. પણ અહીં બોલ્યાં છે. એ અભિમાન નહોતું. પણ તેઓ સમજીને બોલ્યાં છે.

સિતાંબરોમાં શિરોમણિ એવો હું છું, અને જેણે ચિંતામણિ નામનો જે મહાન ગ્રંથ છે–નૈયાયિકનો, ગંગેશ ઉપાધ્યાયે બનાવેલો, એ જેણે કંઠસ્થ કરી નાખ્યો છે, આવું જેને જ્ઞાન છે, એ (યશોવિજય) આ સમાનતંત્ર નય ઉપર વિવરણ કરે છે.

સમાનતંત્ર સિદ્ધાંત, પરતંત્ર સિદ્ધાંત, અભ્યુપગમ

સિદ્ધાંત, અને અધિગમ (સ્વતંત્ર) સિદ્ધાંત, આ ચાર પ્રકારના સિદ્ધાંતો છે. એનું સ્વરૂપે ય જાણવું જોઈએ.

આપણે તો સૂત્ર જાણવા નથી, ને અર્થ પણ જાણવા નથી. ઉત્સર્ગ કોને કહેવાય? અપવાદ કોને કહેવાય? ઉત્સર્ગ ઉત્સર્ગ કોને કહેવાય? અપવાદ-અપવાદ કોને કહેવાય? ઉત્સર્ગ અપવાદ કોને કહેવાય? ને અપવાદ ઉત્સર્ગ કોને કહેવાય? આવા છએ પ્રકારના તો સૂત્ર શાસ્ત્રમાં કીધાં છે. આપણને તો એ જાણવાની પણ શક્તિ નથી, ને વિચારવાની ય શક્તિ નથી. કહેવાનું એ છે કે આ દિગંબરનો જે-સમાનતંત્ર સિદ્ધાંત છે, એમાં रुच्यतां विधाय-રુચિ લાવીને હું આ વિવરણ ગ્રંથ બનાવું છું. કેમકે મારે તો એક જ કામ છેઃ

'स्याद्वादार्थः क्वापि कस्यापि शास्त्रे
यः स्यात् कश्चिद् दृष्टिवादार्णवोत्थः ।
तस्याख्याने भारती सस्पृहा मे
भक्तिव्यक्ते र्नाग्रहोऽणौ पृथौ वा ॥'

દૃષ્ટિવાદરૂપી જે દરિયો-પરમાત્માનો છે, એમાંથી એક બિંદુ પણ, એક સ્યાદ્વાદનો કણિયો પણ નીકળીને ગમે તે શાસ્ત્રમાં ને ગમે તે દર્શનમાં ઊડીને પડ્યો હોય તો એનું વ્યાખ્યાન કરવામાં મારી ભારતી સ્પૃહાવાળી છે.

કેમ? એટલાં કણિયાનું-બિંદુનું વિવરણ કરવાની શી જરૂર?

તો જેને પરમાત્માના સ્યાદ્વાદ ઉપર હૃદયમાં ભક્તિ

જાગી છે, એને આ નાનું ને આ મોટું, આ મારું ને આ પારકું, એવો આગ્રહ હોય નહિ.

એ ત્યાં વધારે બોલ્યાં છે કે :

'अम्भोराशेः प्रवेशे प्रविततसरितां सन्ति मार्गा इवोच्चैः-
स्याद्वादस्यानुयोगे क्वति क्वति न पृथक् संप्रदाया बुधानाम् ।
शक्यः स्वोत्प्रेक्षितार्थं स्वरुचिविषयतां तत्र नैकोऽपि नेतुं,
जेतुं दुर्वादिवृन्दं जिनसमयविदः किं न सर्वे सहायाः॥'

—જગતમાં મોટી મોટી અસંખ્યાતી નદીઓ છે, એ બધી નદીઓને દરિયામાં પ્રવેશ કરવાના માર્ગો કેટલાંય જુદાં જુદાં હોય છે. પણ એને છેવટે મળવાનું ક્યાં હોય ? તો દરિયામાં. એવી રીતે સ્યાદ્વાદનું જે વ્યાખ્યાન છે, અનેકાન્તવાદનું જે વ્યાખ્યાન છે, એ દરેક સંપ્રદાયો જુદી જુદી રીતે કરે છે. પણ કરે કોનું વ્યાખ્યાન? અનેકાન્તવાદનું, બીજા કોઈનું નહિ.

'क्वति क्वति न पृथक् संप्रदाया बुधानां'—એવાં કેટલાંય સંપ્રદાયો હશે, કેટલાંય વિદ્વાનો હશે, કે જેમણે સ્યાદ્વાદના જુદી જુદી રીતે વ્યાખ્યાનો કર્યા છે.

પણ તું તારી કલ્પનાથી, તારી ભ્રામક બુદ્ધિથી, 'એ જુદાં જુદાં વ્યાખ્યાન ખોટાં છે,' એમ સમજીશ નહિ. 'એ વ્યાખ્યાનોમાંથી અમુક માર્ગ ખોટો છે, એમ કહેવાનો અધિકાર નથી.

કારણ કે-યાદ રાખજે કે 'जेतुं [illegible]
विदः किं न सर्वे सहा

તેવા ભેદ હોય, પણ જ્યારે પરવાદી આવશે ત્યારે તો પરમાત્માના શાસનને માનનારા, એની શ્રદ્ધાવાળા, ભેગાં થઈ જશે. અને પરમાત્માના શાસનને હમેશાં જયવંતું જ રાખશે.

આવી વિશાળદૃષ્ટિ કેળવવી, એ આ પ્રસંગે આપણું કર્તવ્ય છે.”

---

ચૈત્ર સુદિ ૧૩, બુધવાર, તા. ૨૩-૪-૭૫ના ભગવાન મહાવીરના જન્મકલ્યાણક દિને સવારે ૧૦-૩૦ વાગે શેઠ હઠીભાઇની વાડીમાં ગુજરાત રાજ્ય ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવ સમિતિના ઉપક્રમે યોજાએલ સમારોહમાં

# પૂજ્યપાદ તપાગચ્છનાયક પરમદયાળુ આચાર્ય ભગવંત શ્રી વિજયનંદન સૂરીશ્વરજી મહારાજનું પ્રેરક ઉદ્બોધન

अनाग्रहादेव वक्तुः सकाशात् तत्त्वाधिगमो भवति ।

જે વક્તાને કોઈ જાતનો આગ્રહ નથી. મારું એ એ સાચું; એવો કદાગ્રહ નથી. પણ ‘સાચું એ મારું’ આવો જેને ભાવ છે તે વક્તા પાસેથી સાચું તત્ત્વ મળી શકે છે.

અને ‘मध्यस्थो बुद्धिमानर्थी, श्रोता पात्रमिति स्मृतः ।

જે મધ્યસ્થ બુદ્ધિવાળો છે, સમજુ છે અને અર્થી-

તત્ત્વની જિજ્ઞાસાવાળો-છે, તેવા શ્રોતાને જ તત્ત્વની પ્રાપ્તિ થઈ શકે છે.

ત્રિશાલનંદન કાશ્યપગોત્રીય શ્રમણ ભગવાન મહાવીર, જેઓ આપણા ચરમતીર્થંકર છે, જેઓ જગતના જીવમાત્રના પરમ ઉપકારી છે, જગતના હિત માટે જ જેમનો અવતાર છે, અને જેઓએ જન્મ લઈ ને સંસારના બંધનોને છોડી પ્રવ્રજ્યા લીધી અને સાડા બાર વર્ષ સુધી ઘોર તપશ્ચર્યા કરી અને શુક્લધ્યાનથી ઘાતીકર્મોનો ક્ષય કરી લોકાલોક-પ્રકાશક કેવળ જ્ઞાન મેળવી અને જગતના હિત માટે જેમણે પહેલું આચારશાસ્ત્ર બતાવ્યું અને જગતની આગળ સ્યાદ્વાદનો સિદ્ધાંત મૂક્યો. અને બતાવ્યું છે કે-સર્વજ્ઞનું સ્વરૂપ દરેક ધર્મમાં એકસરખું છે. મોક્ષનું સ્વરૂપ પણ એક સરખું છે. અને ઉપશમભાવ પ્રધાન મોક્ષનો માર્ગ પણ દરેકનો એક સરખો છે. આવો ઉદાર અને વિશાળ સિદ્ધાંત ભગવાન મહાવીરનો છે. એ પ્રભુએ કહ્યું છે કે—

'सव्वे जीवा न हंतव्वा' કોઈ પણ જીવને ત્રાસ, ભય, પરિતાપ કે ઉપદ્રવ ન આપવા. કોઇ જાતનું અસત્ય બોલવું નહિ. ચોરી ન કરવી, શુદ્ધ બ્રહ્મચર્ય પાળવું અને કોઇ જાતનો પરિગ્રહ પણ ન રાખવો-'मुच्छा परिग्गहो वुत्तो, नायपुत्तेण ताइणा'-ભગવંતે 'મૂર્છા'ને જ પરિગ્રહ કહ્યો છે. કોઈપણ વસ્તુ ઉપર મોહ ને મૂર્છા ન રાખવા,

વળી ભગવંતે બતાવેલો સ્યાદ્વાદનો સિદ્ધાંત પણ

દરેક વસ્તુની સિદ્ધિમાં અને વ્યવહાર દૃષ્ટિએ પણ અરસપરસના સંઘર્ષોને–મતભેદોને, મનભેદોને દૂર કરી, સમન્વય સાધી, સંપ અને એકતા કરવામાં મહાન આલંબન છે.

આ રીતના પ્રભુના સિદ્ધાંતો જગત સમક્ષ મૂકવાની અત્યારે વધારેમાં વધારે જરૂર છે. દુનિયા હિંસા, ક્લેશ, કંકાસ અને લડાઈથી કંટાળી ગઈ છે. **ભૌતિક સુખોમાં રાચતી દુનિયાને આ મહાવીરના સિદ્ધાંતોથી જરૂર ફાયદો થવાનો છે અને જગતની શાંતિ માટે પણ આ સિદ્ધાંતનો પ્રચાર અનિવાર્ય છે. અને તે હેતુસર આ ઉજવણી થાય છે.**

પ્રભુ મહાવીરના ચાલતા ૨૫૦૦મા નિર્વાણ મહોત્સવમાં આજે પ્રભુ મહાવીરના જન્મકલ્યાણકની એટલે પ્રભુની જન્મ જયંતીની આ ઉજવણી થાય છે.

नारका अपि मोदन्ते, यस्य कल्याणपर्वसु ।

પ્રભુના જન્મ વખતે જગતના સર્વ જીવોને આનંદ થાય છે. તેમજ નારકીના જીવોને પણ આનંદ થાય છે.

**ઉજવણીની રીતરસમોમાં એટલે કે કાર્યક્રમોની પદ્ધતિમાં ફેર હોઈ શકે છે, પણ દરેકનો હેતુ તો એટલો જ હોય છે કે—'પ્રભુ મહાવીરના સિદ્ધાંતોનો પ્રચાર થાય અને ધર્મની પ્રભાવના વધે. એટલે તે રીતરસમોમાં વાંધા ઉઠાવવા, તે પણ વાજબી નથી,** પણ પ્રભુ મહાવીરના સિદ્ધાંતોનો વધુમાં વધુ કેમ પ્રચાર

થાય અને પ્રભુ મહાવીરના સ્યાદ્વાદથી આપણા અરસપરસના સંઘર્ષો ઓછાં થાય, મતભેદો ઓછાં થાય, અને સંપ થાય, તે રીતે સમન્વય સાધી ખંડનની પ્રક્રિયાને નહિ અપનાવતા સંપ અને એકતા થાય તે રીતે પ્રચાર કરવો જોઈએ.

ધર્મપ્રચારના કે ધર્મપ્રભાવનાના દરેક કાર્યોમાં સાવદ્યયોગ તો થાય જ છે. પ્રભુના વરઘોડા નીકળે છે, દીક્ષાના–વર્ષીદાનના વરઘોડા નીકળે છે, ગુરુભગવંતોના સામૈયાં થાય છે, બધામાં સાવદ્ય વ્યાપાર તો હોવાનો જ.

'विना सावद्ययोगेन, न स्याद्धर्मप्रभावना'–

સાવદ્ય વ્યાપાર કર્યા વિના ધર્મની પ્રભાવના થાય જ નહિ, પણ તેનો હેતુ અને ઉદ્દેશ નિર્મળ હોવા જોઈએ, એ જ હંમેશાં જોવાય છે.

ભગવાન મહાવીરના ૨૪૦૦મા નિર્વાણવર્ષમાં આપણે અહીં હતા નહિ, અને ૨૬૦૦મા નિર્વાણવર્ષમાં આપણે અહીં નહિ હોઈએ. એટલે આપણે માટે તો ૨૫૦૦મું વર્ષ અને ૨૫૦૦મા વર્ષની ઉજવણી— એ જ બરાબર છે અને ભાગ્યમાં હોય તો જ તેનો લાભ મળી શકે છે.

અને જેને જેને જે જે રીતે ઉજવણી કરવી હોય તે રીતે કરી શકે છે. એમાં પ્રભુના ગુણોનો અનુવાદ કરવાનો છે. પ્રભુના ગુણોને યાદ કરવાના છે, અને પ્રભુના સિદ્ધાંતોનો જગત પ્રચાર કરવાનો એ દરેકનું ધ્યેય એક જ છે.

કોઈ કહેશે કે, મારે પ્રભુની પૂજા કેસરથી કરવી છે.' કોઈ વળી કહેશે કે, 'મારે ચંદનની પૂજા કરવી છે.' કોઈ વળી કહેશે કે, 'અમારે કંકુથી પૂજા કરવી છે.' અને કોઈ કહેશે કે, 'અમારે તો સિંદૂરથી પૂજા કરવી છે.' આ બધાંનું ધ્યેય પ્રભુની પૂજા અને ભક્તિનું જ છે.

કોઈ કહે છે કે હું આ પત્થરને દેવ માનું છું. કોઈ કહે છે કે હું આ ચીંથરાને ભગવાન માનું છું. તો તે પત્થરની કે ચીંથરાની નિંદા કરી અને તેને ખોટી રીતે ચીતરીને સામાનું હૃદય દુભવવું તે વાજબી નથી. એટલું જ નહિ, પણ સામાના હૃદયને દુભવનાર કાયદેસર ગુનેગાર પણ બને છે.

ભગવાન મહાવીરનું આજે-ચૈત્ર સુદિ તેરશ, બુધવાર તા. ૨૩-૪-૭૫ના દિવસે જન્મકલ્યાણક છે. એ પ્રભુનું જન્મકલ્યાણક જગતના દરેક જીવોને શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ, ઋદ્ધિ, વૃદ્ધિ, સુખ, સૌભાગ્ય અને મહોદય આપનારું થાઓ.



કોઈ કહેશે કે, મારે પ્રભુની પૂજા કેસરથી કરવી છે.' કોઈ વળી કહેશે કે, 'મારે ચંદનની પૂજા કરવી છે.' કોઈ વળી કહેશે કે, 'અમારે કંકુથી પૂજા કરવી છે.' અને કોઈ કહેશે કે, 'અમારે તો સિંદૂરથી પૂજા કરવી છે.' આ બધાંનું ધ્યેય પ્રભુની પૂજા અને ભક્તિનું જ છે.

કોઈ કહે છે કે હું આ પત્થરને દેવ માનું છું. કોઈ કહે છે કે હું આ ચીંથરાને ભગવાન માનું છું. તો તે પત્થરની કે ચીંથરાની નિંદા કરી અને તેને ખોટી રીતે ચીતરીને સામાનું હૃદય દુભવવું તે વાજબી નથી. એટલું જ નહિ, પણ સામાના હૃદયને દુભવનાર કાયદેસર ગુનેગાર પણ બને છે.

ભગવાન મહાવીરનું આજે-ચૈત્ર સુદિ તેરશ, બુધવાર તા. ૨૩-૪-૭૫ના દિવસે જન્મકલ્યાણક છે. એ પ્રભુનું જન્મકલ્યાણક જગતના દરેક જીવોને શાંતિ, તુષ્ટિ, પુષ્ટિ, ઋદ્ધિ, વૃદ્ધિ, સુખ, સૌભાગ્ય અને મહોદય આપનારું થાઓ.

